માત્ર પારસીધર્મમાં સર્વસ્વ છે એટલું જ કહી બેસી રહ્યા. અંધ જમાનો વહી ગયો છે. પોતાનાં ધર્મનાં તત્વો સમજાવતા અંધશ્રદ્ધા રાખવી એ વ્હેમને પરિપોષી અને કુટુમ્બોને પાયમાલ કરનારા ધર્મગુરૂઓ પ્રત્યે વખત જતાં અભાવ ઉત્પન્ન થવાનો જ.

આ બધા પ્રશ્નનું સૂચન આ પુસ્તકમાં અને સંસારસમાજ અને ધર્મના નેતાઓ તેમજ વાચકવર્ગ ફુરસદની વેળા એ સંબંધી કંઈક વિચાર કરશે તો પણ લેખક ઉપકારી થશે.

આ લેખક પ્રત્યે જે જે વાચકોએ વારંવાર સદ્ભાવ દર્શાવ્યો છે તે સદ્ભાવને લીધેજ આટલું થઈ શકયું છે; તે માટે તેમનો ઉપકાર માનવો અયોગ્ય નથી. પુસ્તક વાંચી અનીતિ કે હલકા વિચારો—હલકી લાગણીઓ ઉશ્કેરાય એવું કાંઇ જ નથી; પણ ક્ષણવાર આપણા જીવનક્રમનો વિચાર કરવા મન થાય એમ છે, એટલો જ અભિપ્રાય મળશે તો બસ છે.

અન્તે સયાજી વિજયના માલેક ને તંત્રી સ્નેહીભાઇ માણેકલાલ આરામ ડાકટરે આ પુસ્તક વાંચી પસંદ પડતાં પ્રકાશમાં લાવવાની ઇચ્છા દર્શાવી છે, તે માટે તેમજ ત્હેને સારી રીતે પ્રસિદ્ધ કરવા સમસ્ત ગુજરાતી પ્રજા સાથે હું એમનો ઉપકાર માનું છું.

વીલર વીલા : **સાંતાક્રુઝ**
દેવ ૬ ૧૯૭૦

ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ.

# : અનુક્રમ :

# પ્રકરણ ૧ લું

## સ્નેહાંકુર

આપણા દેશમાં હોળીની હોરીઓ, અશ્લીલગીતો–ધુલેટી, હમણાંજ પસાર થઇ હતી. વસન્તોત્સવના પવિત્ર અને નિર્દોષ આનંદોના ભણકારા હજી વાગતા હતા, તે વખતે યુરોપમાં–તેમાંયે ઈંગ્લાંડમાં તો 'મે કવીન'ની રમતો રમાંતી હતી. બાર મહિનામાં મે માસ ઉત્સાહક–આનંદજન્ય લેખાય છે અને તેટલાજ માટે ત્યાં જીવનનાં પ્રોત્સાહક સમયને મેની ઉપમા અપાય છે. લગભગ બાર બાર માસની તીવ્ર તપશ્ચર્યા પછી 'બરફ'નાં શરીર ઓગળવા માંડયાં હતાં. ટાઢ થોડો સમય તો બંધ થઈ અને વૃક્ષોને નવપલ્લવ આવવા લાગ્યાં હતાં.

ટેમ્સ નદી બે કાંઠે વહેતી હતી. પરદેશીને તેનો વિશાળપટ, ધસારાબંધ દોડતું પાણી, તે ઉપર હજારો વહાણો–સ્ટીમરો–જોલીબોટો–માછવાઓ જોઇને એમજ લાગે કે આ નદી નથી પણ ખાડી છે–સમુદ્રજ છે. દરિયાનાં ઉછળતાં મોજાંની માફક ટેમ્સના પ્રવાહ ઉપર ઉદય પામતા સૂર્યનાં કિરણો ઝગઝગી, જોનારનાં નેત્રને આંજી નાંખતા હતાં. ચલ્લીઓ અને બીજાં શિકારી પક્ષીઓએ પ્રાતઃકાળે રાત્રિની શાન્ત નિદ્રા પછી સ્વચ્છંદ ફરતી માછલીઓ ઉપર પોતાનો મોર્ચો શરૂ કર્યો. નદીને સામે કિનારેની ઝાડીમાંથી પક્ષીઓનાં મધુર ગીતો નિકળવા માંડયાં હતાં. ડક્કા ઉપર વહાણના માલની આવ–જા

થવા માંડી હતી. માછીમારો નાની બોટો લઈ જાળ પાથરતા હતા. નાનાં બાલકો-ઉત્સાહભરી સુંદર કન્યાઓ "એંગ્લીંગ" ની મજાહ માણતી હતી.

અને ગાઢસ્નેહથી બદ્ધ દંપતીઓ-નવીન વરવધુઓ અને મિત્રો જોલીબોટમાં ફરવા નીકળ્યાં હતાં. એક નાની બોટ બોલ્ટર્સ લૉક તરફ આવતી હતી. ભીના ચાટવા જ્યારે પાણીમાંથી બહાર આવતા ત્યારે સૂર્યનાં કોમળ કિરણોમાં પ્રકાશતા હતા; અને હોડીની પાછળ પડતા લીસોટામાં અનેક જળચર પ્રાણીઓ કુદાકુદ કરી મૂકતાં હતાં. મછવાના પાછલા ભાગમાં એક અંગ્રેજ કન્યા-સુંદર, મોહક છતાં શાન્ત ચહેરાવાળી-કન્યા બેઠી હતી. તેની નજર દૂરના ખેતરો તરફ હોય એમ લાગતું હતું. સામે કિનારે ઘટામાં બોલતી કોયલના મધુરસ્વર આ કન્યાના હૃદયમાં કાંઈ કાંઈ ભાવો પ્રગટ કરતા હતા. આ કન્યાને નદીના ઠંડા પાણીમાં રમવાનું મન થયું અને વાંકી વળી હાથ પાણીમાં રાખ્યો.

હલેસાં મારતા મારતા હોડીમાંના એકે કહ્યું: "એની! પાણી બહુજ ઠંડુ છે અને અત્યારમાં પાણીમાં હાથ રાખવામાં મજાહ નથી."

બોલનારના શબ્દ જ મીઠા હતા. બોલવાની ઢબ જ આકર્ષક હતી. 'એની!' શબ્દ બોલવાની પદ્ધતિજ એવી હતી કે એ બોલનાર અંગ્રેજ નહિ પણ પરદેશી હોવો જોઈએ, એમ સાંભળનારને ઇંગ્લાંડમાં તો લાગ્યા વગર ન રહે.

"ના. ના. પાણી ઠંડુ છે પણ ઘણું ઠંડુ નથી. મને તો મજાહ પડે છે. દૂર બોલતી કોયલનો મીઠો રવ જેમ હું સાંભળી શકું છું તેમ નદીનો મીઠો રવ સંભળાતો નથી એટલે પાણી ઉછાળવું ગમે છે. જીવનલાલ! હિંદુસ્તાનમાં કોયલ હોય છે?"

"ઘણીએ! પણ......તમારા જેવા મીઠા સુરવાળી તો નહિજ."

જીવનલાલની સાથે બેઠેલો હિંદુસ્તાનનોજ રહીશ બોલી ઉઠયો:

"અમારી કોયલની તમારી કોયલ સાથે સરખામણી કરી શકાય એમજ નથી. અમારી કોયલને એકજ સુર ને એકજ ગીત આવડે છે. એ સાંભળીને તમને તો કંટાળોજ આવે."

જીવનલાલ અને ચુનીલાલના અવાજમાં, સ્વભાવમાં, વતનમાં, વિચારમાં બહુજ તફાવત હતો. ચુનીલાલ ઉતાવળથી–કઠોરતાથી કાનને કર્કશ લાગે એમ બોલતો. હલેસાં મારતાં મારતાં તે અટકી ગયો; કારણ કે "બોસ્ટર્સ લૉક" ઝાડીમાં દેખાવા લાગી હતી. ચુનીલાલના શબ્દ સાંભળી મીસ એનીએ માથું હલાવી ઉત્તર આપ્યો: "ચુનીલાલ! મને કોઇ પણ પક્ષી ઉપર કંટાળો આવતોજ નથી, એ તમારે ખાત્રીથી માનવું."

ચુનીલાલને મીસ એનીના બોલવા ઉપર વિશ્વાસ ન આવ્યો ને બોલ્યો: "તમે અમારા દેશની સમડીઓ અને કાગડાના ત્રાસદાયક અવાજ સાંભળ્યા નથી, નહિ તો આમ ન બોલત."

મીસ એની: "અમારા ઇંગ્લાંડમાં પણ સમડીઓ અને કાગડા છે એ તમે જાણતાજ હશો અને આજ પળે સામેની ઝાડીમાંથી એમના અવાજ હું સાંભળું છું."

મીસ એનીએ પોતાની સુંદર ભૂરી મોહક આંખો દૂરની ઝાડી તરફ ફેરવી. ફેરવી–એટલુંજ, કારણ કે એ સુંદર ચકચકિત આંખો નહોતી, પણ જોવાની શક્તિ વિનાનાં નેત્ર હતાં. આ મોહક, કોમળ અને સુંદર કન્યા જન્માંધ હતી.

એના મનથી તો "સઘળું કાળું કાળું રે......" હતું.

જીવનલાલ ઘડીમાં મીસ એનીની નિસ્તેજ આંખો જોતો, તો ઘડીમાં દૂરની ઘટા તરફ નજર કરતો બોલ્યો:

"એની! તમારૂં કહેલું ખરૂં છે. પેલા ઝાડ ઉપર કાગડા બેઠા છે, ને નાનાં પક્ષીઓને પજવે છે. પણ તમે અહીંથી તેમના–કોયલના અવાજ સાંભળી શકો છો એ નવાઇ! હું તો સાંભળતો નથી."

આ નાજુક કન્યાના મુખ ઉપર આનંદ છવાયો અને તે બોલીઃ "એક ઇંદ્રિય અશક્ત હોય ત્યારે બીજી ઇંદ્રિયમાં વધારે શક્તિ આવે છે. નેત્રવાળા કરતાં હું વધારે સાંભળી શકું છું. જીવનલાલ! હું તમારા વિચાર પણ સાંભળી શકું છું." 'તમારા' શબ્દે ઉચ્ચાર ઉચ્ચારનારના હૃદયમાં તેમજ સાંભળનારના ચિત્તમાં કાંઇક અલૌકિક રસ રેડ્યો હતો.

ચુનીલાલઃ "મીસ એની! તમે મારા વિચાર સાંભળી શકો છો? –સમજી શકો છો?"

મીસ એનીઃ "તે હું કહી શકતી નથી–સમજી શકતી નથી."

તે ચુનીલાલ અને જીવનલાલ સાથેના પોતાના વર્તનનું બારીક અંતર સમજાવવા ઇચ્છતી નહોતી, એટલે એણે વાત ઉડાવીઃ "હુક્કા ઉપરના અવાજ હું સાંભળું છું, એટલે સમજી શકું છું કે આપણા જેવાં બીજાં માણસો પણ નદી ઉપર આવ્યાં લાગે છે."

"નદીનો પુલ હમણાં ખસશે માટે સંભાળજો."

ચુનીલાલ અને જીવનલાલે મછવો હાંકવો શરૂ કર્યો. સામેથી નાની સ્ટીમલોંચ આવતી જોઇ. પુલ ખસવા માંડ્યો અને લોકોનો ઘોંઘાટ વધ્યો.

મીસ એનીનો હાથ હજી પાણીમાંજ હતો.

સ્ટીમલોંચ આવતી જોઇ નહિ–જોઇ શકી નહિ–જોઇ શકે એમ હતું નહિ. ચુનીલાલે સ્ટીમલોંચ સાથે બોટ ન અથડાય એટલા માટે બહુ સંભાળ રાખી, પરંતુ તેમ કરતાં સ્ટીમલોંચનો ધક્કો મીસ એનીના હાથને લાગ્યો. મીસ એનીએ હાથ તરત લઇ લીધો, પણ લેતાં લેતાં ઘસાયો. સફેદ રૂની પુણી જેવી ચામડી છોલાઈ અને લાલ-સુરખ લોહી વહેવા લાગ્યું.

જીવનલાલઃ "એની! એની! વાગ્યું, ખરૂં?"

જીવનલાલે મીસ એનીનો હાથ પોતાના હાથમાં લીધો ને ગજવામાંથી રૂમાલ કાઢી પાટો બાંધી લીધો.

સ્ટીમલોંચમાં બેઠેલા બે સદ્‌ગૃહસ્થોએ આ અકસ્માત જોતાંજ સ્ટીમલોંચ ઉભી રાખી માફી માગી અને દિલગીરી પ્રદર્શિત કરી. ચુનીલાલ બન્ને તરફ ટીકી ટીકીને જોઇ રહ્યો હતો.

તેમાંના એક સદ્‌ગૃહસ્થે કહ્યું: "તમે બોટમાં હશો અને બોટ અત્યારના પહોરમાં સામી મળશે એવું અમે ધાર્યુંજ નહોતું."

ચુનીલાલ: "અમારા ઉપર ધસી આવવાનું એ કાંઇ વ્યાજબી કારણ નથી."

બીજો સદ્‌ગૃહસ્થ બોલ્યો: "તે હશે, પણ તમને મછવો હાંકતાં આવડતો નથી. આવડતું હત તો અકસ્માત થાતજ નહિ. જો કે થયેલા અકસ્માત માટે અમે બહુજ દિલગીર છીએ."

મીસ એની જેવી અંગ્રેજ કન્યા સવારના પહોરમાં બે હિંદુઓ સાથે નદીની સહેલગાહે જાય, એક હાથ હિંદુના ખભા ઉપર રાખે ને પાટો બાંધેલો હાથ હિંદુના હાથમાં રાખે, વળી તે હાથને હિંદુ સ્નેહથી પંપાળે, તે પેલા બે અંગ્રેજોથી જોઈ શકાયું નહિ; અને તેને લીધેજ ચુનીલાલની સાથે કાંઇક તુમાખીથી વાત કરતા હતા. પણ ચુનીલાલ તેમને પહોંચી વળે એવો હતો.

ચુનીલાલે ભવાં ચઢાવી કહ્યું: "દિલગીર થયે લોહી બંધ થવાનું નથી અને દયા લાવે આરામ થતો નથી સમજ્યા !"

જીવનલાલ: "ચુનીલાલ ! હવે બસ થયું. મીસ એનીને પસંદ નથી."

જીવનલાલને ચુનીલાલ કરતાં મીસ એનીનો વધારે ને સારો પરિચય હતો.

લોંચમાંનો સદ્‌ગૃહસ્થ: "મહેરબાની કરી જણાવંશો કે તે બાનુએ પોતાનો હાથ વખતસર ખેંચી કેમ ન લીધો ? અકસ્માત્ થશે એમતો એમને પણ જણાયુંજ હશે."

જીવનલાલે પાટાની ગાંઠ ફરીને બાંધતાં કહ્યું: "દુર્ભાગ્યે મીસ એની જોઈ શકતાં નથી."

હિંદુસ્તાનના લોકોમાં સ્વભાવજન્ય નમ્રતા—સુજનતા અને તેમાં પણ ઊંચી જાતિઓમાં જે વિવેક—ગંભીરતા હોય છે તે વિવેક—સુજનતા—ગંભીરતા—નમ્રતા જીવનલાલના બોલવામાં—વર્તનમાં સ્પષ્ટ દેખાઇ આવતી. બન્ને અંગ્રેજો નરમ થઇ ગયા અને એકજ દેશના બંન્ને દેશીઓમાં તફાવત જોઇ શક્યા. જીવનલાલના ઉત્તરથી પૂર્ણ સંતોષ પામી સભ્યતાથી કેપ્ટન હંટર બોલ્યો: "ખરેખર! આ અકસ્માતને માટે હું બહુ દીલગીર છું. આ અકસ્માત કેમ બન્યો તે હવે હું સમજી શકું છું. તે બાનુને ગંભીર ઈજા તો થઈ નથી ને?"

બીજા સદ્‌ગૃહસ્થે કહ્યું: "અરે! આતો મીસ એની એવનડીન. મીસ એની! તમે મને નથી ઓળખતાં?"

મીસ એનીએ માથું ઊંચું કર્યું ને શુષ્ક દૃષ્ટિ, અવાજ આવતો હતો તે તરફ ફેંકી. પેલા સદ્‌ગૃહસ્થે ચહેરો જોયો, ભૂતકાળ સાંભરી આવ્યો, મીસ એનીના મુખ ઉપર સ્મિત છવાયું અને ઘાંટો ઓળખ્યો હોય એમ બોલી: "મને તમારો ઘાંટો પરિચિત લાગે છે. તમે મારા પિતાના શિષ્ય હતા, નહિ વારુ? આશરે આઠ દશ વર્ષ ઉપર. મી૦ મીલન તમેજ ને?........હિંદુસ્તાનથી આવ્યા છો કે?"

"રજા ઉપર ઘેર આવ્યો છું. આઠ વરસ નોકરી કર્યા પછી આરામ લેવા આવ્યો છું. મીસ એની! તમે મને બરાબર ઓળખ્યો—જો કે શી રીતે ઓળખ્યો તે હું સમજી શક્યો નથી."

"મને મારા કાન બહુ મદદ કરે છે. કાનને બેવડી ફરજ આવી છે."

"અત્યારમાં ટેમ્સ ઉપર ક્યાંથી! જ્યારે હું હતો ત્યારે તો તમારા પિતા 'બાથ' રહેતા હતા. એતો દશ વર્ષની વાત."

આ બન્ને વચ્ચે વાત ચાલતી હતી તે વખતે બીજા તદ્દન મૌનજ હતા. ચુનીલાલ મછવાને સંભાળી ઉભો હતો. કેપ્ટન હંટરે

આ વાતમા રસ ન પડવાથી નદી ઉપરના છોડવા ઉપર ઉડતાં પતંગિયાંઓ જોયા કરતો હતો.

"હવે અમે મેડનહેડમાં રહીએ છીએ. મારા પિતાને ત્યાં હજી શિષ્યો આવે છે. આ બન્ને હિંદુસ્તાનથીજ આવ્યા છે. આ જીવનલાલે ઇન્ડીયન સીવીલ સર્વિસની પરીક્ષા આ સાલ પસાર કરી છે અને તમારા ઈલાકામાંજ થોડા દિવસમાં જવાના છે." કુમારિકાએ કહ્યું.

એકજ દિશામાં જનારા ને એકજ લાઇનમાં આવનાર તરફ સહજ વૃત્તિ ખેંચાય તેમ ખેંચાવાથી મી૦ મીલન, જીવનલાલ તરફ જોઇ રહ્યો અને એક દેશીને અંગ્રેજ કન્યા સાથે આટલી છૂટથી વર્તતો જોઇ અણગમો ઉપજ્યો: પણ તે તરફ દુર્લક્ષ બતાવી જીવનલાલને કહ્યું:

"તમે ક્યાંના છો તે અને તમારા કુટુંબનું નામ જણાવશો ?"

જીવનલાલ: "હું ધંધુકાનો મોઢ વાણીઓ છું. મારા પિતા જાગીરદાર છે. તેમનું નામ ગીરધરલાલ."

મી૦ મીલન: "ગીરધરલાલ! એમને હું સારી રીતે ઓળખું છું. તે જૂના જમાનાના છે, તેમ વસ્તારી છે. એમના જેવા વિલાયતનું નામ સાંભળી ચોંકનારા પોતાના છોકરાને વિલાયત મોકલે એ ખરેખર આશ્ચર્યકારક છે. મેં સાંભળ્યું કે ગીરધરલાલનો છોકરો વિલાયત ગયો ત્યારે મેં માન્યું નહોતું. એ બનેજ નહિ. તમારી ગ્નાતિનો પેલો બેરીસ્ટર થઈ આવ્યો તેને નાત બહાર કાઢવામાં ગીરધરલાલજ પહેલા હતા."

જીવનલાલને હસવું આવ્યું ને તે બોલ્યો: "વિલાયત જનારને સ્કોલરશીપ મળનાર હતી. મારા કુટુંબને કીર્તિ–માનનો મોહ અને અમદાવાદ જિલ્લામાં પોતાનો કુટુંબી દિકરો આસિસ્ટંટ કલેક્ટર તરીકે હોદ્દો ભોગવે એ જોવાની એમની પ્રબળ ઇચ્છા છે. મેં અમદાવાદ જિલ્લા માટે માગણી પણ કરી છે."

મીલન વધારે ગંભીર થયો ને બોલ્યોઃ

"એ નોકરી તમને મળી શકશે નહિ. ખાનગી સવડને માટે સરકાર પોતાના નિયમનો ભંગ નહિ કરે. પોતાના જિલ્લામાં રહેવાની તમારી માગણી તમને લાભ કરવાને બદલે નુકશાન કરશે."

એનીઃ "કેવો અન્યાય!"

પોતાના ઉપરી અમલદાર વર્ગના વિચાર યોગ્ય હોય એવી માન્યતાથી મીલન જરા હસ્યો અને ચુનીલાલ તરફ નજર કરીને બોલ્યોઃ "શું તમે પણ સીવીલ સર્વિસના ઉમેદવાર છો કે?" ચુનીલાલે કંઇક નિરાશા, કાંઇક તિરસ્કાર અને કાંઇક મજાકમાંજ ઉત્તર આપ્યોઃ "બંગાળી ભાષામાં કહું તો હું ફેઇલ્ડ સીવીલિયન છું અને ઉંમરનો બાધ આવવાથી એ દિશા હવે મારે માટે બંધ છે. જીવનલાલની સાથે હું પણ ઇંગ્લાંડનો વધુ અનુભવ લઇ ડાહ્યો બની હિંદુસ્તાન જાઉં છું."

ચુનીલાલનું બોલવું કેપ્ટન હંટરને રૂચતું ન હોવાથી તે પીડા પતાવવા માગતો હતો, તેથી મીલને કેપ્ટન હંટરને કહ્યું: "અમે તમને વધારે વખત નહિ રોકીએ. (મીસ એની તરફ ફરી) શું? તમે પુલની પેલી બાજુ જતાં હતાં?"

એનીએ તરત પ્રત્યુત્તર આપ્યોઃ "ના, ના. હવે હું તો પાછી ફરીશ. જીવનલાલ! તમને કાંઇ વાંધો છે?"

જીવનલાલઃ "વાંધો? મીસ એની! તમારે માટે વાંધો હોયજ નહિ ને તેમાં પણ તમારે હાથે દરદ થતું હોય તો તો પાછું ફરવું જ જોઇએ."

મીલનઃ "કહો તો મછવો પાછો ફેરવવામા મદદ કરૂં?"

કેપ્ટન હંટરનાં ભવાં ચઢયાં. તેને હિંદુસ્તાનનો અનુભવ હતો અને હિંદુસ્તાન વિશે તેણે અમુક અભિપ્રાય બાંધ્યા હતા. એના વિચાર પ્રમાણે દેશીઓને હિંદુસ્તાન તેમજ ઇંગ્લાંડમાં ઉત્તેજન આપવાની

જરૂર નહોતી. એક કાળા આદમી સાથે અંગ્રેજ કન્યાનો દેખાવ—એ વિચારજ કેપ્ટન હંટરને ત્રાસદાયક હતો. હિંદુસ્તાનમાં હલકી વૃત્તિના અનેક અંગ્રેજો દેશી સ્ત્રીઓ સાથે વધારે પડતી અયોગ્ય છૂટ લે, તે તેમના મનથી યોગ્યજ; પરંતુ એક દેશી—ઉચ્ચ વિચાર અને આચારનો દેશી, યુરોપીઅન કન્યા સાથે નિર્દોષપણે—શુદ્ધ ભાવે પણ વાત કરે—ફરે તે ન ખમાય. યુવાન પુરૂષની સાથે ઉછરતી કન્યા ફરે તે હિંદુસ્તાનમાં તો શંકાની નજરે જોવાય છે. બંને ભાઇ બેન હોય—મિત્ર પત્ની હોય—કાકી—મામી કે દૂરની સગી કે સ્નેહી હોય, પણ સ્ત્રી થઇ એટલે થઇ રહ્યું. સ્ત્રી સારી હોયજ નહિ. પુરૂષોને બગાડનાર—અધોગતિએ લઇ જનાર સ્ત્રીજ છે. પુરૂષો તો પુણ્યાત્મા, પવિત્ર શુદ્ધ વૃત્તિવાળાજ છે. પુરૂષ અને સ્ત્રી, પતિ પત્ની સિવાય સાથે રહી શકેજ નહિ, એ માનવું એ આપણા મનની કેટલી નબળાઇ! આપણા નીતિબળની કેટલી અધોગતિ દર્શાવે છે? કેપ્ટન હંટરને હિંદુસ્તાનના વતનીઓ જેવો ક્ષુદ્ર વિચાર આવ્યો નહોતો. માત્ર દેશીઓ જેના ઉપર પોતે રાજ્ય ભોગવવા—સત્તા ચલાવવા સર્જાયેલા છે તેવા દેશીઓ, અંગ્રેજોની માફક અંગ્રેજ કન્યા સાથે વર્તે—સમાનતાથી વાત કરે તે અસહનીય હતું. જીવનલાલ સભ્ય હતો, આઇ. સી. એસ. હતો. અંગ્રેજ રીતરીવાજોથી વાકેફ હતો એટલે એની સાથે મીસ એની વાત કરે—ફરે તે તો ઠીક, પણ ચુનીલાલ—એ કાળા બાબુ સાથે વાત કેવી? એવાને તો હંમેશને માટે દૂરજ રાખવો, એવો તેનો પોતાનો વિચાર હતો.

31,176

મીલનની મદદનો આભાર સહિત સ્વીકાર કરવામાં આવ્યો ને બધાંનાં ચિત્ત મછવો પાછો ફેરવવામાં—હલેસાં મારવામાં—ઉછળતા પાણીના મોજાં નિહાળવામાં ગયો. રખેને મીસ એનીને આંચકો લાગે એ બીકે જીવનલાલ તેની પાસે બેઠો અને દોરડું હાથમાં લેતાં લેતાં હાથ તેના શરીરને અડકયો. હાથ અડકતાંજ—જીવનલાલ પાસે

કે એ ખબર પડતાંજ એનીના ચહેરા ઉપર આનંદ–શાંતિ–ઉત્સાહ પ્રસર્યાં. સામી બાજુએ બેઠેલા મીલનની નજર તેની તરફજ હતી. મીસ એનીના મ્હોં ઉપરના વિકારો એણે જોયા. કિનારો આવ્યો અને એક પછી એક ઉતર્યાં.

એનીઃ "મી. મીલન ! ચાલો અમારી સાથે–ચાહ પીને જજો. મારા પિતા તમને જોઈ ખુશી થશે."

મીલનઃ "કેપ્ટન્ હંટર ! કેમ શું કરીશું? તમને હરકત ન હોય તો અડધો કલાક જઈ આવીએ ને હું મારા પૂજ્ય ગુરૂને મળી આવું."

મી૦ મીલનને મી. એવનડીન તરફ પૂજ્ય ભાવ હતો, પરંતુ આજ તે તેને મળવા જવા કરતાં મીસ એની સાથે વધારે વખત રહેવા–વાત કરવાની ઈચ્છાએજ જવા ધારતો હતો. એનીને તેણે એક બાલ કન્યા તરીકે જોઈ હતી. તે કળી મટી સુંદર પુષ્પ થઈ હતી. બાલિશતાને બદલે સ્ત્રીત્વ આવી રહ્યું હતું ને તેની સાથે મોહકતા–સુંદરતા વધારે ખીલી નિકળી હતી.

એની અંધ હતી–જન્માંધ હતી, પણ આંખોના રૂપમાં–કદમાં ફેર ન હોવાથી અજાણ્યાને તે અંધ લાગે એમ નહોતું; ને મીલન પણ તે ક્ષણવાર વિસરી ગયો હતો.

કિનારા ઉપર ગાડી ઉભી હતી. એનીએ જીવનલાલના હાથમાં હાથ રાખ્યો હતો. તે જીવનલાલની સાથે ધીરી ધીરી વાત કરતી હતી. જીવનલાલે તેને ગાડીમાં સંભાળીને બેસાડી અને પોતે પાસે બેઠો. એનીએ સહજ પણ વિચાર દર્શાવ્યો હત તો મીલને જીવનલાલનું સર્વ કામ ઉપાડી લીધું હત. પણ એનીએ મીલનની મદદ ન સ્વીકારતાં જીવનલાલનોજ હાથ સ્વીકાર્યો, જે મીલનને લાગી આવ્યું, પણ મુગોજ રહ્યો. ગાડી ચાલી ને મી. એવનડીનનું ઘર આવ્યું.

મી૦ એવનડીને ચશ્મા પહેર્યાં હતાં અને બાગમાં ગુલાબ પુષ્પો

તપાસતો હતો. એ પુષ્પોની મધુરતા–પરાગ લઈ જતાં નાનાં જંતુઓને પકડી દૂર કાઢી નાંખવામાં તે તલ્લીન થયો હતો, ત્યાં બધું મંડળ આવી પહોંચ્યું. મી૦ એવનડીન અતિથિ–સ્નેહીનો ભૂખ્યો હતો, એટલે આ મંડળ જોઇ રાજી થયો. કામ પડતું મૂકી તે ઝાંપા પાસે ગયો, અને સર્વને આવકાર આપી ઘરમાં "ડ્રોઇંગરૂમ"માં લઈ ગયો. ચાહ આવ્યો, ટેમ્સની સહેલગાહનો ઇતિહાસ નીકળ્યો. મીસ એની અંદરથી આવી એટલે મીલને પૂછ્યું: "મીસ એની! હજી દરદ થાય છે?" આટલું કહી તે ખુરશી ખસેડી મીસ એની પાસે જઇ બેઠો.

એની: "હું ધારતી હતી એવી ઈજા થઇ નથી. ઇજા કરતાં ભય વધારે લાગ્યો હતો."

એની, મીલનનો શબ્દ આવ્યો હતો તે તરફ જોઈ બોલી હતી એટલે મી૦ મીલનને તેની મુખાકૃતિ નિહાળવાની તક મળી. બાલપણમાં કાલું કાલું બોલતી, દોડાદોડ કરતી એની, એક અનુપમ સુંદરી–સ્ત્રી થઈ હતી. ઇશ્વરે એની એક ઇંદ્રિય ખુંચવી લીધી હતી પણ તેનો બદલો તેના ગોળ મ્હોંમાં–મોહક ચહેરામાં–કોમળતામાં લાલીભર્યા ગૌર વર્ણમાં વાળી આપ્યો હતો. તેનો અવાજ કોકિલને વિસરાવે તેવો હતો, તેની બોલવાની રીત મીઠામાં મીઠા સારંગીના તંતુનાદને હઠાવે એવી હતી.

કેપ્ટન હંટર, મીસ એવનડીનની સાથે બેઠો અને હિંદુસ્તાનમાં લશ્કરના અમલદારોની ફેરફારીની, લશ્કરની સ્થિતિની, દેશી અને વિલાયતી સીપાઈઓની શક્તિ, રીતભાતની વાત કરતો હતો. મી૦ એવનડીન ઇંડીયન સીવીલ સર્વિસના વિદ્યાર્થીઓને શિક્ષણ આપતો હોવાથી આ વાતમાં એને રસ પડયો હતો. જીવનલાલે એક 'કપ' એનીને આપ્યો અને એક 'કપ' મીલનને આપ્યો. એની અંધ હતી તેમાં આજે એક હાથ નકામો હતો. જીવનલાલે રકાબીમાં

ચાહ કાઢયો ને તેને પાયો. તેણે આનંદથી–ખુશીથી આભાર સહિત જીવનલાલની સેવા સ્વીકારી અને મીલનની સાથે વાત કરતાં કરતાં પણ જીવનલાલને અનેકવાર "થેંકયુ" કહેવું ચુકી નહિ. હિંદુસ્તાનમાં પોતાના ગુરૂની–મિત્રની કે વડિલની યુવાન કન્યા–સ્ત્રીની આમ સેવા કરતા યુવાન–કેળવાયેલા–સર્વ રીતે વિશુદ્ધ પુરૂષને જોઇ કયું સુધરેલું કુટુંબ–બી. એ. એમ. એ. એ.ની ઉપાધિવાળું કુટુંબ, શંકા લાવ્યા વિના રહેશે?

મી૦ મીલનને આ સેવા બીજા કારણથી દુઃખનું કારણ થઇ પડી. તેના મિત્રો–અંગ્રેજો હાજર છતાં એક દેશીની મદદ લે—એ મીલનના મનથી અયોગ્ય હતું, પરંતુ એનીનો પિતા એવનડીન હાજર હોવા છતાં તે ન બોલે એટલે પોતાનાથી કાંઇ થાય એમ ન હતું.

ચાહ પાતાં પાતાં જીવનલાલની આંગળીઓ–હાથ એનીની આંગળીઓને–હાથને અડકયો હતો–અડતો હતો. મી૦ મીલનની શાંતિનો ભંગ થયો. ઇર્ષ–શંકાનો કીડો તેના હૃદયમાં કરડવા લાગ્યો. ખાલી પ્યાલો નીચે મૂકતાં જીવનલાલ બોલ્યોઃ "મીસ એની! હવે હાથે કેમ છે?"

"ઘણું સારૂં છે."

જે હાથે વાગ્યું હતું તે હાથ જીવનલાલે ધીમે રહી હાથમાં લીધો. પંપાળવા લાગ્યો ને પાટો બરાબર છે કે નહિ તે જોવા લાગ્યો.

"મટી જશે! ગભરાશો નહિ. પાણીમાં હાથ ન નાંખવા મેં નહોતું કહ્યું?"

જીવનલાલના શબ્દો ઠપકારૂપ હતા, પરંતુ સ્નેહીના સ્નેહભર ઠપકામાં પણ ઓર ખુબી રહેલી છે. એની જીવનલાલનો ચહેરો ખુલી આંખે જોઇ શકે એમ નહોતું, પરંતુ તેનાં હૃદયચક્ષુ આગળ

જીવનલાલની સ્નેહમૂર્તિ ખડી થઈ. એની–સ્નેહાળ જન્માન્ધ કન્યા, રૂપ શું ? ખુબસુરતી શું ? વગેરે સમજતી નહોતી. પણ સ્પર્શ અને કર્ણેન્દ્રિયથીજ ઓળખી શકતી. તે દ્વારા એને હૃદયના તારોમાં ઝણઝણાટ થતો. અશક્ત—દુઃખાર્ત્ત–સ્નેહાળ–દયાપાત્ર વ્યક્તિ પ્રત્યે જે લાગણી થવી જોઇએ તે જ લાગણી જીવનલાલને અત્યારે થઇ હતી; પરંતુ શંકાશીલ મીલન વધારે શંકાશીલ બન્યો ને બોલ્યોઃ

"જીવનલાલ! મારા પૂજ્ય ગુરૂ પાસે તમે કેટલા વખતથી છો ?"

જીવનલાલઃ "મારે અહીં આવે દશેક વર્ષ થયાં."

એનીઃ "મી૦ મીલન ! તમારા ગયા પછી થોડા માસમાંજ એ આવ્યા."

મીલનઃ "આવ્યા ત્યારથીજ મી૦ એવનડીનની સાથે રહ્યા છો ?"

જીવનલાલઃ "એમનું ઘર એ મારૂં ઘરજ સમજું છું. વચમાં 'હેરો' જઇ આવ્યો ને ઇંડીયન સીવીલ સર્વિસની પરીક્ષા પતાવી છે. દુર્ભાગ્યે પાછું હિંદુસ્તાન જવાનું આવ્યું છે. હવે સપ્ટેમ્બરમાં ત્યાં જવુંજ જોઇએ."

મીલનઃ "ત્યારે તો દશ વર્ષ થયાં તમે તમારા સગાંવ્હાલાંને મળ્યા નહિજ હો !"

જીવનલાલઃ "નહિજતો. પણ અમારો પત્ર વ્યવહાર બંધ પડ્યો નથી. સ્નેહાળ અંતઃકરણોના અંતરને દૂર કરનાર અને વિયોગી હૃદયને સદા સતેજ રાખનાર 'ટપાલ' આ સમયમાં ઘણી ઉપયોગી છે."

સર્વત્ર શાંતિ ફેલાઈ; ચુનીલાલે ચાહ પુરો કર્યો અને કેપ્ટન હંટર અને મી૦ એવનડીન વચ્ચેની વાતમાં રસ પડવાથી તે ઉભો થયો. પાસેના ઓરડામાં, બીજા બે ત્રણ વિદ્યાર્થીઓ હતા ત્યાં ગયો. તેઓએ ચાહ ત્યાંજ પીધો હતો અને સીગારની મોજ માણતા હતા.

મી૰ એવનડીન ઉભા થતાં થતાં બોલ્યોઃ "જો તમે મારી સાથે લાયબ્રેરી હોલમાં આવો તો હું શું કહેવા માગું છું તે બતાવું."

કેપ્ટન હંટર ઉભો થયો ને મી૰ એવનડીનની સાથે અંદર ગયો. મીલન, એની ને જીવનલાલ ત્યાંજ બેસી રહ્યાં.

જીવનલાલઃ "હિંદુસ્તાન ગયા પછી મારા અને મીસ એનીના વચ્ચેનું અંતર દૂર કરનાર ટપાલજ છે. હું અહીં આવ્યો ત્યારે બહુ શરમાળ અને ઉદ્ધત હતો અને કાંઇપણ રીતભાતનું મને ભાન નહોતું. તે દિવસથી મીસ એની મારા તરફ સદ્દભાવ રાખે છે અને હું આજ જે સ્થિતિમાં છું તે માટે મારે એમનો ઉપકાર માનવાનો છે. આ વિદેશમાં જો મારૂં કોઇ હોય તો તે મીસ એનીજ છે.

હિંદુસ્તાનના લોકોમાં કોમળતા–સ્નેહ–ઉપકારવૃત્તિ એટલી તો પ્રબળ હોય છે કે લોકો વધારે ભાવમય–લાગણીવાળા થયા છે. જીવનલાલનું હૃદય સ્નેહથી–ઉપકારવૃત્તિથી ભરાઈ ગયું ને મીસ એની જોઈ શકતી હત તો જીવનલાલની આંખો સજળ જોઇ શકત. હૃદયની લાગણીઓ માટે દ્રષ્ટિની જરૂર નથી. વાયરલેસ ટેલીગ્રાફીની શોધ પહેલાં બે સ્નેહાળ હૃદય વચ્ચે એ ટેલીગ્રાફી હતી. એની જીવનલાલનું હૃદય સમજી અને પોતાનો હાથ જીવનલાલને ખભે મૂક્યો. ઇલેકટ્રીક બેટરીના બે પોલ ભેગા થતાં જે પ્રવાહ ચાલે છે તેવો–તેથી વધારે પ્રબળ પ્રવાહ, એનીનો હાથ જીવનલાલના ખભે અડતાં ચાલ્યો.

મીલન એનીને તાકીને જોતાં બોલ્યોઃ "જીવનલાલ! તમારા દેશમાં આમ યુવાન કન્યા અને પુરૂષ વચ્ચે મિત્રતા સંભવે? ઇચ્છા હોય—અનુકૂળતા હોય–પવિત્રતા હોય તો પણ બે સ્ત્રી પુરૂષને માટે કેટલી અયોગ્ય ટીકા થાય તે તમને ખબર નથી?"

એનીઃ "શું પુરૂષ અને સ્ત્રી વચ્ચે પતિપત્નીની સિવાય મિત્રનો–ભાઇબેનનો સંબંધ હોઇ શકેજ નહિ? બે પુરૂષ મિત્ર સંભવે તો પુરૂષ અને સ્ત્રી મિત્ર ન હોઇ શકે?"

મીલનઃ " હિંદુઓની હાલની સામાજિક સ્થિતિ જોતાં એવો ંબંધ બની શકે એમ નથી. એવો સંબંધ રાખનાર લોકોમાં ફજેત ાયા વિના રહેતો નથી. અજાણ્યા સ્ત્રી પુરૂષ વચ્ચે તો ઠીક, પણ ાગાંવ્હાલાં—નાતજાતમાં પણ એક પુરૂષ બીજી યુવાન સ્ત્રી સાથે ાત કરી શકે નહિ. વાત કરવી એ મહાન દોષ છે. સગાં ભાઇબેન 'ણ રસ્તામાં સાથે જઇ શકે નહિ. સામસામાં મળે તો બોલે નહિ. જીવનલાલને ) તમે વૈષ્ણવ–વાણિયા છો કેમ ? "

જીવનલાલઃ "જી હા, મને વૈષ્ણવ વાણિયા હોવાનું માન છે."

મીલનઃ "ગુજરાતમાં વાણિયા—વૈષ્ણવ વાણિયા હિંદુઓની ઉંચી કોમમાંની એક છે."

એનીઃ "શું ત્યારે તમે બ્રાહ્મણ નથી ? હું તો એમજ ધારતી ડતી કે હિંદુસ્તાનમાં બધા બ્રાહ્મણોજ છે. "

જીવનલાલ અને મીલનને હસવું આવ્યું. હિંદુસ્તાનની ઉન્નતિ કરવાનો દાવો કરનાર અનેક ઇંગ્લાંડવાસી છે, જેઓને મીસ એની કરતાં વધારે માહિતી બહુધા હોતી નથી.

મીલનઃ " જીવનલાલ બ્રાહ્મણ થઇ શકેજ નહિ. "

એનીઃ " ચુનીલાલ તો જીવનલાલની નાતનાજ છે ને ? "

જીવનલાલઃ "ના. એ એ દસા અને અમે વીસા મોઢ છીએ."

એનીઃ "મને કાંઇ સમજણ પડતી નથી. કેટલી નાતો ? દસા–વિસા ાું ? તમે ઊંચા કે એ ઊંચા !"

જીવનલાલઃ "અમે વીસા ઊંચા, દસા અમારાથી નીચા. અમારે એમનું પાણી ખપે, પણ કન્યાની આપ લે થઇ શકે નહિ. "

મીલનઃ " મીસ એનીને હું સમજાવી શકીશ. હિંદુસ્તાનમાં અસલ ચાર વર્ણ હતી. બ્રાહ્મણ વર્ણ, જેઓ ધર્મગુરૂઓનું કાર્ય કરતા તેઓ સહુથી શ્રેષ્ટ મનાતા. "

જીવનલાલઃ " અને ...ના સિવાય બીજા બધા તરફ તેઓ તિરસ્કારની નજરે જોતા. "

મીલનઃ "બીજો વર્ણ ક્ષત્રિય અથવા લડવૈયાની કોમ, ત્રીજો વૈશ્ય ને ચોથો શુદ્ર, ત્યાર પછી ઢેઢભંગી અસ્પૃશ્ય જાત. હમણાં હમણાં શુદ્ર વૈશ્ય થવા માગે છે ને અસ્પૃશ્ય જાત કેળવણી અને મીશનરીને લીધે આગળ આવતી જાય છે."

જીવનલાલઃ "આ ચુનીલાલ દસા મોઢ છે. તેમના પિતા પૈસાદાર તંબાકુના વ્યાપારી છે. સુધરેલા વિચારના છે. ન્યાતજાતની દરકાર રાખે એવા નથી."

એનીઃ "હું ધારૂં છું કે માત્ર સગવડ ખાતર વિભાગ પાડયા હશે."

મીલનઃ "ના, એથી વધારે સગવડ એ એક કારણ છે ખરૂં, પણ એકલું નહિ. લુહારનો છોકરો લુહારજ થાય. આથી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે વ્યાપારીનુ—ધંધાદારીનું જુદું મહાજન કરવાની જરૂર ત્યાં રહેતી નથી. આ ઉપરાંત ધર્મનું કારણ છે અને તેને લીધે અનેક કજીયા કંકાસ થાય છે. અસલના સમયમાં આ વિભાગ રાજદ્વારી કારણોને લીધે થયા હતા, પણ હાલ તેમાંનું કાંઈ નથી. આખા દેશમાં સલાહશાંતિ પ્રસરી રહી છે, એટલે ધર્મના ઝઘડા સિવાય કાંઇ નથી. આ કારણથી ન્યાતના બારીક તફાવતથી અંતર વધે છે ને એકતા થતી નથી. પણ મીસ એની ! તમને આમાં રસ નહિ પડતો હોય !"

એનીઃ "આમાં જેટલો રસ પડે છે, તેવો બીજે ભાગ્યેજ પડે. જીવનલાલના સંબંધનું સર્વે મને પ્રિય છે. હિંદુસ્તાન જઈ એમનો દેશ, એમનું કુટુંબ જોવાનો મને બહુ ઉમંગ છે."

એનીના ચેહેરા ઉપર એટલો તો ઉત્સાહ—ઉમંગ—આતુરતા અને લાલાશ છવાયાં હતાં કે મીલન દિગમુઢ થઇ જોઈજ રહ્યો. એનીમાં જોવાની શક્તિ હત તો તેનું હૃદય સમજી શકત. તે મુંગો રહયો તેનું કારણ બીજુંજ સમજી ને તે બોલીઃ

"મી૦ મીલન ! હું હિંદુસ્તાન શી રીતે જોઈશ એનો વિચાર કરો છો કેમ ! હા. જોઇતો નહિ શકું ...... સમજવું—જાણવું એ

જોવા બરાબર છે. બીજાની આંખોનો હું ઉપયોગ કરીશ. આજજ ટેમ્સની ઝાડીમાં ઉડતી સમડીઓ, ઘાસ ઉપર ઉડતાં પતંગિયાં, પાણી ઉપરના ભિન્ન ભિન્ન રંગો અને લીલોતરી મેં જોયાં. આ બધું મી૦ જીવનલાલની આંખેજ જોયું અને હિંદુસ્તાન પણ એમની જ આંખે જોઈશ."

મીસ એનીએ ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઇજા થયેલો હાથ લાંબો કર્યો ને જીવનલાલે જરા પણ ગભરાયા વિના તે સ્નેહભર હાથમાં લીધો ને પંપાળ્યો.

મીલન ચીડાયો, પોતાની શંકા ખરી લાગી અને ખરી લાગતાં ઇર્ષાનો કીડો તેના હૃદયને કોતરી ખાવા લાગ્યો. બાજી બગડી છે—એમ એને ભાસ્યું. હિંદુની સામે તાકીને જોયું. એનીના સામું જોયું. તે શાંત હતી. જીવનલાલ પણ શાંત–ગંભીરજ લાગ્યો.

મીલનના મનની શંકા જીવનલાલ સમજ્યો જ નહોતો. હિંદુસ્તાનના વતની–ઉચ્ચ કોમનાં હૃદયમાં પ્રાણીમાત્ર–કીડીથી તે હાથી સુધી માટે દયા ઉભરાય છે; તો પછી એની જેવી દુઃખી કન્યા માટે જીવનલાલ અનુકંપા દર્શાવે એમાં શી નવાઇ? દયા–ન્યાત જાતની દરકારવિના દુઃખીને મદદ કરવી તે, હિંદુસ્તાનના વતનીનું કર્તવ્ય છે–તેમની ધર્મ આજ્ઞા છે.

મીલનઃ "તમારે નાના ભાઈઓ છે કે?"

જીવનલાલઃ "ના. ભાઈ બેન જેમાં ગણો તેમાં હુંજ છું. હું એકનો એક છોકરો છું. મારી નાની બેનો અને એક ભાઈ કૉલેરામાં ગુજરી ગયાં છે."

મીલનઃ "ત્યારે તો તમે પરણ્યા હશો?"

મીસ એનીને હાથમાં સણકો આવ્યો. વાત અધૂરી રહી ને મીસ એનીને ઝાલીને બન્ને જણા બાગમાં લઇ ગયા.

---

## પ્રકરણ ૨ જું

---

### પરણેલો કે કુંવારો?

"ત્યારે તો તમે પરણેલા હશો!" એ મીલનના પ્રશ્ને અને જીવનલાલની ચુપકીદીએ એનીની શાંતિનો ભંગ કર્યો. કોણજાણે તેજ વખતે હાથમાં સણકો આવ્યો એમ ભ્રાંતિ થઈ. ગમે તેમ હોય, પણ એની બેચેન થઇ ગઇ ને બાગમાં ખુલ્લી હવામાં જવાની દરખાસ્ત કરી.

એની: "હું કેવી બીકણ. મને ફરીને અકસ્માત થયો હોય એમ ભ્રાંતિ થઈ આવી, એકાએક આંચકો લાગ્યો. મી૦ મીલન! બાગની સ્વચ્છ હવાથી શાંતિ થશે."

હાથ પકડવા તેણે હાથ લાંબો કર્યો ને રોજની રીત પ્રમાણે જીવનલાલે હાથ પકડયો. જીવનલાલનો હાથ ઓળખતાં એનીએ પોતાનો હાથ પાછો ખેંચ્યો ને બોલી:

" જીવનલાલ! હજી તમે સીગાર પીધી નથી ને આજ મારે માટે આખો દિવસ બગાડયો છે, તો હવે તમને તસ્દી નહિ આપું, તમે જાઓ."

જીવનલાલ: "જેવી મરજી! પણ હવે એવું અટકચાળું ન કરશો."

જીવનલાલ અંદર ગયો ને મીસ એની, મીલનની મદદથી બાગમાં ફરવા લાગી. ઘાસ માળીએ હમણાજ કાપ્યું હતું, ઉગેલાં

પુષ્પોની સુગંધ આવતી હતી, સૂર્યનો પ્રકાશ પડી રહ્યો હતો અને પક્ષીઓ આવી ખુશનુમા ઋતુનો લાભ લઇ કલ્લોલ કરી રહ્યાં હતાં. સૃષ્ટિ સૌંદર્ય જોતાં–અનુભવતાં ચાલતાં ચાલતાં નાની કુંજઘટા આવી ત્યાં એક બાંકડો અને તેની આગળ એક મેજ પડેલાં હતાં. કોઇ કોઇવાર ઉનાળામાં આ કુંજમાં પિતા–પુત્રી અથવા સ્નેહી–મિત્રો ચાહ–નાસ્તો લેતાં અને આનંદ કરતાં.

એનીને આ બધો ભાગ બહુ પરિચિત હોવાથી મીલનને પોતે ત્યાં લઈ ગઇ ને બન્ને બેઠાં.

મીલનઃ "મીસ એની! તમે પાછાં સ્વતંત્ર થઇ ગયાં! હવે તમને કોઇની મદદની જરૂર પડતી નથી?"

એનીઃ "લોકો ધારે છે તે કરતાં હું વધારે સ્વતંત્ર છું. મારે કોઇની મદદ જોઈતી નથી."

મીલન આ ઉત્તરથી જરા ઝાંખો પડયો પણ ગમખાઇને બોલ્યોઃ "હા, પણ જીવનલાલની તમારે ઠીક હુંફ છે."

એનીઃ "જીવનલાલ અમારે ત્યાં રહેવા આવ્યા ત્યારથીજ મારા ઉપર એમનો સદ્ભાવ છે. જીવનલાલ ઉપર સગા ભાઇ જેવું વ્હાલ છે અને તે અજાણ્યા–કે પરદેશી છે એમ મને જરા પણ લાગતું નથી."

મીલનઃ "આમ છતાં એ બીજા દેશના અને બીજી પ્રજાના છે એતો જાણો છો ને?"

એનીઃ "એક અંગ્રેજને છાજે એવું તે બોલે છે અને એક અંગ્રેજના વર્તનને ઘટે એવું તે વર્તન ચલાવે છે."

મીલનઃ "પણ તે ક્રિશ્ચિયન નથી હોં!"

એનીઃ "હા. તે ક્રિશ્ચિયન નથી, એમ કબૂલ કરે છે; પણ પ્રભુને માને છે. મારી સાથે દેવળમાં આવવામાં પાપ નથી માનતા. એમની સાથે વાત કરો એટલે જણાશે કે એ પરદેશી છે એમ લાગતું જ નથી. ચુનીલાલ અને જીવનલાલમાં કેટલો ફેર!

ચુનીલાલના ઉચ્ચાર-તેના વિચાર-તેનું વર્તન તદ્દન પૂર્વ તરફના દેશના જેવું."

મીલન: "હિંદુસ્તાનનો વતની છે એ જોતાં ખરેખર તમારા તે મિત્રની બોલવાની ખુબી અદ્ભૂત છે. હિંદુઓ સાધારણ રીતે ચુનીલાલ જેવા હોય છે. એમના ઉચ્ચાર કાંતો પહોળા હોય છે અથવા નાકમાંથી આવે છે. નાનપણથીજ એમ ટેવાયા હોવાથી ઉચ્ચાર સુધરતાજ નથી."

એનીની નજર આગળ જીવનલાલની સાથે ગાળેલા દિવસો તરી આવ્યા.

એની: "જીવનલાલ જ્યારે પહેલ વહેલા અહીં આવ્યા, ત્યારે ઇંગ્રેજી એક શબ્દ ન આવડે-બોલ શિખવેલો ખોટો બોલે-તેમના ઉચ્ચાર સુધારવાનું કામ મેં ઉપાડી લીધું અને કેટલીક મહેનત પછી આ સ્થિતિએ પહોંચ્યા છે. જીવનલાલનો અવાજ જ મને હવે પ્રિય થઇ પડયો છે જાણે રાત્રિ દિવસ એ બોલે ને હું સાંભળ્યાજ કરૂં એમ થાય છે, એનામાં ચંદનના જેવી શક્તિ છે જે સાંભળનારના હૃદયને શાંત કરે છે-બોલનાર તરફ અનુકંપા ઉત્પન્ન કરે છે અને બન્ને હૃદયને સંયોજે છે. મી૦ મીલન! તમને જીવનલાલનું બોલવું મધુર નથી લાગતું?"

મીલનના મનમાં કાંઈ કાંઇ વિચારોની ગડભાંગ ચાલતી હતી અને રમકડાંની દોરી ખેંચે ને માથું હાલે તેમ એનીના શબ્દે તેનું માથું હાલ્યું પણ એની તે જોઇ શકતી નથી તેનું ભાન રહ્યું નહતું.

એનીએ ફરી પૂછ્યું: "કેમ બોલ્યા નહિ? જીવનલાલનો અવાજ મીઠો નથી?"

મીલન: "મીઠો છેજ."

એની: "પશ્ચિમના દેશમાં ઘણો સમય વસેલો હોવાથી અહીંની રીતભાત શીખ્યા પછી એના સંબંધમાં દેશ-પ્રજા સાંભરે એમ છે?

મીલનઃ "જો હું કાંઈ અયોગ્ય કહું તો ક્ષમા કરજો. પણ જે શક્તિ તમારામાં નથી તે મારામાં છે. મારે એ વાત ઉચ્ચારવીજ ન જોઇએ પણ મારે બોલવું પડે છે."

એની ગભરાઇ, છાતી ધડકવા લાગી ને બોલીઃ "શું ત્યારે? શું દેખાવમાં અંગ્રેજ અને એમનામાં બહુ તફાવત છે?"

મીલનઃ "એશિયાના લોકોમાં આકૃતિ કે ઘાટનો ફેર છે એમ નહિ, પણ રંગનો મોટો ફેર છે. ત્યાંની ચામડીનો રંગ છુપાવ્યો છુપે એમ નથી."

એનીઃ "જીવનલાલનો પણ?"

મીલનઃ "તમે ગૌરવર્ણનાં છો, એ નથી. તમે સુંદર છો—એ કાળો છે."

મીલનથી આથી વધારે સ્પષ્ટ થઇ શકે એમ નહોતું. વાઢકાપ કરનાર શસ્ત્રવૈદ્યનું ચપ્પુ મીલનની જીભ કરતાં વધારે તીક્ષ્ણ નહિ હોય. તેને લાભ હતો. બે આંખની શરમ પડે એમ નહોતું એટલે તે વધારે સ્પષ્ટ—વધારે ક્રૂર થઇ શક્યો. એનીના મ્હોં ઉપરનો આનંદ ઉડી ગયો, તેના હોઠ થરથરવા લાગ્યા. આંખો—નિર્લજ્જ આંખોમાંથી અશ્રુ બિન્દુ પડું પડું થઇ રહ્યાં, છાતી ઉછળવા લાગી, થોડીવારમાં મુર્છાંગત થશે એમ લાગ્યું. પણ તુરતજ તે શાન્ત થઇ—ગંભીર થઇ—ટટાર થઇ ને ઠાવકું મ્હોં રાખી બોલીઃ

"તમારી આંખનો રંગ કેવો છે?"

આ અસંબંધ વાતથી મીલન ગભરાયો ને સમજ્યો નહિ. યંત્રની માફક ઉત્તર અપાયો તે આપ્યોઃ

"ભુખરી છે. કેટલાક કહે છે કે કાળી છે."

એનીઃ "લોકો કહે છે કે મારી આંખ ભૂરી છે, તમારી શામળી છે. મારી સુંદર છે છતાં આપણા બેમાં અંતર છે એમ કહેવાની કોઇ હિંમત કરતું નથી. તમે કહો છો કે 'હું સુંદર છું ને જીવન-

લાલ શામળા છે.' આંખોના રંગમાં તફાવત છે તે કોઈ જોતું નથી ને શરીરના રંગમાં તફાવત છે તે શા માટે જોવા! આ અંતરનું કારણ હું સમજતી નથી."

મીલન: "દૃષ્ટિની મદદ વિના તમે સમજી શકો એમ નથી."

એની: "જો એ ભેદ આંખને લીધેજ ઉત્પન્ન થતો હોય–લાગતો હોય તો એને હું ગણકારતી નથી."

ક્ષણવાર શો ઉત્તર આપવો તે ન સુઝવાથી તે મુગો રહ્યો. બીજી ઇંદ્રિયોથી ન સમજાય એવી વસ્તુથી અંધને પરિચિત કરવામાં ઘણી મુશ્કેલી છે. એનીના બોલવામાં કાંઈક તિરસ્કારવૃત્તિ સ્પષ્ટ દેખાતી હતી.

એની: "બે માણસમાં–બે પ્રજામાં શું અંતર છે—શો ભેદ છે તે યથાસ્થિત જાણવા માટે આંખ ઉપરાંત પણ બીજી વસ્તુની જરૂર છે. જીવનલાલનો અને મારો વિચાર કરૂં છું ત્યારે જાતનો ભેદ, વિચારનો ભેદ ને વૃત્તિઓનો ભેદ લાગતોજ નથી. જે ભેદ તમે ઉત્પન્ન કરો છો, તે આંખને લીધે છે અને આંખના ઉપર વિશ્વાસ શો! કાળો રંગ ખરાબ ને ધોળો સારો, એમ કહેવાનો–એમ મનાવવાનો એનો શો અધિકાર છે? આવો અન્યાય બીજાની માફક હું પણ કરત–તે અન્યાય હું નહિ કરી શકું. તે માત્ર આંખ ન હોવાને લીધેજ. ને એટલા માટે–મારા અંધાપા માટે પ્રભુનો હું ઉપકાર માનું છું."

એની બોલતાં બોલતાં ઉશ્કેરાઇ ગઇ હતી. મીલનને લાગ્યું કે આ તો 'બકરૂં કાઢતાં ઉંટ પેઠું'.

મીલન: "મારૂં એમ કહેવું નથી કે જીવનલાલ સુંદર નથી. એના દેશના લોકોના પ્રમાણમાં એની શિકલ—ચહેરો—ઘાટ–રંગ સર્વ શોભીતાં છે. જો તે ઈંગ્લાંડમાં જન્મ્યો હત તો એક પ્રસિદ્ધ ને સુંદર પુરૂષ તરીકે કીર્તિ સંપાદન કરત. પણ હિંદુસ્તાનમાં અને તેમાં પણ ધંધુકા જેવા ગામડામાં જન્મ હોવાથી ચામડીનો રંગ જરા શામળો છે, એટલોજ ભેદ—બાકી કાંઇ નહિ."

એની: "શામળો! કાળો! એટલે શું? મારે મન આખું જગત કાળું નથી? અંધારામાંજ—કાળાશમાંજ મારો જન્મ નથી થયો? મારે મન તો મધુરકંઠી કોયલ કાળાશમાંજ બોલે છે. નદીનો પ્રવાહ પણ કાળોજ છે—સુગંધીદાર ને સુશોભિત—અને તમે રંગ-બેરંગી ફૂલો કહો છો તે પણ, મારી નજરમાં તો કાળાંજ છે. મારે મન તો મારી માતા કાળી હતી, મારા પિતા કાળા છે, પ્રભુ કાળો છે—પછી શું? જન્મથીજ કાળું ચહાતાં શીખી છું; કારણ મારા જગતમાં કાળા સિવાય બીજો રંગ છેજ નહિ. અને જીવનલાલ—મારો જીવનમિત્ર જો કાળો હોય તો વધારે આનંદ—કારણ કે મારૂં જગત કાળું, ને તેમાં એ પણ કાળો એટલે વધારે પ્રિય. જેવું એનું શરીર રંગાયેલું છે એવું મારૂં જીવન નથી રંગાયેલું?"

એનીના હૃદયદ્રાવક—સ્નેહનિર્ઝર—નિડર શબ્દોએ—મીલનને ગળગળો બનાવી દીધો અને તેની અંતરદૃષ્ટિ ઉઘાડવાના યત્નમાં તે નિષ્ફળ નિવડ્યો. તેણે ઉત્પન્ન થયેલી આશાનો ભંગ તો કર્યો હતો પણ આશાના કારણરૂપ આશયનો નાશ કરવા અશક્ત નિવડ્યો. જીવનલાલની અંગત ટીકા પડતી મૂકી હિંદુઓ નાનપણથી પરણેલા હોય છે ને જીવનલાલ પરણ્યો હશેજ એ વિચાર દૃઢ કર્યો. આ વિચાર દૃઢ કરવાનો તેનો ઉદ્દેશ એટલોજ હતો કે એની ને જીવન-લાલ વચ્ચે મિત્રભાવ ઉત્પન્ન ન થાય.

મીલન: "પૂર્વ અને પશ્ચિમનો સંયોગ—ગાઢો સંબંધ કઠિન છે: અશક્ય છે. તમે જો હિંદુસ્તાન જોયું હોત તો મારૂં કહેવું કેટલું ખરૂં છે, તે સમજી શક્યાં હોત."

એની: "તે હશે, પણ અત્યારે તો મારા ને જીવનલાલ વચ્ચેના સંબંધની વાત ચાલે છે."

મીલન પાછો સામાન્ય ચર્ચા મૂકી મૂળ વાતપર આવ્યો: "વારૂ. એ તપાસીએ. તમારૂં અને એનું ગૃહજીવન સરખાવો.

તમે તમારા વૃદ્ધ–વિધુર પિતાની સાથે રહો છો અને ઘર સંભાળો છો. હિંદુસ્તાનમાં તમારી ઉમરની સ્ત્રીને કુંવારી અવસ્થાજ હોવી પ્રથમ તો અશક્ય છે ને બીજું આમ રહેવાય જ નહિ. તમારૂં ઘર એકાદ ડાળીવાળા વૃક્ષ જેવું છે. એમનું ઘર અનેક વડવાઇવાળા વડ જેવું છે. કુટુંબના પુરૂષો કમાતા હશે છતાં તે મૂળ વૃક્ષ–મૂળ પુરૂષના રક્ષણ હેઠળજ.

એની: " મારે જેમ મારા પિતા છે તેમ તેમને પણ કોઇ વડીલ તો હશેજ ને."

મીલન: "એનો પિતા કુટુંબનો વડીલ ખરો, પણ તેથી તેની પૂર્ણ સત્તા ઘરમાં છે એમ માનવાનું નથી. હિંદુ કુટુંબમાં આધેડમાં આધેડ સ્ત્રી હોય–પછી તે વિધવા હોય કે સધવા–તેનુંજ રાજ્ય ચાલે છે. છોકરા–છોકરાનાં છોકરાં–ભાણેજ–ભત્રીજા, ભાણેજ–ભત્રીજાની વહુઓ, છોકરાઓની વહુઓ, સઘળાં એ સ્ત્રીના કાબુમાં હોય છે. જીવનલાલને ત્યાં કાં તો એની મા, દાદી અથવા કાકી કે ફોઇનું ચલણ હશે."

એની: "ગૃહવ્યવસ્થામાં પિતાનો હક નથી ?"

મીલન: "હિંદુઓમાં એક કહેવત છે કે "પુરૂષ બહાર વાઘ પણ ઘરમાં શિયાળ". પુરૂષ શિયાળની માફક ઘુરક્યા કરે બુમો પાડ્યા કરે પણ તેનું ઘરમાં કોડીનું ચલણ નહિ. કુટુંબની મુખ્ય સ્ત્રી કહે તેમ કરવાનું. આ સ્ત્રીઓ છોકરાંના લગ્નની ભાંજગડ, કુટુંબના મુખ્ય પુરૂષને બીજી ત્રીજી વાર પરણાવવાની યુક્તિઓ, દેવદર્શન કે જાત્રાઓ નક્કી કરવાનું કામ; ગોર, બ્રાહ્મણ કે મહારાજને કુટુંબના વડીલથી છાનાંમાના પૈસા આપવાનું કામ; પુરૂષોની ગેરહાજરીમાં ફેરીઆઓ પાસેથી કાપડ, ખાવાનું, વાસણ લેવાનું કામ, નિંદા કરવાનું કામ, કોઇના ઘર બેસાડવાં ને કોઇનાં ભાંગવાનું કામ કર્યા કરે છે. જો તમે જીવનલાલને પૂછશો તો ખબર પડશે કે એના લગ્નની અને

એના વિલાયત આવવાની ગોઠવણ પણ કોઈ આવી કુટુંબી સ્ત્રીને હાથેજ થયેલી હોવી જોઇએ."

એની: "જીવણલાલ પરણેલા ? એ વિચારજ નવો છે. ખરેખર હસવું આવે છે. હોયજ નહિ. અહીં આવ્યા ત્યારે માંડ દસ બાર વરસ ના હશે–ને ત્યાં તો ગયા નથી. પછી પરણેલા ! એ કેમ બને ?"

મીલન: "હા. તે એક ઇંગ્રેજને માટે અસંભવિત; પણ જીવન-લાલ હિંદુ છે–ઉંચી જ્ઞાતિનો છે, સારા પૈસાદાર કુટુંબનો છે. મને હિંદુસ્તાનનો અનુભવ છે એટલે નક્કી એક નાની કન્યાના ધણી સિવાય જીવનલાલનો બીજો વિચાર મને આવતોજ નથી.

"મારા જીલ્લામાં એક દિવસ એક પ્રાથમિક નિશાળમાં હું જઈ ચઢયો, ત્યાં ભણતા છોકરાઓમાં કેટલા પરણેલા છે એ પ્રશ્ન પૂછવાનો કાંઈક વિચાર થઇ આવ્યો. એ વર્ગમાં ત્રેવીસ છોકરાઓ હતા, જેમની ઉંમર આઠથી અગીઆર વર્ષની હશે. 'જે છોકરાઓ પરણ્યા હોય તેમણે હાથ ઉંચો કરવો,' એવો શિક્ષકે હુકમ કર્યો; માત્ર ચાર જણાએ હાથ ઉંચા ન કર્યા. પરણેલા છોકરાના મનમાં તે સ્થિતિની ગંભીરતા સંબંધી કાંઈ નહોતું. 'શીતળા કઢાવ્યા હોય તે હાથ ઉંચા કરે' એમ કહીયે ને કરે તેમ તેઓએ હાથ ઉંચા કર્યા હતા."

એની: "મને તો તમે કહોછો તે નવાઈ લાગે છે–એનો વિચાર પણ કેમ કરવો તે સુઝતું નથી."

મીલન: "એજ તફાવત છે. એજ અંતરનું કારણ છે. તમારો જીવનલાલ દસબાર વર્ષ થયાં પરણેલો છે એટલુંજ તમને બોધ આપવા બસ થઈ પડશે."

એનીની લાગણી જ્હેર મારી ગઈ. તે મુગી મુગી પડી રહી. જીવનલાલની પરણેલી જીંદગીનો ખ્યાલ કરવા લાગી. કોઈ નાની છોકરીને પત્ની તરીકે ગણી જીવનલાલ તેની સાથે રમતો હોય એ ચિત્ર ઇંગ્રેજી કન્યાના મગજમાં શી રીતે ઉતરે !

એની: "જીવણલાલની વહુ કેવી હશે?"

મીલન: "હિંદુ કન્યાઓ હમેશાં સાદી-સભ્ય હોય છે, તેવીજ એ કન્યા હશે. શરમાળ ચહેરો, સુંદર આંખો અને કોમળ અંગ હશે હજી પિયરમાંજ રહેતી હશે. હવે તો હિંદુસ્તાનના લોકોના વિચાર પ્રમાણે તે મોટી થઈ હશે અને પતિના પાછા ફરવાની રાહ જોતી હશે."

એની: "કાંઈ ક્રિયા તો થશે ખરીને!"

મીલન: "હાસ્તો, વહુને ઘેર તેડવાની એટલે રીતભાત કરવાની. પીઆ આપવા લેવાના, જમણ કરવાનું, બ્રાહ્મણને ભોજન, દેવદર્શન જવાનું-લુગડાં ઘરેણાં કરવાનાં."

એની: "ત્યારે એમ કહોને કે જીવનલાલનો વિવાહ—સગાઈ થઇ છે."

મીલન: "ના. ના સગાઈ નહિ. આપણી સગાઇ તો તોડી શકાય, પણ આતો લગ્ન થઈ ગયાં હશે. જો જીવનલાલ કાલે ગુજરી જાય તો તેની બાર પંદર વર્ષની વહુ વિધવા થાય. એનાથી ફરી પરણાય નહિ. માટેજ એનું નામ લગ્ન. હવે માત્ર 'હનીમુન' જ બાકી છે. અને આ "હનીમુન" આપણી માફક પતિપત્નીની મરજીમાં આવે ત્યાં એકાંતમાં કરવાનું નહિ હોં! એતો ભર્યાભાદર્યા કુટુંબની વચમાં, વૃદ્ધ સ્ત્રીના રૂઆબ હેઠળજ અને તે પણ તેમના કહ્યા પ્રમાણેજ થવાનું. જીવનલાલ કે જીવનલાલની વહુની, દિવસ નક્કી કરવામાં કે ભોગવવાની રીતમાં મરજી પૂછાવાનીજ નહિ."

એની: "કેટલું વિચિત્ર! હિંદુઓની એ સ્થિતિ હું તો સમજી શકતીજ નથી."

મીલન: "તેજ સમજવાની જરૂર છે. એજ અંદરના પણ જરૂરના ભેદ સમજાશે ત્યારેજ બે પ્રજા વચ્ચે કેટલું અંતર છે, એ અંતર કોઈ કાળે પણ દૂર થઈ શકે એમ છે કે કેમ, તે સમજાશે; અને ત્યારેજ તમારી અને જીવનલાલની વચ્ચે કેટલો વિશાળ પટ

છે એ જણાશે. એની ! એક વખત હિંદુસ્તાન આવો, ત્યારે તમને આ ચર્ચાની ખુબી જણાશે. બીજો મુખ્ય વાંધો એનો ધર્મ છે. તે ત્યાં આવ્યા વિના તમારાથી નહિ સમજાય."

એની: "જીવનલાલ દર રવિવારે મારી સાથે દેવળમાં આવે છે. એ પણ એક પ્રભુનો આપણી માફક ઉપાસક છે. એ આપણી પ્રાર્થનાનું હાર્દ સમજે છે. 'અમે પણ એકજ ઇશ્વરને પૂજીએ છીએ, માત્ર નામ જૂદાં છે'. એમ એ કહે છે."

મીલન: "એ તો સમજાવવાની વાતો. શું એ ક્રિશ્ચિયન થવા તૈયાર છે?"

એની: "ના. તેની તો ચોખ્ખી ના પાડે છે. ક્રિશ્ચિયન થવાથી વિશેષ શું છે એમ તે કહે છે. વળી કુટુંબના સંયોગો ધ્યાનમાં લેવા જોઇએ એમ તેનું કહેવું છે."

મીલન: "કુટુંબ કરતાં કુટુંબની મુખ્ય સ્ત્રીથી તે ડરતો હશે."

એની: "હિંદુસ્તાન પાછો ફરે ત્યાં સુધી તે કાંઇ ફેરફાર ન કરે એમ કુટુંબનાં માણસો ઇચ્છે એ સ્વાભાવિક છે."

મીલન: "બરાબર. ત્યાં ગયા પછી પાછી જુની અસર તાજી થવાની–જુના રીતરીવાજો કાયમ રાખવાનો."

એની: "(જીવનલાલનો બચાવ કરવા એકદમ ઉભી થઇને) એટલે અમુક કામ કરવું પડશે એમ લાગશે તો કરશે, પણ ઇચ્છાથી તો નહિજ.

મીલન: "કદાચ એમ હોય."

જીવનલાલને હલકો પાડી એનીને દિલગીર કરવામાં લાભ નહોતો એમ મીલન જાણતો હતો, માટેજ તેણે એવો ઉત્તર આપ્યો.

મીલન: "એને ગમે કે ન ગમે. પણ એ જુની ધર્મક્રિયામાં હાજર રહેવાનોજ અને હાજર રહે એટલે બસ થયું. એ માને છે કે નહિ તેની લોકોને પછી શી પીડા! લોકો તો તેને વખાણવાનાજ."

એટલામાં કેપ્ટન હંટર અને મી. એવનડીન વાતો કરતા બારીએ દેખાયા. પોતાના પિતાનો ઘાંટો એનીએ ઓળખ્યો.

"મારા પિતા બોલતા હોય એમ લાગે છે. મી. મીલન ! તમે ધારતા હશો તેના કરતાં વધારે રસ–વધારે આનંદ આજ તમારી વાતોમાં મળ્યો છે. તમે એકાદ બે વાત એવી કહી છે કે મારી લાંબા વખતની આશાના ચુરેચુરા થઇ ગયા છે. મારે મારા વિચાર ને જીવનક્રમમાં ફેરફાર કરવો પડશે. છેવટે મારે તમને એકજ વિનંતિ કરવાની છે. જીવનલાલ હિંદુસ્તાન આવે ત્યારે તમે તેની તરફ મિત્રભાવ રાખશો ?"

મીલનઃ "તમારે ખાતર તેમજ તેની ખાતર તક મળે મદદ કરવા ચૂકીશ નહિ."

એંગ્લોઇંડીયનને ગ્લાનિ થઈ આવી. આજ સવારની પોતાની ભૂલથી આ પાસે ફરતી સુંદરીને દુઃખ થયું હતું અને ઇર્ષ્યાથી, હાથમાં ન રહેલી જીભના લવલવાટથી આ નિર્દોષ–કલ્લોલ કરતી બાળાના હૃદયમાં આઘાત થયેલો હતો. હાથ ઉપરનો ઘા તો રૂઝાવાનો સંભવ હતો પણ "ત્યારે તમે તો પરણેલા હશો ?" એ જીવનલાલને કરેલા પ્રશ્ને જે ઘા કર્યો હતો તે રૂઝાવાનો સંભવ નહોતો. મીલન એનીના અંતરના દુઃખનું કારણ સમજ્યો તેમ તેમ વધારે દિલગીર થયો. શાંત સરોવરના દર્પણ સમ દેખાતા પાણીમાં કાંકરી નાંખી ક્ષોભ કરી નાખનાર બાળકની માફક પસ્તાયો, પણ લાચાર. મી૰મીલન દિલગીર થયો હતો. તે એનીને દુઃખી જોઇ શકતો નહોતો; પરંતુ પોતે ખોટું કર્યુ છે એમ માનતો નહિ. ખરી સ્થિતિનું ભાન કરાવવું એ પોતાની ફરજ માનતો અને તે કામ એનુંજ હતું, કારણકે હિંદુસ્તાનની ખરી સ્થિતિનું જ્ઞાન મી૰ એવનડીન કે એનીને નહોતું. પોતાના પિતાના શિષ્ય અને પોતાની વચ્ચેનો સંયોગ–લગ્નસંયોગ સંભવિત છે કે કેમ, એ વિચાર એનીના મનમાં સ્વપ્નમાં પણ હશે કે કેમ, તે મીલન જાણી શક્યો નહોતો. દૃઢનિશ્ચય અને અચોક્કસ, આશામાં અંતર છે—સુક્ષ્મ અંતર છે; પરંતુ નિશ્ચય થયા પછી તે ઇચ્છા ફળિભૂત

ન થવાથી જે દુઃખ થાય છે તે આશા નષ્ટ થવાથીઃ આશા ઉત્તેજીત ન થાય તેમ કરવાથી થતા દુઃખ કરતાં ઓછું દુઃખ દે છે. ગમે તેમ હોય તો પણ ભયંકર પરિણામ આવે તે પહેલાં સાવચેત રહેવા સુચના કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ મીલન ધારતો હતો.

મી૦ એવનડીન અને કે૦ હંટર વાત કરતા કરતા આવ્યા ને મીલન હસ્તો હસ્તો ઉભો થયો ને બોલ્યોઃ "આપણે ઘણે વખતે મળ્યા!"

એવનડીનઃ "મારા શિષ્યોને જોઈ હું બહુજ રાજી થાઉ છું–જો તેઓ આ વૃદ્ધને સંભારવા તસ્દી લેતા હોય તો. અત્યાર સુધી તમારી સાથે મેં જરાયે વાતચિત કરી નથી. કેમ છો! તમને ફાવે તો છે ને?"

મીલનઃ "એમાં કંઈ કહેવાનું નથી. મારી તબિયત સારી છે ને મને કામ રૂચિકર છે. લગ્ન માટે હું અહીં આવ્યો છું ને થોડા વખત પછી પાછો હિંદુસ્તાન જઇશ. કોઇ વખત મીસ એનીને ત્યાં મોકલવા મહેરબાની કરજો. હિંદુસ્તાનના તમારા શિષ્યોએ હિંદુસ્તાન જોવાની તેની ઉત્કંઠા જાગ્રત કરી છે."

એવનડીન એકદમ બોલી ઉઠયોઃ "એ તો જીવનલાલ સિવાય બીજું કોઈ નહિ. હિંદુસ્તાનના આટલા બધા વિદ્યાર્થીઓ મારે ત્યાં આવી ગયા, તેમાં જીવનલાલને જુદીજ પ્રકૃતિનો જોયો. એનામાં એવું શું છે તે કહી શકતો નથી, પણ એની સાથે સંબંધમાં આવનાર, તેનાથી આકર્ષાયા વિના રહેતા નથી. એના જવાથી અમને ભારે ખોટ પડશે. કેમ એની! ખરૂં ને?"

એનીઃ "પિતાજી! ખરૂં છે. એક અંગત મિત્રની મને ખોટ પડશે."

મીલનઃ "હિંદુસ્તાન આવી મિત્રતા જાગ્રત કરજો."

થોડી વાર પછી મીલન જવા તૈયાર થયો. જતાં જતાં એનીને શેકહેન્ડ કરી–શેકહેન્ડ કરતાં અંધ કન્યા તરફ તે દયા–અને સ્નેહની લાગણીથી જોઇ રહ્યો. મીલન થોડા દિવસમાં પરણનાર હતો અને ભવિષ્યના સુખનાં, સ્વપ્નાને લીધેજ આ દયાપાત્ર–નિર્મળ–નિર્દોષ કન્યા તરફ વધારે ખેંચાયો હતો, હશે.

# પ્રકરણ ૩ જું

## છૂટાં પડયાં

સપ્ટેંબર માહનો આવી પહોંચ્યો. કોયલનો મીઠો સ્વર ટેમ્સ નદીની ઝાડીમાંથી સંભળાતો બંધ થયો. સૂર્યનાં સોનેરી કિરણો નષ્ટ થયાં. વૃક્ષો–વેલા–ઘાસનો લીલો રંગ કાળાશ મારવા લાગ્યો અને રાત્રે ચંદ્રનું ઝાંખુ શાંત અજવાળું ટેમ્સની ખીણો ઉપર છવાયું.

જીવનલાલને હિંદુસ્તાન જતાં જતાં ટેમ્સ નદી ઉપર 'બોટીંગ' કરવાનું મન થઈ આવ્યું. જીવનલાલ, ચુનીલાલ અને એની ટેમ્સ નદી ઉપર નાનો મછવો લઈ છેલ્લીવાર સાથે ફરવા નીકળ્યાં.

ચુનીલાલ–નિરાશ થયેલો ચુનીલાલ જીવનલાલ સાથેજ હિંદુસ્તાન જવાનો હતો.

ચુનીલાલઃ " જીવનલાલ! હિંદુસ્તાનમાં આ મજાહ આવવાની નથી."

એનીઃ "ત્યાં " બોટીંગ " નો ચાલ નથી ?"

જીવનલાલનું હૃદય ભરાઇ આવ્યું ને બોલી ઉઠયોઃ "એની! આવો તો નહિજ ને; તેમાં મારે તો નહિજ."

ચુનીલાલઃ "ને જીવનલાલ! એનીની માફક ત્યાં કોઇ સ્ત્રીસાથે આમ ફરવા જઇએ તો લોકો શું કહે? તેમની નજરે તો, મહાન ઉલ્કાપાત લાગે હો. લોકો કાંઇ કાંઇ અફવા ઉરાડે અને ઘરમાં સ્ત્રીઓ

છાજીઆં લે તે જૂદું. પેલાં ફીમેલ ટ્રેનીંગ કૉલેજના માસ્તર મી૦... ને કેટલું ખમવું પડયું તે તો તું જાણે છે ને!"

જીવનલાલનાં ભવાં સંકોચાયાં. એને ચુનીલાલની વાત તેમજ બોલવાની પદ્ધત ગમી નહિ. આ ક્ષણનો આનંદ–તેમાં ભવિષ્યમાં આવો આનંદ આવવાનો નથી એ વિચાર, એટલો તો પ્રબળ હતો કે આવા વિચારે કરવાનું તેને ગમ્યું નહિ. હિંદુસ્તાન જશે ત્યારે એ તો માથાસરસું જડયું જ છે ને! અત્યારે તો મીસ એની સિવાય બીજું કાંઇ નહોતું.

જીવનલાલ એની સામું જોઈ રહ્યો. એની લાગણી, સાથે ઉછરેલાં ભાઇબહેનના, તેમજ અજબ આકર્ષણે ખેંચાતા સ્નેહની હતી. સશક્ત માણસ નબળા તરફ જે ભાવ રાખે તે ભાવ તે લાગણીમાં હતો. એક નાનું બાળક–ખુબસુરત–તંદુરસ્ત–હસમુખું બાળક આપણે જોઇએ ને રસ્તામાં ગાય–ઘોડાની હડફટમાં આવતું બચાવીએ, તે વેળા જે લાગણીથી તેને છાતી સાથે દબાવીયે–શાંત કરીયે–ચુંબન કરીયે, તે લાગણી–તેવી લાગણી એની માટે હતી. જ્યાં સુધી એની નજર આગળ રહેતી અથવા એનો સ્વર સંભળાતો ત્યાં સુધી તેને સહાયની જરૂર છે એવી વૃત્તિ જીવનલાલના હૃદયમાં સતત્ જાગૃત રહેતી. નાનામાં નાની વાતમાં પણ તે એનીને સહાય કરતો. પરંતુ તેને મદદ કરતાં –સુખી કરતાં–તેની આરવાર કરતાં જીવનલાલને અનેકવાર એનીના કોમળ, સુંદર શરીરનો સ્પર્શ થતો, પરંતુ તેથી તેના હૃદયમાં આઘાત થતો નહિ, ને તેનું લોહી ગરમ થઈ ઉછળતું નહિ–તેના નેત્રમાં અદ્ભુત તેજ છવાતું નહિ. જેની સાથે પોતાનું જીવનપર્યંત પાનું પડયું છે–પડવાનું છે, પોતાના સુખદુઃખની ભાગીયણ થઇ છે–થવાની છે, તેને માટે જે–વૃત્તિ–જે લાગણી–જે ભાવ થાય તે વૃત્તિ–તે લાગણી તે ભાવો ઉદ્‌ભવ્યાજ નહોતા.

વ્હાલામાં વ્હાલી બેન સિવાય બીજો ભાવ જીવનલાલના ચિત્તમાં

આવ્યોજ નહોતો. એવો ભાવ કોઇએ સુઝાડયો હત તો પણ તેણે નિરસ્કાર્યોજ હત. એક અંધ બાલા સાથે એવો સંબંધ કરવા વિચારજ આત નહિ. તેની પાશવવૃત્તિ હલકી નહોતી. તેનો સ્વભાવ–તેનો મનુષ્ય પ્રેમ–પ્રભુ પ્રેમજ એટલો તો પ્રબળ હતો કે પોતાના પૂજ્ય ગુરૂની દુઃખાર્ત્ત પુત્રીને સુખી કરવી. તેના મૃદુ હૃદયને સાંત્વન આપવું એ પોતાની ફરજ છે એમ માનતો. તેને–ગુરૂપુત્રીને ચાહવી–પત્ની તરીકે ચાહવી–તેને પટાવવી, તેની સાથે લગ્ન કરવું–તેને પત્નીનું સ્થાન આપવું, એ સર્વ જીવનલાલ જેવા ઉચ્ચ વિચારના હિંદુને માટે અશકય હતું. નાનપણથીજ વિદેશી પ્રજા–પરભાષા–જૂદા રીતરિવાજોવાળા લોકોમાં રહેવાનો પ્રસંગ આવ્યો અને એવા સ્થળે એક કોમળ અંતઃકરણની–જન્માંધબાળા તેની સર્વ ઇચ્છા પુરી પાડે તેને–પરદેશમાં એનની ગરજ સારે તેને–સર્વ રીતની સહાય કરે, પછી બન્ને વચ્ચે કેમ સ્નેહ ન જામે? અનાથ બાલક અને દુઃખાર્ત બાલિકા–મંગલમય પ્રભુનાં બન્ને બાલક–બાલિકા નહોતાં સમજતાં કે તેઓ જૂદા ધર્મનાં –જૂદા દેશનાં–જૂદા રીતરિવાજના છે. માત્ર ભાષા ફેર કેમ છે એજ પ્રશ્ન મીસ એનીને થતો. જીવનલાલ પોતાની સ્થિતિ જાણતો હતો પણ સ્વભાવજન્ય પ્રીતિ આ બાલિકા તરફ રાખતો હતો. વર્ષોનાંવર્ષો સાથે રમ્યાં–સાથે હર્યાં ફર્યાં પછી બંને વચ્ચે સ્નેહ થાય એમાં શી નવાઇ? ન્યાત, જાત, દેશ, ધર્મનો ભેદ વિસરાય એમાં શું આશ્ચર્ય? કુદરતના કાયદાને મનુષ્યના–કાયદા–વિચારો બાધ લાવી શકતા જ નથી. માતાવિનાની કન્યા અને દેશવટો ભોગવનાર બાલક, એક બીજાને આશ્વાસન રૂપ થઇ પડયાં હતાં. સ્નેહ–પુરૂષ અને સ્ત્રી વચ્ચે અમુકજ તરેહનો હોઇ શકે–એ સ્નેહનો આ નિર્દોષ અંતઃકરણોમાં પ્રવેશ નહોતો. બંનેનાં હૃદય વિશુદ્ધ હતાં–પવિત્ર હતાં–નિર્મલ હતાં.

નાની એની બાગમાં બેઠી બેઠી મધમાખનો ગુંજારવ પક્ષીઓનો કલરવ અને પવનનો સુસવાટો સાંભળતી અને આનંદ માનતી ખરી,

છતાં તેના હૃદયરાજ્યમાં જીવનલાલ સાર્વભૌમ રાજા હતો. જીવનલાલનો અવાજ વધારે મધુર લાગતો, જીવનલાલના શબ્દ–જીવનલાલનો સ્પર્શ વધારે શાંતિપ્રદ–શીતળ–આહ્‌લાદક લાગતો. એનીના અંધકારમય જગતમાં જીવનલાલજ પ્રકાશ ફેલાવી શકતો. આ અંધ બાલા 'પ્રકાશ' એ શબ્દ સિવાય જાણતી નહોતી એટલે ચહાવું એજ પ્રકાશ માનતી–જેથી હૃદયને વધારે આનંદ પડે–જેથી વધારે શાંતિ પ્રસરે–જેથી વધારે સુખ થાય તે પ્રકાશ અને તે જીવનલાલને લીધેજ અનુભવતી. જીવનલાલનો સ્વર સાંભળતાં તેના અંધકારમાં વિદ્યુત પ્રકાશ શરૂ થતો. તેના સ્પર્શથી–તેની વાતચિતથી બહાર તેમજ અંતરમાં અવનવો આનંદ–અવનવો ક્ષોભ થઈ આવતો. એજ એનો પ્રકાશ–એજ આ અંધ બાળાનો સાચો સૂર્ય. જીવનલાલની હાજરી એ એનો દિવસ. જીવનલાલની ગેરહાજરી એ એની રાત્રી.

આ રાત્રી દિવસ સરળતાથી ચાલ્યાં જતાં હતાં, ત્યાં અમાવાસ્યા આવીને સૂર્યનું ગ્રહણ થયું. મીલન રૂપી રાહુએ સુર્યનો પ્રકાશ ઢાંકી દીધો. જેને તે પોતાનો માનતી–જેને પોતાનું મનોરાજ્ય સોંપી દીધું હતું, તે બીજાનો થઇ ચૂક્યો હતો. આમ છતાં એનીનો સ્નેહ ઓછો થયો નહોતો અને એનો પ્રકાશ નષ્ટ થયો નહોતો.

ટેમ્સ નદી ઉપર અનેક જોલી બોટો ફરતી હતી. તે જોઇ જીવનલાલને વધારે ને વધારે ગ્લાનિ થતી હતી. તેની આ સ્વતંત્રતા–આ આનંદ હમેશને માટે જવાનો હતો. જીવનલાલ મીસ એનીની સાથે અનેકવાર બોટીંગ કરવા આવ્યો હતો અને દરેક પ્રસંગ આંખ આગળ તરી આવતો હતો. આહા ! આજ ટેમ્સને કિનારે પતંગીઆંનો ફફડાટ સાંભળી એનીએ તેને ઓળખવા તે પકડી આપવા જીવનલાલને કહ્યું હતું. પતંગીઆની કોમળ પાંખોએ એનીના [illegible]માં કેટલો આનંદ ફેલાવ્યો હતો ! એની બોલી હતીઃ–"જાણે હું [illegible] હોઉં એમ લાગે છે, રેશમ કરતાં પણ વધારે સુંવાળું છે. તારાઓનો ચમકાટ આ પતંગીઆની પાંખની ફફડાટ જેવો થતો હશે ?"

એ સમયનું સ્મરણ સ્વદેશ જતા જીવનલાલને આનંદમિશ્રિત શોક ઉત્પન્ન કરતું હતું. જીવનલાલે એક નાનો સુંદર મછવો એનીની જન્મતિથિએ તેને ભેટ આપ્યો હતો, એવી આશાએ કે એના જેવા બીજા હિંદના વિદ્યાર્થીઓ સાથે એની બોટીંગ કરવા નિકળે ત્યારે પોતાનું સ્મરણ થાય.

એનીએ તે ભેટને માટે ઉપકાર માન્યો હતો, પણ એ જાણતી હતી કે બોટીંગની મજાહ જીવનલાલના ગયા પછી હમેશને માટે લુપ્ત થવાની હતી.

ચુનીલાલને આમાં કાંઇ આનંદ પડતો ન હોવાથી અને બધાંને મુંગા જોઇ તેણે હિંદુસ્તાન, રસ્તાની મુસાફરી અને ત્યાં ગયા પછીના જીવનક્રમની વાત કાઢી.

ચુનીલાલે મજાકમાંજ કહ્યું:-"કેમ જીવનલાલ! હિંદુસ્તાન ગયા પછી તો તમે મારી સાથે સંબંધજ નહિ રાખો ને!"

એની: "એવું શું છે કે તમે બે સંબંધ રાખી નહિ શકો?"

ચુનીલાલ: "કારણ? જ્ઞાતિબંધન."

એની: "હાં. હાં. મી૦ મીલને મને કાંઇક વાત કરી હતી ખરી."

જીવનલાલ: "હા, અમે પોતાને એમના કરતાં ઉંચા ધારીએ છીએ. જન્મ-જ્ઞાતિને લીધે લોકોને મગરૂર થતા જોઇ મને ખરેખર હસવું આવે છે. (ચંદુલાલને) તમારા પિતા તો સુધરેલા વિચારના છે. મને બીક છે કે સંભાળશે નહિ તો નાત બહાર થશે."

ચુનીલાલે [illegible] ફરી કાઢી જવાબ આપ્યો: "અમે પૈસાદાર છીએ એટલે ના[illegible]ંઇ થાય તેમ નથી. એ તો ઈંગ્લાંડ જાઓ કે હિંદુસ્તાન જાઓ [illegible]ા એ પરમેશ્વર છે ને તે ઘણા દુર્ગુણોને ઢાંકી શકે છે. અહીંઆજ પૈસાદાર ભંગીની, ભીખ માગતા બ્રાહ્મણ કરતાં, વધારે કીંમત થાય છે."

જીવનલાલ: "હિંદુસ્તાનમાં જ્ઞાતિનો પાયો ધર્મ છે અને ધર્મને ઈંગ્લાંડના વર્ગ વિભાગ સાથે કાંઇ લેવા દેવા નથી."

ચુનીલાલ: "એ ખરૂં છે. મને ખાત્રી છે કે આપણા દેશમાં તમે મને–મારા કુટુંબને ધિક્કારતાં શીખશો."

જીવનલાલને વાત પસંદ નથી એમ લાગવાથી એનીએ વાત બદલી: "ચુનીલાલ! હવે તો તમારાં બેનને મળવાનો સમય પાસે આવ્યો છે."

ચુનીલાલ: "અલબત્ત! પણ અમે વધારે વખત સાથે રહી શકીયે એમ નથી. આજનીજ મેલમાં મારા પિતાનો કાગળ છે. એમાં લખે છે, કે તેમનો કમળાને વધુ અભ્યાસ માટે ઈંગ્લાંડ મોકલવા વિચાર છે."

ચુનીલાલને કાંઇ સાંભરી આવતાં તેણે કહ્યું: "એની! જેવી તમારા પિતાએ મારી સંભાળ રાખી છે, તેવી તમે મારી બેનની સંભાળ રાખશો? મારા પિતાએ કોઇ સારા કુટુંબની તપાસ કરવા મને લખ્યું છે, તેથીજ હું તમને પૂછું છું. મારી બેન અમદાવાદ મીશનરી સ્કુલમાં અભ્યાસ કરે છે. તેની ચાલાક બુદ્ધિ જોઇ બને તો ઈંગ્લાંડનો અનુભવ અપાવવા તે શાળાખાતાવાળાઓએ સલાહ આપી છે."

એની: "એમની ઉમર કેટલી છે?"

ચુનીલાલ: "તેર વર્ષ. ઇંગ્લાંડ વહેલી મોકલાવાનું મુખ્ય કારણ એટલુંજ કે હમણાં તેનાં લગ્ન કરવાં ન પડે."

એની: "તેર વર્ષની ઉમરમાં લગ્ન? એ શું બોલ્યા!"

ચુનીલાલ: "અરે એથી ઉલટું છે. અમારી નાતના રિવાજ પ્રમાણે તો કન્યાકાળ વીતી ગયો. આઠ વર્ષે તો પરણાવવીજ જોઇએ. પણ મારા પિતાના વિચાર લગાર આગળ વધેલા છે અને તેથી એમના અભિપ્રાય પ્રમાણે બાળલગ્નથી દેશને એક વ્યક્તિને લાભ છેજ નહિ. આથી મારી બેનને માટે આવેલાં માગાં તેમણે સ્વીકાર્યાંજ નથી અને તેથી

જો તે અહીં આવે તો ને બે ત્રણ વર્ષ લંબાવી શકાય. એની! મહેરબાની કરી તેને સર્વ રીતની અનુકૂળતા કરી આપજો અને એ મુંઝાય નહિ એમ કરજો. અમારા દેશમાં સ્ત્રીથી એકલાં બહાર જવાયજ નહિ. જેથી અમારૂં આ પગલું ઘણું ભારે છે."

એની: "હા કહેતાં પહેલાં મારા પિતાની મંજુરી લેવી જોઇએ. સુનીલાલ! તમે પરણ્યા છો?"

સુનીલાલ: 'મારે મારા સુધરેલા વિચારના પિતાનો ઉપકાર માનવો જોઇએ કે મારા પગમાં બેડીઓ નાંખી નથી. હું ત્યાં ગયા પછી મારી મેળ કન્યા પસંદ કરી લઇશ."

એની: "તમે કન્યા જોઇ શકશો?"

સુનીલાલ: "અમારામાં પડદાનો રિવાજ નથી. જો કે ઇંગ્લાંડ જેવી છૂટ તો નથીજ, તોપણ હું મારી આંખનો ઉપયોગ કરી શકીશ, તેમજ બીજી સ્ત્રીઓની હાજરીમાં તે કન્યા સાથે વાત કરીશ. આમ છતાં મારી માને એ કામ સોંપવું પડશે. સ્ત્રી પસંદ કરવાનું કામ બહુ જોખમભરેલું છે. જો લગ્ન સુખી ન નીવડે તો લોકો મારો વાંક કાઢે. જીવનલાલના સંબંધમાં તેમ નથી. એમની વહુનો વાંક પડે તો તે મારીને ઠેકાણે લાવે; ને ન આવે તો તેને પિયર કાઢી મૂકે, પણ કોઇ એમનો વાંક કાઢે નહિ."

એની: "મારે! નૉન્સેન્સ! જીવનલાલ મારેજ નહિ."

જીવનલાલ: "એની! તમે સમજતાં નથી? સુનીલાલ આજ ખીલ્યા છે."

એનીએ હસીને જવાબ આપ્યો: "હું કેવી મૂર્ખી કે સુનીલાલ મારા અજ્ઞાનનો લાભ લઇ મને બનાવે છે તે હું સમજી નહિ! સુનીલાલ! તમે કોઇ દિવસ ઠાવકા–ગંભીર થયા છો ખરા?"

સુનીલાલ: "એની! કદિ નહિ. ગંભીર થઇ કરવું શું! મારો જન્મ થયો ત્યારે દેવો હસતા હોવા જોઇએ અને હું હસું છું."

એની: "કેવો હસતા હતા ! એ કેમ જાણ્યું ?"

ચુનીલાલ: "કારણ એજ કે મારા પિતાએ મારા ઉપર પ્રયાગ કરવાજ પુત્ર માગ્યો હશે. જૂઓને ! ભણવા વિલાયત આવ્યા તો ત્યાં ઉડાવ્યું–નાહક પૈસો ને વખત ગુમાવ્યાં. 'ઢમઢોલ ને માંહે પોલ.' મારા જેવા હિંદુસ્તાનમાં ઘણાએ હશે. ખેર ! હવે આપણે તેવા પક્ષમાં જોડાઇ આગળ પડીશું, તે પક્ષના આગેવાન થઇશું અને આચાર અને વિચારમાં કેટલો તફાવત છે, તે સાબીત કરી આપીશ."

એનીએ હસીને કહ્યું: "કેવો ઢોંગ !"

ચુનીલાલ: "ઢોંગ નહિ, પણ ખરૂં થશે. હિંદુસ્તાનના જુવાનીઆને શિખામણ આપવામાં, સુધારો કરવાની જરૂર દર્શાવવામાં એવો ઉત્સાહી, નિખાલસ ને ઉમંગી દેખાઇશ કે તમે દંગ પામશો. આની સાથે મારા કુટુંબમાં સ્ત્રીઓની સાથે જૂના રીતરિવાજ પાળવામાં–પળાવવામાં ઉત્સાહી રહીશ. એટલામાં ગભરાવછો શાનાં ! જો કે અત્યારે મારા શરીર ઉપર ઇંગ્રેજી પોશાક છે, ઇંગ્લાંડમાં છું ને ઇંગ્રેજી ભાષા બોલું છું, તો પણ હું અંગ્રેજો જવાબદારી સમજે છે, તે જવાબદારી હું રાખતો નથી. જીવનલાલની વાત જૂદી છે."

જીવનલાલને ગમ્મત પડી હતી તેથી બોલ્યો: "મારી વાત જૂદી શા માટે ?"

ચુનીલાલ: "તમે અમારા રાજ્યકર્તાના પક્ષમા નથી જોડાયા ? સરકાર કહે તેમ અમારા ઉપર રાજ્ય ચલાવવા, હુકમ કરવા બંધાયેલા નથી ? જીવનલાલ ગીરધરલાલ પરીખ, બી. એ. આઇ. સી. એસ. ! તમે તમારો રસ્તો શોધી કાઢયો અને પ્રમાણિકતા તેમ સરળતાથી તે ઉપર ચાલ્યા જશો; જ્યારે હું ચુનીલાલ છોટાલાલ, તંબાકુના વેપારીનો છોકરો, જગતમાં રખડીશ અને મને દુઃખી લાગતા લોકોના હિતમાં જીવનનો ઉપયોગ કરીશ."

એની: "તમે દુઃખી કોને ગણો છો? પ્રગતિ અને સ્વતંત્રતા માટે તમારા શા વિચાર છે?"

સુનીલાલ: "એ વિશે મને પૂછશો નહિ, નદીમાં પાણી વહેજ જાય છે તેમ મારા વિચારો પણ આવે જાય છે. નદીમાં પુર આવી લાકડાં-ઘાસ તણાય છે, તેનું ભાન નદીને હોય તો મારા વિચારનું મને હોય."

જીવનલાલ: "એની! જવા દો એ વાત. આજ એની સ્ટીમ ખરી ગઇ છે."

જીવનલાલ કે એનીને સુનીલાલની વાતમાં બિલકુલ રસ પડતો નહોતો. બોટીંગ કરી કિનારે ઉતર્યા અને ઉતરતાં ટેમ્સનાં છેલ્લાં દર્શન કરી લીધાં. સુનીલાલ અને જીવનલાલ તે સાંજરે મેડનહેડથી ડેપટી શહેરમાં રહેવાના હતા અને બીજે દીવસે સવારે ટ્રેન મારફત માર્સેલ્સ જવાના હતા. ચાહપાણી પીધા પછી મી૦ એવનડીને બન્નેને પોતાના ઓરડામાં બોલાવ્યા. ઓરડામાં દાખલ થતાંજ સુનીલાલની નજર ત્યાં પડેલાં પુસ્તકો, ચોપાનીઆ, છબીઓ, ફૂલો વગેરે ઉપર પડી અને આ સઘળું ભવિષ્યમાં જોવાનું નથી એમ એને થયું. સુનીલાલનો સ્વભાવ એવો હતો કે એને દરપળે કંઇ નવિનતા જોઇએ. વિચાર નવા-વર્તન નવું-ભોગવવાનું નવું-જોવાનું નવું એમાંજ એને આનંદ-ઉત્સાહ મળતો. એક સ્થળ-એક વિચાર-એક ભોજન--એક પુસ્તક—એક કામથી તે થોડા સમયમાં કંટાળી જતો. વિલાયતમાં ત્રણ વર્ષ ગાળ્યાં, મહેનત બરબાદ ગઈ એટલે હવે પોતાનો દેશ સાંભર્યો, ત્યાંના સુખોની કલ્પના કરવા લાગ્યો અને ત્યાં જવા અધીરો થયો. જીવનલાલ શાંત-શોકગ્રસ્ત ચહેરે મી૦ એવડીનનો બોધ ધ્યાનપૂર્વક સાંભળતો હતો.

"તમે હિંદુઓ મંગલમય "કલ્યાણમય પ્રભુને માનો છો, તો તે જેમ રાજી થાય તેમ વર્તજો, એટલું કરશો તો પછી તમારા

લોકો માને છે એવા ભૂત-ડાકણ કે મેલા દેવોની બીક રાખવાની જરૂર નથી. તમે પશ્ચિમની ઉંચી કેળવણી લીધી છે, તે કેળવણીને એબ ન લગાડશો. તમારા વર્તનથી તે કેળવણીને દીપાવશો એવી મારી ખાત્રી છે. જીવનલાલ! તમે તમારા દેશીઓ ઉપર રાજ્ય કરવા નિશ્ચિત થયા છો, તો તમારૂં કર્તવ્ય ભૂલતા નહિ.”

આ અને આવી સ્નેહભર શિખામણ મી૦ એવનડીને બંનેને આપી, જીવનલાલના તપ્તહૃદયમાં વરસાદની માફક શાંતિ રેલાવી, પરંતુ ચુનીલાલનું હૃદય પથ્થર જેવું હતું અને વરસાદનું પાણી પલાળ્યા સિવાય-નરમ પાડયા સિવાય સરી પડયું હોય એમ ભાસ્યું. ‘ઘરડાઓને બોલવાની ટેવ પડી’ ધારી એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવાની તેને નાનપણથી ટેવ હતી. તેના પિતા એજ પ્રમાણે દરરોજ ભાષણ આપતા અને તેની તે જરાયે દરકાર કરતો નહિ.

મી૦ એવનડીન પોતાના બે શિષ્યો સાથે વાતમાં હતો, તે વખતે મીસ એની બાગમાં—કુંજમાં જઈ બેઠી હતી. સર્વત્ર શાંતિ હતી, મંદમંદ પવન આવતો હતો, છતાં આ શાંતિ તેના હૃદયમાં નહોતી. તેની છાતી ધડકતી હતી. તે વારંવાર નિઃશ્વાસ મૂકતી હતી, બડબડતી હતી અને તેની આંખોમાંથી કદી કદી અશ્રુ પણ ખરતાં હતાં. જીવનલાલ જવાનો છે, એ વિચાર-તેનો વિયોગ વિચાર સાલતો હતો. પરદેશી—પરધર્મી હિંદુને માટે આટલી લાગણી શા માટે થાય છે, તે તે સમજી શકતી નહોતી. પોતાના પિતાના શિષ્યની સાથે—તેની ઈચ્છા જાણ્યા વિના—તેની સંમતિ લીધા વિના-તે સ્નેહમાં પડી હતી એવું કોઇએ સૂચન કર્યું હત, તો તે તેને તુચ્છકારી કાઢયા વિના રહેત નહિ. ગંને તેમ હોય, તો પણ તેના હૃદયમાં કાંટો તો ભોંકાયો હતો—તેના સરળ શાંત જીવનમાં

મુસ્કેલી આવી પડી હતી. આમ વિચારમાં ને વિચારમાં તે બેઠી હતી, ત્યાં બાગમાંની કાંકરી ઉપર ગાડીનો અવાજ સંભળાયો. એજ ગાડી ઘણીવાર આવતી, પણ તે વખતે મીસ એનીને આનંદ થતો; કારણ કે એમાં જીવનલાલ સાથે તે ફરવા જતી. આજ તેની તે ગાડી હતી, પણ તે ગાડી તેના જીવનલાલને તેનાંથી દૂર કરવા આવી હતી. ગાડી આવતાંજ બંને હિંદુઓ બહાર આવ્યા ને ચુનીલાલે આગળ આવી મીસ એનીની સાથે શેકહેન્ડ કરી કહ્યું: વહાલી બેન! આજ અમે જઇએ છીએ. તમે કરેલા ઉપકારો અને દર્શાવેલી માયા અમે ભૂલી શકીયે એમ નથી."

મીસ એનીનું હૃદય ભરાઇ આવ્યું હતું. તે એટલુંજ બોલી: "મેં કાંઇજ કર્યું નથી."

ચુનીલાલ: "જતાં જતાં એકજ વિનંતિ કરવાની છે, મારી બેન થોડા દિવસમાં અહીં આવશે, એને સંભાળજો. તમારા પિતાએ હા પાડી છે એટલે હવે તે જરૂર આવશે."

મીસ એની: "તે માટે તમે નિશ્ચિંત રહેજો."

ચુનીલાલ: "મીસ એની! સાહેબજી! મારી યુવાવસ્થાની માર્ગસૂચક દેવી તરીકે હું હંમેશાં તમને માનીશ. મારે સામાનની ભાંજગડ છે માટે જઇશ. માફ કરજો."

ચુનીલાલ ઘરમાં ગયો. કદાચ મીસ એનીને જીવનલાલને એકાંતમાં કોઇ કહેવાનું હોય તો પોતે વિઘ્નરૂપ ન થાય માટે સામાનનું બહાનું કાઢ્યું હોય તો તે સંભવિત છે.

જીવનલાલે એકાંત મળતાંજ એનીના હાથમાં લીલી (કમળ) પુષ્પની કલગી મૂકી."

"જીવનલાલ! આ શું છે?" એનીએ પૂછ્યું.

"જતી વખતે મારા સ્મરણચિન્હ તરીકે આ સુંદર 'લીલી ફુંદું' (કમળ કલગી) હું તમને આપું છું, તેના સુવાસ જેવો નિર્મળ અને મધરો સ્નેહ આપણી વચ્ચે નિરંતર રહે એવું હું ઇચ્છું છું." જીવનલાલે ખુલાસો કર્યો.

"જીવનલાલ, તમારી આ ભેટનો આભાર સાથે સ્વીકાર કરું છું અને તે સાથે વિનંતિ કરું છું કે, આ આપણી મુલાકાતની છેલી ઘડીનું મીઠું સ્મરણ તમને તમારા દેશમાં ગયા પછી પણ તાજુંજ રહે અને મને પણ તમે હમેશાં યાદ આવો તે માટે હવેથી મને 'લીલી' ના મીઠા નામથી સંબોધી પત્રવ્યવહાર રાખશો." મીસ એની (હવે લીલી) એ મીઠી માગણી કરી.

પ્રિયવાચકો! હવે આપણે પણ મીસ એનીને મીસ 'લીલી' ના નામથીજ આપણી વાર્તામાં ઓળખીશું.

જીવનલાલ: "એની (હસીને, પોતાની ભૂલ સુધારતાં) મીસ લીલી! તમને છોડીને જતાં મારો જીવ ચાલતો નથી. મારા પોતાના દેશમાં જે બનવું અશક્ય હતું--છે, તે તમે મારા અહીંના જીવનમાં કરી બતાવ્યું છે."

લીલી: "એ તો અરસ્પરસનો આનંદ ને લાભ છે. મારા અંધકારમય જીવનમાં, જીવનલાલ! તમેજ પ્રકાશ આણી શકયા છો. તમેજ મારી કાળજી રાખી છે, તેવી કાળજી બીજું કોઇ રાખે નહિ."

અંધાપાના સૂચનથી જીવનલાલ ગળગળો થયો. એક અંધાપો ન હત તો આ કન્યા—સુંદર સુશિક્ષિત નમ્ર—સદ્‌ગુણી કન્યા નમુનેદાર યુવતી--નમુનેદાર પત્ની અને નમુનેદાર માતા થઇ શકત એ વિચારે જીવનલાલનું હૃદય હલમલાવી નાખ્યું.

જીવનલાલ: "લીલી! લીલી! એ વાત યાદ ન કરો, મેં શું કર્યું છે? કાંઇજ નહિ. એક ભાઈ પોતાની બેનને માટે કાંઇ કરે

તે ઉપક નથી. તમારા સ્નેહને લીધેજ મને "પરદેશમાં છું, પારકાને ત્યાં રહ્યો છું' એમ કદિ લાગ્યું નથી."

લીલી: "જીવનલાલ! તમે તમારા–તમારી પત્નીના સમાચાર નહિ લખો?"

આટલું બોલતાં લીલી ગભરાઇ ગઈ અને ઉત્તર આપે તે નીલાલ 'ગાડી ખોટી થાય છે' એમ બુમ પાડે તો ઠીક એમ એને થઇ ગયું.

જીવનલાલ: "શા માટે નહિ? મારી નોકરી, ત્યાંનો અનુભવ જરૂર જણાવીશ અને તમને તેમાં આનંદ પડશે."

લીલી: "તમારા ઘરસંસાર વિષે જાણવા હું બહુ ઇંતેજાર છું. તમારૂં લગ્ન થયું છે તે વિષે તો તમે કાંઇ કહ્યુંજ નથી!"

લીલી ઠપકો આપતી હોય એમ બોલી

જીવનલાલ: "એમાં શું કહેવા જેવું છે! એ કાંઈ મહત્વની વાત નથી. હિંદુસંસારમાં તો નહિજ. જન્મથી તે મૃત્યુ સુધી થતી અનેક ધર્મક્રિયાઓમાંની એ એક ક્રિયા છે. જેને લગતી એ ક્રિયા થાય છે, તેમની સંમતિ પૂછાતી નથી. પછી એમાં શું કહેવાનું હોય!"

લીલી: "શું કહો છો? લગ્ન જેવી મહત્વની વાત અમે તો બીજી નથી ગણતાં."

જીવનલાલ: "હું હિંદુ છું એ તો તમે જાણો છો ને? અત્યાર સુધી હું ઇંગ્રેજી જીવન ગાળતો હતો; હવે હિંદુસ્તાન ગયા પછી મારે પાછા હિંદુ થવાનું છે. જો કે મારા સુધરેલા વિચારો મારા જીવનક્રમમાં દાખલ કર્યા વિના રહેવાનો નથી."

'જીવનલાલ! જીવનલાલ!' ચુનીલાલે ઘરમાંથી બુમ પાડી.

ચુનીલાલની બુમ સાંભળતાં જીવનલાલ જવાનો–હવે એનાથી છૂટા પડવાનું–એ વિચાર લીલીને થઇ આવતાં તે ગભરાઈ–ધ્રુજી

ઉઠીને ખુરશી ઉપરથી એકદમ ઉભી થઈ હાથ લાંબો કર્યો અને બોલીઃ "જીવનલાલ ! મહેરબાની રાખજો. આટલાં વર્ષ તમે મારા જીવનદોસ્ત હતા. તમારી સાથે મેં બહુ બહુ આનંદ ભોગવ્યો છે. તમારા જેવું મને કોઈ વહાલું નથી. જો કે આપણાં હૃદય તો જોડાયેલાંજ રહેશે. મને ભૂલી ન જશો!

જીવનલાલઃ "લીલી ! મેં તમારી સાથે કરેલો આનંદ કરોડો રૂપીઆના મોતીની માફક મારી હૃદયમંજુષામાં સંભાળી રાખીશ."

આટલું કહી લીલીના બંને હાથ જીવનલાલે પોતાની આંખે સ્નેહથી અડકાડ્યા ને તે ઉપર ચુંબન કર્યું."

"જીવનલાલ! જીવનલાલ! મોડું થાય છે!"

ચુનીલાલની બીજી બુમ સંભળાઈ અને જીવનલાલ લીલીને છોડી ગયો. મી૦ એવનડીન બારણા પાસે ચુનીલાલ સાથે વાત કરતો ઉભો હતો અને ચુનીલાલ સ્વભાવ પ્રમાણે "હજી જીવનલાલ ન આવ્યો -મોડું થાય છે" એમ બબડતો આમ તેમ ફરતો હતો. લીલી તો કુંજ આગળ એમને એમ ઉભી હતી-ગાડીનાં પૈડાંનો અવાજ સંભળાયો અને દૂર-છેટેથી અવાજ આવ્યો ત્યાં સુધી ત્યાંને ત્યાં ઉભી રહી. ગાડીનો અવાજ બંધ થતાં-સૂર્યાસ્ત થયો હોય તેમ લીલીનું જીવન અંધકારમય થઇ ગયું. લીલીનો સૂર્ય અસ્ત પામ્યો-તેનું સુખ નષ્ટ થયું.

બે મહિના ચાલ્યા ગયા. મીસ લીલી, સગડી પાસે બેસી મીસ ડેવીસ કાગળ વાંચતી હતી તે સાંભળતી હતી. આ કાગળ જીવનલાલનો હતો. એ પત્રમાં મુસાફરીનું વર્ણન "સગાંવહાલાંનો આવકાર" તેમની ખુશાલી વગેરે સંબંધી લંબાણથી વિવેચન કર્યું હતું. અમદાવાદ જીલ્લામાંજ ધોળકા -ધંધુકા-વિરમગામ-સાણંદના આસિસ્ટંટ કલેક્ટર તરીકે તેની નિમણુંક

કરવામાં આવી હતી અને રહેવાનું મુખ્ય મથક અમદાવાદ હતું. વહુ ઘેર આવતી જતી હતી પણ એ વિષે એકજ લીટીમાં પતાવી દીધું હતું લીલીને આ પત્રથી બીલકુલ સંતોષ થયો નહિ. માત્ર વહુના સંબંધી માહિતી આપી હત અને બીજી ખબરો ન લખી હોત તો તે વધારે સંતુષ્ટ થાત. જીવનલાલની વહુ કેવી હશે? સુંદર હશે? ભણેલી હશે? પોતાના પતિને મદદગાર થતી હશે? આ બધી હકીકત જાણવા મીસ લીલી ઉત્સુક હતી ત્યારે તે વિષે પત્રમાં કાંઇજ નહોતું.

માત્ર "મારી વહુ ખુશીમાં છે. તેના બાપને ઘેર બહુ રહી હોય એમ લાગે છે." આ વાક્યનો અર્થ લીલી શી રીતે સમજે!

ચુનીલાલના પત્રમાં ખાસ વાત 'કમળા'ના સંબંધની હતી. પત્ર ઉપરથી એમ પણ જણાયું કે ચુનીલાલના પિતા અમદાવાદમાંજ રહેતા હતા. સીગારનું મોટું કારખાનું ચલાવતા હતા અને તે સાથે એક રૂનું પ્રેસ પણ રાખ્યું હતું. આ પ્રેસ વિજળીની મદદથી ચાલતું હતું. જીવનલાલ—આસિસ્ટંટ કલેક્ટર સાહેબ પણ ત્યાં હતા. બંનેનાં ઘર પાસે હતાં અને હજી સુધી તો જૂનો સંબંધ ટકાવી રાખ્યો હતો. બંનેનાં કુટુંબો એક બીજા સાથે બહુ ભળતાં નહોતાં. જીવનલાલના પિતા અને પિતાનું આખું કુટુંબ અમદાવાદ આવી જીવનલાલ સાથે એકજ ઘરમાં રહેતું હતું. જીવનલાલ હજી સુધી તો અમલદાર તરીકે સારો છે—વખણાય છે અને તેના કુટુંબીઓ 'કલેક્ટર સાહેબનાં સગાં છીએ' એમ કહી ન્યાતજાતમાં મગરૂરી ધરાવે છે.

ઉપરની હકીકત લખવામાં ચુનીલાલ કાંઇ મશ્કરી કરતો હોવો જોઇએ એમ લીલી સમજી હતી. મી૦ એવનડીન દેશીઓને મોટી કરી મળ્યા પછી તેની નાતજાત તરફથી કેટલું ખમવું પડે છે તે જાણતો હોવાથી, જીવનલાલની સ્થિતિ સમજી શકતો હતો અને

તેથીજ પત્ર વંચાઇ રહેતાં બોલ્યો: "રાંક બિચારો જીવનલાલ ! એ એનાથી બનતું કર્યાં વિના રહે એવો નથી."

લીલી મુગીજ રહી. હિંદુસ્તાન દેશ કેવો છે, તે એ જાણતી નહોતી એટલે સરકારી દેશી અમલદારને કર્તવ્ય-બતાવવામાં કેટલાં

# પ્રકરણ ૪ થું

---

## આસિસ્ટન્ટ કલેક્ટર

આર્થર મીલન અમદાવાદનો મુખ્ય જીલ્લા કલેક્ટર દિલ્હી દરવાજા બહાર કાંપમાં નદી કિનારે આવેલા વિશાળ બંગલામાં રહેતો હતો. અમદાવાદ જેવા ફળદ્રુપ પ્રદેશનો સુબો અને તેના હાથ નીચે ચાર આસિસ્ટંટ કલેક્ટર હતા. મુસલમાની રાજ્યના સમયમાં ગુજરાતનો સુબો આ બંગલામાંજ રહેતો હતો. બંગલાના આગલા ભાગમાં એક નાનો હોજ રાખવામાં આવ્યો હતો અને હોજ તેમજ આસપાસ ફરસબંધી જડી લીધેલી હતી. વડ–આંબા–લીમડા અને બોરસલ્લીનાં ઝાડોની ઘટાથી સૂર્યનાં સખ્ત કિરણોનો ભાગ્યેજ અનુભવ થતો હતો. કલેક્ટરના બંગલાથી તે શહેરના દરવાજા સુધી પાકી સડક બાંધી લેવામાં આવી હતી અને બન્ને બાજુ ઝાડો આવી રહ્યાં હતાં. સવાર સાજ પાણી છંટાતું હોવાથી ભર ઉન્હાળામાં પણ બાગમાં ફરવા જેવું લાગતું હતું. બંગલાની ત્રણે બાજુ, દેશી વિલાયતી ફૂલો વેલા અને રોપાથી શોભી રહી હતી, બે ત્રણ માળી આખો દિવસ બાગમાં કામ કર્યા કરતા હતા. ભંગી કચરો પડતાંજ તરત ઉપાડી લેતો હતો. ગુજરાતમાં આ વખત વરસાદે ઝુમ પડાવી હતી, પરંતુ કલેક્ટરના બંગલા પાસે આવતાં લીલું

ઘાસ, લીલાં વૃક્ષો અને ઉડતો ફુવારો જોતાં પાણીનો દુકાળ—એ સ્વપ્ન જેવુંજ લાગતું. માળીઓ આખો દિવસ પાસે આવેલી નદીમાંથી પાણી લાવી છાંટયા કરતા હતા અને લીલી ઘાસને સુકી થવા નહોતા દેતા.

કલેક્ટરના બંગલાને ઓટલો હતો અને ઓટલા ઉપર પડદા નાંખી દીધા હતા, જેથી અંદર શું થાય છે તે ખબર ન પડે. ઓટલા ઉપર પડેલી એક બેંચ ઉપર સફેદ અંગરખું-લાલ પાઘડી-ખભે પટો ને ઉઘાડા પગવાળા બે ચાર પટાવાળા બેઠા હતા અને એક હમાલ પંખાની દોરી ખેંચતો ઝોકાં ખાતો હતો.

બંગલાના ડ્રોઇંગરૂમના પડદા નાખી દીધા હતા; અંદર એક બાળા બ્રેઇલ સીસ્ટમનાં પુસ્તકો આંગળીની મદદથી વાંચ્યા કરતી હતી. પડદા નાખ્યા-ન નાખ્યા-આ બાળાને મન સરખાજ હતા; કારણ કે સૂર્યનો પ્રકાશ કે અંધારૂં—એ લીલીને મન એકજ હતું. તે ઉંઘતી નહોતી, પરંતુ યુરોપીઅન અમલદારોના બંગલામાં સામાન્ય શાંતિ હોય છે એવીજ શાંતિ હોવાથી બંગલામાં કોઈ નહિ હોય એમ અજાણ્યાને લાગે એ સ્વાભાવિક છે. બંગલાના પાછલા ભાગના ઓટલા ઉપર એક નોકર સઘડી ઉપર તપેલું મૂકી પંખો નાખ્યા કરતો હતો અને બીજો નોકર ચાહના પ્યાલા-રકાબી ધીરેધીરે સાફ કરતો હતો.

લીલી, કમળા અને મીસ ડેવીસ વિલાયતથી હમણાંજ આવ્યાં હતાં. ચાર વર્ષ થઈ ગયાં ને એટલા વર્ષમાં પોતાને હસ્તક સોંપાયેલી કમળાના શિક્ષણ માટે લીલીએ અથાગ શ્રમ વેઠયો હતો. કમળા વિલાયત ગઇ ત્યારે અજ્ઞાન નહોતી, રીતરિવાજોથી બીનવાકેફ નહોતી. મી૦ છોટાલાલે કમળાને અમદાવાદની ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં અને પછી મુંબાઇની મીશન ગર્લ્સ સ્કુલમાં સંગીત શિક્ષણ આપ્યું હતું. નાતજાતવાળા કમળા વટલાઈ જશે એમ કહેતા, ત્યારે તે જરા

પણ દરકાર રાખતો નહિ ને કહેતો કે: "જેટલું કહેવું હોય તેટલું કહેવું—બરાબર જ્ઞાન આપ્યા પછી બીવાનું નથી. અર્ધશિક્ષણ લેનારજ કુવામાં પડે છે."

કમળાએ નિશાળામાં ઇતિહાસ-ભુગોળ વગેરેનું જ્ઞાન મેળવ્યું હતું, તે ઉપરાંત બોલવા ચાલવાની રીતભાત પણ શિખી હતી. વિશેષમાં વિલાયતનું ઉચ્ચશિક્ષણ ને લીલીનો સહવાસ થયો.

એક દિવસ બપોરે કામ કરતાં મી૦ એવનડીન લીલીને-પોતાની અંધ વહાલસોઇ પુત્રીને એકલી મૂકી, એકાએક ગુજરી ગયો. લીલીને હવે ઇંગ્લાંડમાં પોતાનું કોઇજ નહોતું. તેને પિતાના મૃત્યુની ગમગીની-અંધાપો અને એકલાપણું સાલવા લાગ્યું. મિત્રોએ તેને થોડા દિવસ બાહારગામ જવા સલાહ આપી. લીલીને એ સલાહ યોગ્ય લાગી. મુસાફરીની વાત આવતાંજ જીવનલાલ સાંભર્યો. જીવનલાલનો દેશ જોવાની ઉત્સુકતા થઇ આવી, પરંતુ વૃત્તિ કબજે રાખી કમળા અને મીસ ડેવીસની સાથે યુરોપમાંના બીજા દેશો જોવાનો તેણે નિશ્ચય કર્યો. ફ્રાન્સ-સ્પેન-ઇટાલીના વિભાગોમાં આ ત્રિપુટી ફરી. પૂર્વના દેશની ભાવમય -લાગણીવાળી કમળાના સહવાસમાં અંધબાલા લીલીને ઇટાલીના ખુશનુમા પ્રદેશમાં વધારે આનંદ પડયો, ને જે આનંદ-જે મજાહ મીસ ડેવીસ ન આપી શકી, તે આનંદ-તે મજાહ આ હિંદુ કન્યા સહેલાઇથી અને ઉમંગભર આપી શકી. ઇટાલીના વિશ્વવિખ્યાત શહેર નેપલ્સનો આનંદ અનુભવતાં પૂર્વ દેશના સ્વપ્નાં આવવા લાગ્યાં અને પોતાના લાંબા વખતની આશા તૃપ્ત કરવા પોતાના સૂર્યનાં દર્શન કરવા લીલી હિંદુસ્તાન તરફ આવવા નીકળી.

કમળાનું ઘર અમદાવાદમાંજ હતું, પણ દિલ્હી દરવાજા બહાર સાહેબ લોકો-ઓફીસરો રહે છે ત્યાં નહિ. કમળાના પિતા મી૦ છોટાલાલ મારફતીયા રાયપુર દરવાજા પાસે રસ્તા ઉપરના એક સાદા

એમને એમ તો એ નાજ પાડશે. જીલ્લાના કલેક્ટરનું આમંત્રણ કેટલું માનપ્રદ છે. તે એ નહિ સમજે."

મીલનઃ "શું કહેશે ને કહી શકાય નહિ; પણ હિંદુઓને ન્યાત તરફથી કેટલું સોસવું પડે છે તેનું તને ભાન નથી."

મીસીસ મીલનઃ "પણ તે કાંઇ બ્રાહ્મણ નથી!"

મીલનઃ "તેમાં શું થયું? હિંદુઓમાં દરેક ન્યાત બીજી ન્યાતથી પોતાને ઉંચી માને છે. વધારામાં આપણા નોકરો–રસોઇઓ–બધા ઢેડ–ભંગી છે, તે તું જાણે છે?"

મ્યુનીસીપાલીટીના કામસર મી. છોટાલાલ અનેકવાર કલેક્ટરને મળતો તેમ આજે મળ્યો. વાતમાં ને વાતમાં કમળાની વાત નીકળી અને કમળાને બેચાર દિવસ કલેક્ટરને બંગલે રહેવાની તેણે મંજુરી આપી.

છોટાલાલઃ "મારે બે ચાર દિવસ કામસર કાઠીઆવાડ જવાનું છે, તો હું આવું ત્યાં સુધી કમળા ભલે તમારે ત્યાં રહે."

મીલનઃ "તે તો ઠીક, પણ અમારે ત્યાં રસોઈ કોણ કરે છે તે જાણો છો! અમારો ખોરાક નહિ ખાવો હોય તો બીજી વ્યવસ્થા થશે, પણ રસોઈ કરનારનું કેમ?"

છોટાલાલઃ "મારે જરાએ વાંધો નથી. રેલ્વે સ્ટેશન ઉપર રીફ્રેશમેંટ રૂમમાંથી ઘણીવાર ચાહ મંગાવી પીઉ છું ત્યાં બ્રાહ્મણીયા ચાહ નથી મળતો. મુંબાઈમાં શું થાય છે? એ તો જમાનાની સાથે બધો ફેરફાર થવાનો ને થાય છે. સારૂં છે કે એ ફેરફાર અંદરથીજ થાય છે?"

મીલનઃ "ન્યાતની બેડી તમે કોઈ દિવસ કાઢી શકશો એમ લાગે છે."

છોટાલાલઃ "એ તો બનવાનું નથી. પણ નવા જમાનાને

અનુસરતો ફેરફાર કરીશું. નવા જમાનામાં કેળવણી અને પૈસા એ એનુંજ ધોરણ રહેશે. મી૦ મીલન ! એકની તો મને ખાત્રી છે."

મીલનઃ " શાની ? "

છોટાલાલઃ "બહારનાને–પરદેશીઓને–રાજકર્તાઓને અમારી-અંદરની વ્યવસ્થામાં વચમાં પડવા નહિ દઈએ."

મીલનઃ " ને ભલે ! અમારે વચમાં પડવાની ગરજ પણ નથી, સમજ્યાને મી. છોટાલાલ ! અમો તમને એક બીજાનાં માથાં પણ ફોડવા નહિ દઈએ. "

કલેક્ટર અને મ્યુનીસીપલ કાઉન્સીલર ખૂબ હસ્યા.

લીલી કમળાની સાથે સાથે આવી અને હિંદુસ્તાનમાંના એંગ્લો–ઇંડીઅનના જીવનથી સંતાપ પામી. પૂર્વના દેશમાં જે રાજાનો દમામ તેણે જોયો હતો તે દમામ એંગ્લો-ઇંડીઅન અમલદારને ત્યાં લીલીએ જોયો. મીલનના ડ્રોઇંગરૂમમાં બેઠાં બેઠાં લીલી ભૂતવર્તમાન સરખાવતી હતી. આજ મી૦ મીલન પોતાને ત્યાં રહેતો તેજ મીલન–હજારો માણસોના ઉપર રાજ્ય ભોગવે છે. ફ્રાંસમાં હતી ત્યારે હિંદુસ્તાનના લોકો અને તેમના રીત રિવાજનાં તેને સ્વપ્નાં આવતાં હતાં–સ્વપ્નું ખરૂં કરાવવા આખરે તે આવી. આસપાસ વિચિત્ર ભાષા, કલરવ સિવાય કાંઇ સમજી શકતી નહોતી. હમણાં જીવનલાલ–ટેમ્સની નદીમાં બોટીંગ કરતા જીવનલાલ–આસિસ્ટંટ કલેક્ટર મી. જીવનલાલ આવશે અને મારા હૃદયતિમિરનો નાશ કરશે એમ આશા રાખતી હતી. જીવનલાલના ગયા પછી બીજા વિદ્યાર્થીઓ આવ્યા હતા, તેમની સાથે લીલી બોટીંગ કરવા ગઈ હતી, પણ જીવનલાલની જગા પુરે–એની ખોટ પુરી પાડે એવો કોઇ ન નિકળ્યો. લીલીનું હૃદય તો જીવનલાલ વિના ખાલી રહ્યું હતું. કમળા, સ્નેહાળ–વિનીત કમળા–લીલીના હૃદયને આકર્ષવા સમર્થ થઇ નહોતી. લીલીએ

પોતાનું રહસ્ય પોતાની પાસેજ રાખ્યું હતું. મી. એવનડીન–પુત્રી કરતાં વધારે અંધ હતો અને પુત્રીના ચહેરા ઉપરની શોકછાયા–પુત્રીની હૃદયશૂન્યતા–સમજી શકયો ન હતો. મીસ ડેનીસ લીલીને શિક્ષણ આપવામાં–તેની સર્વ વાંછનાઓ પુરી પાડવામાંજ કર્તવ્ય થયું માનતી, એટલે એ પણ તેનું અંતઃકરણ સમજી શકી નહોતી.

લીલી ત્રણ દિવસથી મી. મીલનની મહેમાન થઈ હતી અને તે ત્રણ દિવસના વસવાટથી–બીજી ઇંદ્રિયોની તીવ્રતાને લીધે એંગ્લો–ઇંડીઅનના જીવનનો અભ્યાસ કરી શકી હતી. પ્યાલા રકાબીનો ખખડાટ થતાં ચાહનો સમય થયો છે એમ તે જાણતી. બાગમાં પાણીની ડોલોનો ખખડાટ ને પાણી છાંટવાનો અવાજ સાંભળતાં સાડા ત્રણ થયા હશે એમ તે માનતી. પક્ષીઓના કલરવથી સાંજ સવારનો તફાવત તે સમજી શકતી.

ચોથે દિવસે કલેકટર સાહેબના બંગલામાં એક 'બ્રુમ' ગાડી આવી ઉભી. ગાડી ઓળખતાંજ બાંકડા ઉપર બેઠેલો પટાવાળો દોડયો–તે પટાવાળો પહોંચે તે પહેલાં હાંકનારની સાથે બેઠેલો પટાવાળો નીચે ઉતર્યો ને ગાડીનું બારણું ઉઘાડયું. પટાવાળાએ નીચા પડી ત્રણ સલામ કરી. એક પટાવાળો અંદર બંગલામાં જઇ વરધી આપી આવ્યો.

મી. મીલન આરામખુરસી ઉપર પડયો પડયો "ટાઇમ્સ" વાંચતો હતો, તેને વરધી મળતાં પોતાના સબોર્ડીનેટ–હાથ નીચેના અમલદારને મળવા–લેવા બહાર આવ્યો–શેકહેન્ડ કરી પ્રશ્ન કર્યો:

"વેલ, મી૦ જીવનલાલ! ડીસ્ટ્રીકટમાંથી કયારે આવ્યા?"

જીવનલાલ: "આજ સવારેજ. આપની ચીઠ્ઠી ત્યાં પડેલી જોઈ અને ઉત્તર આપવાને બદલે હું જાતેજ આવ્યો."

મીલન: "ઠીક કર્યું. મીસ લીલી આવ્યાં છે અને તમને મળવા બહુ ઇંતેજાર છે, તમે અંદર જાઓ. પણ તે પહેલાં લગાર કહેશો કે રાણપુરના કેસ સંબંધી શું કર્યું? તપાસ કરી?"

જીવનલાલ: "હા મેં જાતેજ તપાસ કરી છે. ત્યાંના પોલીસ પટેલને અને તલાટીને ખેતરની હદ બાબત તકરાર છે. એ બેની તકરારમાં મામલતદાર વચમાં પડ્યા. મામલતદાર તલાટીના દૂરના સગા છે."

મીલન: "ત્યારે તો પોલીસ પટેલ અને તલાટીને નહિ બનતું હોય?"

જીવનલાલ: "અરે–શેનું! એતો જૂનો નાતનો કજીયો છે. હાલનો તલાટી નિમાયો તે પહેલાં તે જગાને માટે પોલીસ પટેલનો ભાઇ ઉમેદવાર હતો. કારણકે તેના દાદા પાસે પોલીસ પટેલ ને તલાટી બંનેના ચાર્જ હતા. એને ખબર નથી કે ઇંગ્રેજ સરકારના રાજ્યમાં વારસા કરતાં લાયકીને વધારે માન છે અને ગમે તે લાયક માણસને નોકરી સરકાર આપી શકે એમ છે."

મીલન: "તમે જે કરો તે ઉલટાવી નાંખી અને તલાટી બનાવવા મને લાંચ આપવાને તૈયાર થયો ન હોત તો કદાચ તે તલાટી બનત પણ ખરો."

જીવનલાલ: "ધોલેરાના તલાટીની જગા ખાલી પડી છે."

મીલન: "શાથી? એટલામાં શું થયું?"

જીવનલાલ: "તલાટી એકાએક ચાર દિવસ ઉપર ગુજરી ગયો."

મીલન: "કાંઇ દગો તો નથી ને?"

જીવનલાલ: "કાંઇ સાબીતી નથી, દાક્તરનું સર્ટીફીકેટ છે કે કોલેરાથી મરણ થયું છે અને એનાં સગાં વહાલાંની ફરિયાદ નથી"

મીલન: "કોણ કોણ ઉમેદવાર છે?"

જીવનલાલ: "ગુજરી ગયેલા તલાટીના છોકરાની અરજી છે, પણ તે ઉમર લાયક નથી. બીજી અરજી એના ભાઇની છે, એ બધી રીતે લાયક છે. બીજી બે અરજી મામલતદારના સગાની છે."

મીલન: "મામલતદારના સગાને ન આપશો હોં! હાં, એ સિવાય બીજા કોઇની અરજી છે કે?"

જીવનલાલ: " મારા મામાએ ઘણા દિવસથી કહી મૂક્યું છે કે પ્રોફેસરની જગા ખાલી પડે તો એમને માટે તજવીજ કરવી."

મીલન " એમનું સાંભળશોજ નહિ. જો, જો, સંભાળજો. ગંભીર ભૂલ થશે. તમારે સગપણ છાનું રહેશે નહિ ને તમારા ઉપર અનેક આરોપો આવશે, અને મોટા અમલદારના સગાંવહાલાંની તજવીજ થતાં સરકાર વધારે વહેમમાં ભરાય છે. આ હું તમને ઉપરી તરીકે નહિ, પણ મિત્ર તરીકે સલાહ આપું છું."

જીવનલાલ: " મેં તો ક્યારનીએ ના પાડી છે, પણ આપ સાહેબને બે અક્ષર કહેવા મેં વચન આપ્યું હતું તેથી કહું છું."

આ શુદ્ધ હૃદયના—સરળ કર્તવ્યપરાયણ—હાથ નીચેના નોકર ઉપર ઉપરી અમલદાર સ્નેહની નજરે જોઇ રહ્યો. આવા મોટા અમલદાર ઉપર કેટલી જવાબદારી છે એ મીલન જાણતો, પોતાના હાથ નીચેના અમલદારોને બચાવવા—તેમને તેમના કર્તવ્યોનું ભાન કરાવવા અનેકવાર મી૰ મીલન તેમને પોતાને બંગલે બોલાવી સમજાવતો અને કહેવા જેવા બે અક્ષર સ્નેહથી કહેતો. પરંતુ જે અમલદારો મીલનનો હેતુ બરાબર સમજી શકતા નહોતા, તે અમલદારો 'અમારા કામમાં માથું મારે છે—ઉપરી તરીકે હુકમ ચલાવે છે' એમ બબડતા. જીવનલાલને મી૰ મીલન ઉપર વિશ્વાસ હતો કે એવો પણ સમય આવશે કે જ્યારે મી૰ જીવનલાલ કલેકટર થશે તે વેળા એના હાથ નીચે આસિસ્ટંટો હશે, ત્યારે તે પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકે એટલા માટે તેને તાલીમ આપી મૂકવી જરૂરની છે.

મીલન: " તમે કોને હકદાર, તેમ લાયક ગણો છો ?"

જીવનલાલ: " ભાઇને તેનું લોકોમાં માન છે—સમજુ છે અને સર્વ રીતે તેજ લાયક છે, છોકરો છે પણ હજી છોકરવાદ છે."

મીલન: " તમારી તે પસંગી બરાબર છે. ત્યારે એજ પ્રમાણે કરજો. હવે અંદર ચાલો અને તમારા જૂના મિત્રને મળો."

મીલન અને જીવનલાલ એટલા ઉપરજ વાત કરતા હતા. પટાવાળા દૂર હતા. આપણા દેશીઓમાં નોકરો આપણી ખાનગીમાં ખાનગી વાત સાંભળે, કેટલીકવાર વાતમાં માથું મારે, સ્ત્રીઓ સાથે બાજી રમે, તેમની સાથે ધીંગામસ્તી કરે, એવું યુરોપીઅન સોસાયટીમાં થવા દેવામાં આવતુંજ નથી. લીલી ઓરડામાં એકલીજ હતી અને ત્યાંથી જીવનલાલનો પરિચિત સ્વર કાને પડતાંજ હૃદયની ઇલેક્ટ્રીક બેટરી શરૂ થઇ ગઇ. આખા શરીરમાં ઝણઝણાટ વ્યાપી રહ્યો. શરીરના રૂંવાટાં ઉભાં થયાં ને શરીર ગરમ ગરમ થઈ ગયું.

બંનેને વાત કરતાં વાર થઇ તે દરમિયાન લીલી શાંત થઈને 'આ મી. જીવનલાલ' એટલા મીલનના શબ્દ કાને પડતાંજ લીલી ઉભી થઈ, હાથ લાંબો કરી, આગળ ચાલી. જીવનલાલે ઉતાવળે જઈ લાંબા વખતનો પરિચિત હાથ હાથમાં લીધો.

લીલી: " મી. જીવનલાલ ! આખરે ફરીને આપણે મળ્યાં ! "

જીવનલાલ: " ડીયર લીલી ! તમે તો ખુશી થયાં હશોજ, પણ તમને જોતાં મને તો બહુજ આનંદ થાય છે. "

' ડીયર લીલી ' એ શબ્દે લીલીના ગોરા વદન ઉપર લાલી પ્રસારી. મીલન થોડીવાર ઉભો રહ્યો ને પછી બોલ્યો:

"તમે જવાની ઉતાવળમાં નહિજ હો એમ માનું છું. ત્યાં સુધીમાં હું થોડા કાગળો લખવાના છે તે પુરા કરી નાખું." એમ કહી તે ગયા.

મીલનના ગયા પછી જીવનલાલને પાસે બોલાવી લીલીએ કહ્યું:

"આવો મારી પાસે બેસો. મારે તમને કંઈ કંઈ કહેવાનું છે ને તેથી વધારે તમારી પાસેથી પણ સાંભળવાનું છે."

લીલીએ કોચ ઉપર જીવનલાલને માટે જગા કરી. જીવનલાલ લીલીની પાસે બેઠા એટલે લીલીએ હાથ લાંબો કરી તેના ખભા ઉપર હાથ ફેરવ્યો. વાંસા ઉપર હાથ ફરતો ફરતો મ્હોં ઉપર ગયો, સ્પર્શ થતાંજ લીલી–ભૂતકાળના ને ઘણા વર્ષ અગાઉના દિવસો

સાંભર્યા. તે વખતે જીવનલાલ પહેલવહેલો ઇંગ્લાંડમાં ગયો હતો, અત્યારે લીલી પહેલવહેલી હિંદુસ્તાન આવી હતી. જીવનલાલ વિલાયત ગયો ત્યારે નાનો હતો-માથા ઉપર માત્ર ચહેરો બાબરીજ હતાં. એજ જીવનલાલના માથા ઉપર આજ કાંઇ ગોળ ધમાલા જેવું લાગ્યું ને લીલી હસીને બોલી: "આ તમારી પાઘડી કે ! વિલાયતમાં તો તમે ટોપી પહેરતા હતા. ટોપી કરતાં પાઘડી વધારે સારી લાગતી હશે ખરૂં ? અને આ તમારા ખભા ઉપર આડું લુગડું શેનું છે ?"

જીવનલાલ: "એ અમારો બીજો દેશી પોશાક છે. પાઘડીની માફક કસબવાળો એ બેસ છે. બાકીનાં લુગડાં તો જે વિલાયતમાં પહેરતો તેજ અહીં પહેરૂં છું-કાંઇક વધારે ઝીણાં હશે એટલુંજ."

પોશાકમાં ઝાઝો ફેરફાર નથી થયો જાણી લીલી સંતોષ પામી, અને હાલના કામકાજનું પૂછ્યું.

નોકરીમાં પડતો આનંદ-નડતી મુશ્કેલીઓ આઠ મહિના રખડવાની પદ્ધતિ-ત્યાં ગામડાના રીતરિવાજોની મળતી માહિતી-અજ્ઞાન લોકોનો સદ્દભાવ-તેમની સાથે સ્નેહથી કામ કરવામાં આવતી મજાહ, દેશી કે યુરોપીઅન અમલદાર ધારે તો—પ્રભુ ખાતર કામ કરે તો-રાજા તથા પ્રજાનું કેટલું ભલું કરી શકે એમ છે. ને સઘળું રસથી લીલીને તેણે સમજાવ્યું.

લીલી: "તમારી આ હકીકત જાણી મારા પિતા જીવતા હત તો કેટલા ખુશ થાત !"

જીવનલાલ: "ઇંગ્રેજી રાજ્યના બંધારણને તેની કામ કરવાની પદ્ધતિને-કર્તવ્ય બુદ્ધિને વખાણતાં શિખ્યો હોઉં તો તેનો પ્રતાપ તમારા પિતાનોજ છે. જે દેશમાં અંધાધુંધી-મારામારી-કુસંપ-અશાંતિ જૂદા જૂદા ધર્મ-જૂદી જૂદી ભાષા-તે દેશમાં આવી શાંતિ ફેલાવનાર, આવું રાજ્યબંધારણ કરનાર અને ઘડિયાળના યંત્રની માફક ચાલતાં ખાતાં-એ સર્વનો હું વિચાર કરૂં છું તેમ મને તમારા દેશને માટે

માનવૃત્તિ થાય છે, દિલગીરી માત્ર એટલી છે કે મારા લોકો એનું મહત્વ સમજી શકતા નથી. એક વ્યક્તિને માટે નહિ પણ સમાજના લાભ માટે કામ કરવાનું છે ને કરવું જોઇએ—એ તેમના મગજમાં ઉતરતું નથી."

જીવનલાલ અને લીલી ઘણે દીવસે—ઘણે વર્ષે આમ સાથે બેઠાં હતાં એટલે બંનેનાં હૃદય ઉઘાડાં થયાં હતાં. એક બીજાની વાત કહી સંભળાવી શાંત થયાં હતાં. આખા હિંદુસ્તાનના એક છેડાથી તે બીજા છેડા સુધી તપાસતાં જીવનલાલને પોતાનું હૃદય ખોલવાનું સ્થાન નહોતું—જેવી રીતે લીલી આગળ આજ તેના ઘરની—નોકરીની—બહારની—દેશની છાનામાં છાની વાત કહેવા માંડી હતી, તેવી શાંતિથી—તેવા સ્નેહથી—તેવી નિશ્ચિંતતાથી કહેવાનું એક સ્થાન તેને જડતું નહોતું: જડયું નહોતું. વાતમાં ને વાતમાં વખત ક્યાં ગયો તેની ખબર રહી નહિ. એટલામાં બંગડીઓનો અવાજ સંભળાયો એટલે લીલી બોલી:

"કમળા ! આવ. તારાજ દેશના અને મારા જૂના મિત્રની હું તને ઓળખાણ કરાવું."

બંને ઉભાં થયાં. લીલીનો હાથ જીવનલાલના ખભા ઉપરજ હતો. જીવનલાલે બારણા તરફ નજર કરી તો એક હિંદુ કન્યાને આવતી જોઈ. શરીરે માંસલ અને ઉંચી હતી, ધોળો ચણીયો ને ધોળું સફેદ લુગડું પહેર્યું હતું. કમરે સોનેરી પટો પહેર્યો હતો. હાથમાં સોનાની ને કાચની બંગડીઓ હતી ને ગળામાં એક સેરનો મોતીનો છડો હતો. હિંદુસ્તાનની કન્યા માફક તે આવતાં ગભરાઈ નહિ, તેમ તેનામાં મર્યાદા—સ્ત્રીયોગ્ય વિનીતતાનો અભાવ પણ નહોતો. આ સફેદ વસ્ત્રવાળી—બુદ્ધિશાળી—વિનીત—સભ્ય છતાં નિડર—સ્વાત્મશ્રદ્ધાવાળી હિંદુ કન્યાને જોતાં, જીવનલાલને—અજાણ્યાને દેખી ઘુમટો તાણતી, કોઇના દેખતાં પોતાની સાથે પણ વાત કરવામાં

પાપ માનતી, નિરક્ષર, વ્હેમી, આળસુ, ગપ્પી, નોકરની સાથે સમય ગાળતી, પોતાની પત્નીને સરખાવવા લાગ્યો ને જીવનલાલ–ગુજરાતના પાયતખ્ત અમદાવાદનો આસિસ્ટંટ કલેક્ટર પોતાને દુઃખી માનવા લાગ્યો–શરમાવા લાગ્યો. સભ્યતાના નિયમ પ્રમાણે કમળાની સાથે શેકહેંડ કરવાનું ને વિસરી ગયો, જે કમળા મુગી રહી તે ઉપરથી લીલી સમજી. તેણે જીવનલાલનો એક હાથ લઇ કમળાના હાથમાં મૂક્યો અને બંનેને વાંસે હાથ મૂકી બોલી:

"તમે બંને મને વ્હાલાં છો અને મારા મિત્ર તરીકે તમે એક બીજાનાં મિત્ર થજો."

જીવનલાલ મુગોજ હતો. કમળા જીવનલાલનો હાથ અડતાં જરાક સંકોચ પામી હતી તે જીવનલાલ ચેત્યો–સંકોચનું કારણ સમજ્યો ને બનતી ત્વરાએ હાથ ખેંચી લીધો. કમળા શાંત અને ગંભીર ચ્હેરે બોલી: "મા. જીવનલાલ! આપનું ઓળખાણ થતાં હું મારી જાતને ભાગ્યશાળી માનું છું: આપણે બંને આપણને જે પ્રિય છે તેનાં મિત્ર છીએ."

આટલું અંગ્રેજીમાં બોલી કમળાએ ગુજરાતીમાં બોલવું શરૂ કર્યું:"તમે વીસા મોઢ છો–હું દસા મોઢ છું. તમે પુરૂષ છો–હું સ્ત્રી છું. આપણા દેશમાં આપણી વચ્ચે મિત્રતા સંભવંજ નહિ–અશક્ય છે. 'મિયાં મહાદેવને ન બને' એ મીસી લીલી જાણતાં નથી. એમની હાજરીમાં આપણે મિત્ર રહીશું, મિત્રનો પાર્ટ ભજવીશું, નહિ તો એ બિચારી દુઃખી થશે.

જીવનલાલ: "જો તમને હરકત નહિ હોય તો મને હરકત નથી. તમે મારા વિલાયતના મિત્ર મી૦ મારફતીયાનાં બ્હેન છો એ વાત હું ભૂલવાનો નથી."

લીલી: "જીવનલાલ! તમે મને ના સમજણ પડે એવી વિચિત્ર ભાષામાં શું ગુપચુપ વાતો કર્યા કરો છો?"

જીવનલાલઃ "તમારે ખાતર અમે મિત્રભાવથી વર્તીશું: બાકી જે જનસમાજમાં અમે જીવીએ તે જોતાં અમારી એની મિત્રતા સંભવતી નથી."

લીલીઃ "અરે હા! હું ભૂલી. મારા સ્નેહીઓની સાથે હું વાત કરતી હોઉં છું, ત્યારે હું ઊંચ–નીચનો સંબંધ ભૂલી જાઉં. ભાઈ બ્હેનના સ્નેહથી જ ચાહું છું."

નોકરે આવી રાઉંડ ટેબલ મૂક્યું–ઉપર ચાહની તૈયારી કરી એક નાની ઘંટડી વગાડી. ઘંટડી વાગતાંજ મીસીસ મીલન અને મી૦ મીલન આવ્યાં. મીસીસ મીલને મીસ લીલીને ચાહ આપ્યો અને વિલાયતની માફક ઘણે વર્ષે લીલીને ચાહ પીવડાવવામાં જીવનલાલને ઓર આનંદ આવ્યો. કમળા વારંવાર લીલીને મદદ કરતી હતી. કમળાને પણ ચાહનો પ્યાલો મળતો ને ખુરશીપર બેઠી.

લીલીઃ "જીવનલાલ! વિલાયતમાં આપણા બાગની કુંજમાં ચાહ પીતાં તે ચાહ અને આ ચાહમાં કાંઈ ફેર લાગે છે?"

જીવનલાલ આનો ઉત્તર આપી શક્યો નહિ એટલે મીલન બોલ્યોઃ "એ ચાહ જેવો આ ચાહમાં જીવનલાલને ટેસ્ટ નથી આવતો. કારણ એટલુંજ કે તે અત્યારે ચાહ પીતા નથી."

લીલીઃ "એમ કેમ? જીવનલાલ! તમને ચાહ–તેમાં બપોરનો ચાહ તો બહુજ પસંદ હતો."

જીવનલાલઃ "હા. પણ હમણાનો મેં ચાહ છોડી દીધો છે."

લીલીઃ "શું? ચાહ કરતાં બીજું વધારે લેહેજતદાર પીઓ છો? મારા મત પ્રમાણે ચાહની ખોટ કોઈથી પૂરી પડે એમ નથી. લેમોનેડ પસંદ હોય તો મને ખાત્રી છે કે મીસીસ મીલન ના નહિ પાડે."

જીવનલાલનો ગભરાટ વધ્યો–મીલન લીલીને સમજાવતાં બોલ્યોઃ "જીવનલાલ વૈષ્ણવ છે, એમને બીજાના હાથનું કાંઈ ખપતું નથી."

લીલી દિલગીર થઇને બોલી: "વિલાયતમાં અમારી સાથે ખાતાં પીતાં એમને વાંધો નહોતો ને અહીં ક્યાંથી નીકળ્યો ? ત્યાં તો બપોરના–સાંજના હોંશથી મંગાવી ચાહ પીતા. તે વખતે વાંધો નહોતો તો અહીં શા માટે હોવો જોઇએ ? ચાહ છે, કાંઇ માંસ મદિરા તો નથી ને ?"

મીલન: "કેળવણીને ખાતર મી૦ જીવનલાલને ઇંગ્લાંડ જવાની જરૂર હતી અને તેટલા માટે ન્યાતના નિયમો ભંગ કરવા પડયા હતા. અહીં આવ્યા પછી પ્રાયશ્ચિત આપી ન્યાતે તેમને ન્યાતમાં લીધા છે અને 'મીસ લીલીને ખાતર' પણ તે નિયમ તોડવા નથી માગતા."

મીલનના બોલવાનો હેતુ—'લીલી' શબ્દ ઉપર ભાર મૂકવાનું કારણ જીવનલાલ સમજ્યો હતો–તેના પેટમાં તેલ રેડાયું હતું–ચીડાયો હતો, પણ શું કરે ! પોતાના ઉપરી અમલદાર–કલેકટરનું કહેવું અક્ષરશ: ખરૂં હતું.

લીલી: "કમળાને અમારી સાથે અમારે ત્યાંનો ચાહ પીવાનો –ખાવાનો વાંધો નથી. ત્યારેજ ચાહ પીએ છે, નહિ વારૂ !"

મીલન: "તે પિતાની મરજીથી સ્વતંત્રતા લઇ શકી છે. હજી પ્રાયશ્ચિત અપાયું નથી. એના પિતાનો એવો અભિપ્રાય છે કે કેટલેક દરજ્જે ન્યાતના નિયમો શિથિલ કરવા જોઇએ."

લીલી: "કમળાને નાતમાં લેશે કે !"

મીલન: "તે ખાત્રીથી કહેવાય નહિ. એનું કોની સાથે લગ્ન ઠરે છે એ ઉપર વિચાર. જો તેનો વર એના પિતાના વિચારને મળતોજ હોય નો તો વાંધો નહિ આવે, નહિ તો શું થશે તે કહી શકાય નહિ."

લીલી: "જીવનલાલને નાતની શી જરૂર પડી ?"

મીલન: "એમના કુટુંબીઓ જૂના વિચારના ને વહેમી છે માટે. વળી વધારામાં નાતમાં આવે તો લોકોમાં વધારે માનીતો થાય અને

તેથી લોકોની પ્રીતિ સંપાદન કરવાથી–લોકો સાથે ભેળાતા રહેવાથી –આસિસ્ટંટ કલેકટર તરીકે વધારે સારૂ કામ કરી શકે. એના કુટુંબ અને લોકોની ઇચ્છા પૂરી પાડવાની તીવ્રેચ્છા માટે તમે મી. જીવન-લાલનો દોષ નહિ કાઢો એમ હું ધારૂં છું."

લીલીએ ખુલ્લા દીલથી કહ્યું: "હું જરાક નિરાશ તો થઈ છું. જ્યારે તે ઈંગ્લાંડમાં હતા ત્યારે મારી સાથે, પિતાની સાથે–છૂટથી –સ્નેહથી–વગર સંકોચથી–ખાતા પીતા, રવિવારે મારી સાથે દેવળમાં પણ આવતા. અમારો આટલો બધો પરિચય છતાં–અમારો–મારો –આટલો સ્નેહ છતાં–ઉંચી કેળવણી લીધા છતાં માત્ર ધર્મને બહાને મારી સાથે, આટલે દૂર એમને માટે આવી છું છતાં–એક ચાહનો પ્યાલો પીવામાં વાંધો ગણે છે, એ ખરેખર દિલગીર થવા જેવું છે. હું એમને માંસ–મદિરા લેવા દુરાગ્રહ કરતી નથી. શું ચાહનો પ્યાલો પણ અંગિકાર ન કરે?"

મીલન: "મીસ લીલી! મી. જીવનલાલ ઉપર ક્રોધે ન ભરાશો. એ આ સ્થિતિ માટે અત્યંત દિલગીર છે. તમને દિલગીર–નિરાશ થતાં જોઇ એમનું હૈયું ભરાઇ આવ્યું છે, એમનો ઉપાય નથી. જ્ઞાતિના નિયમ લોખંડની બેડીઓ કરતાં વધારે જબરા છે. એ સંબંધમાં એમની મેળે એ ખુલાસો કરશે."

જીવનલાલ: "લીલી! તમને મારા ઉપર બહુ ખોટું લાગ્યું છે?"

જીવનલાલ, તે અંધબાલાનો જીવન સ્તંભ–તેનો કોમળ સ્નેહ-ભર અવાજ, લીલીની ગ્લાની–લીલીની અસ્વસ્થતા નષ્ટ કરવા, બસ હતો.

લીલી: "કાંઇ નહિ. મી૦ મિલને વિલાયતમાં મને કહ્યું હતું કે પૂર્વ અને પશ્ચિમની પ્રજાવચ્ચેનો ભેદ જોવા હિંદુસ્તાનમાં આવવું. જીવનલાલ! મારે હજી બહુ કહેવાનું છે. તમે બીજીવાર ક્યારે

મળવા આવશો ? મને મળવા માટે અહીં આવવામાં તો ન્યાતના નિયમ તોડવા નહિ પડે ને ?"

લીલી જોઇ શકતી હત તો તેના છેલ્લા વાક્યે જીવનલાલને કેવી અસર કરી હતી તે સમજી શકત ને પોતાના તે શબ્દ માટે માફી માગત. દુર્ભાગ્યે તે જોઈ શકે એમ નહોતું. જીવનલાલે થોડી વારે ઉત્તર આપ્યો: "તમને મળવામાં–તમારી સાથે સુખદુઃખની વાતો કરવામાં નાત આડી આવનાર નથી."

લીલી: "જીવનલાલ ! તમારે હજી બહુ બહુ કહેવાનું છે નહિ વારૂ ? "

જીવનલાલ નિશ્વાસ નાંખી બોલ્યો: "હા એમ છે ખરૂં."

લીલી: "જીવનલાલ ! તમારાં સુશીલ પત્ની સાથે મારૂં ઓળખાણ નહિ કરાવો ?"

'સુશીલ' શબ્દ લીલી સહૃદયતાથી–સ્નેહથી બોલી હતી. જીવનલાલને એનો એજ શબ્દ વજ્રપાત જેવો થઇ પડયો હતો.

જીવનલાલ: "મારી સ્ત્રી સુશીલ ! એની સાથે તમને વાત કરવામાં જરાએ રસ પડવાનો નથી, લીલી ! "

લીલી: "તમે પરણ્યા છો, એ વાત પણ તમેં મારાથી છૂપાવી હતી અને કેમ છૂપાવી તેનું કારણ પૂછ્યું ત્યારે તમે આમજ કહ્યું હતું. જીવનલાલ ! હું તમને કેટલી વાર કહું ! તમારૂ સર્વસ્વ–તમારે લગતી સર્વ વાત મને પ્રિય છે; તો પછી તમારી પત્ની તો વધારે પ્રિય હોયજ. એમની સાથે વાત કરવા–ફરવા–હરવા હું તલસી રહી છું.ઇંગ્લાંડમાં ફરતાં હતાં–બોટીંગ કરતા હતાં. તે–તમારા ગુરૂ અને મારા પિતાની અને મારી વાત તો તમે એમને કરીજ હશે."

લીલીના દરેક શબ્દે જીવનલલની મુંઝવણ વધારી.

જીવનલાલ: "લીલી ! તમારી એ ઇચ્છા નકામી છે. ઇંગ્લાંડના

આપણા આનંદની વાત, એ અહીં 'ભેંસ આગળ ભાગવત' જેવું છે. તે તેમાંનું કાંઇજ સમજતી નથી."

લીલી: "એને ગમે કે ન ગમે તો પણ એને મળવા, એનો કોમળ હાથ મારા હાથમાં રાખવા, તેનો મધુર અવાજ સાંભળવા હું બહુજ ઉત્સુક છું. તે બહાર નીકળતાં બીએ છે? શું તે પડદાનશીન છે?"

જીવનલાલ: "છેક એમતો નથી. અમારે ત્યાં પડદો નથી, પણ જેને અનુકૂળતા હોય તે ગાડીમાં બેસી બહાર જાય–હીંડતાં નહિ."

લીલી: "તો એમને માટે ગાડી છે?"

જીવનલાલ: "એને માટે છે, મારી માને માટે પણ છે."

લીલી: "મારા જેવી પરદેશી અને અજાણીને મળવા આવતાં તે ગભરાતાં હશે–શરમાતાં હશે. એમ હોય તો હું આવું?"

જીવનલાલ આ દરખાસ્તથી વધારે મુંઝાયો, પણ કાંઇ ઉત્તર તો આપવોજ જોઇએ એમ માની ને બોલ્યો: "મારી પત્ની કમળાની માફક કેળવાયેલી નથી. વળી તે જૂના વિચારની ને વહેમી છે. મને બીક છે કે તે તમારો સત્કાર પણ સારી રીતે કરી શકશે નહિ. અમારી રીતભાત તમારાથી જૂદી છે ને ને તમારી રીતભાતથી કેવળ અજ્ઞાત છે."

લીલી કાંઇ દયાથી બોલતી હોય એમ બોલી ઉઠી: "ત્યારે તો તે તમારી સહધર્મચારિણી—મિત્ર–જીવનમિત્ર નહિ થઇ શકતી હોય?"

જીવનલાલ: "સામાન્ય રીતે હાલમાં હિંદુઓ પોતાની સ્ત્રી જીવનમિત્ર થાય એમ ઇચ્છતા નથી."

લીલી: "ત્યારે તેઓ તેમની પાસેથી શું માગે છે?"

જીવનલાલ: "ગુલામગીરી અને છોકરાં."

લીલી: "આ બંને તમારી પત્ની તરફથી તમને મળ્યાં છે?"

જીવનલાલ હસ્યો પણ લીલીએ જોઇ શકી નહિ.

જીવનલાલઃ "મારે કહેવું જોઇએ કે મારી પત્ની હજી કોઇ બાળકની માતા થઈ નથી અને કહ્યું માનવામાં તો કોઇ કોઇ વાર સામી થઇ જાય છે. તે અજ્ઞાન માબાપના હાથ તળે બહુ રહી છે."

મીસીસ મીલન અને મી. મીલનને ફરવા જવાનો વખત થવાથી તેઓ ક્યારનાંએ લુગડાં પહેરવા ગયાં હતાં. કમળા પણ ક્યારની બીજા ઓરડામાં ચાલી ગઇ હતી. આ ઓરડામાં માત્ર લીલી ને જીવનલાલ એજ હતાં.

લીલીઃ " તે હશે, પણ મને એક વખત એમને મળવા દો એમની સાથે વાત કરવા દો. પછીની વાત જોઇ લઇશું."

એટલામાં કમળા પાછી આવી અને વાત ત્યાંથી અટકી.

## પ્રકરણ ૫ મું

---

### આસિસ્ટંટ કલેક્ટર : ઘરમાં

મી૦ જીવનલાલ સુધરેલા વિચારનો હતો. અંતરથી તે ન્યાતજાતનો ભેદ માનતો નહોતો. વિલાયતના સંસ્કારો પડયા હતા અને જાતે પણ ઉદાર વૃતિનો હતો: છતાં નાનપણથીજ ઉંચા–નીચાના સંસ્કાર પડેલા. આત્મપ્રશંસા જનસ્વભાવને રૂચીકર લાગતી હોવાથી પોતે ઉચ્ચ છે એમ માનતો. અધુરામાં પુરૂં હિંદુસ્તાન આવ્યા પછી પૉલીસીની ખાતર–લોકપ્રિય થવા ખાતર–કુટુંબમાં માનીતા થવા ખાતર–જૂના રીતરિવાજો, ઘણે દરજ્જે પોતાના "પ્રીંસીપલ" ને વિરૂદ્ધ ન હોય, એવા રીતરિવાજો પાળવાની ટેવ પડી હતી. એટલે ઇચ્છા છતાં–યત્ન કરતાં છતાં–ઘણીવાર અન્ય જ્ઞાતિ તરફ તિરસ્કાર નહિ પણ જરાક અવાજ દર્શાવતો. 'અમે વાણીયા' 'આખરે કણબી ભાઇને!' 'લુહાણા–ડુંગળી વેચી ખાનારા!' 'મોચી ચામડીઆ!' 'ઘાંચી ગોલાને!' એવો વિચાર સ્વાભાવિક રીતે સંસ્કાર અને વાતાવરણને બળે થઈ આવતો.

લીલીની સાથે વાતમાં તલ્લીન થયો હતો, ત્યાં જીવનલાલે કમળાને આવતી જોઈ. એક તો પોતાની વાતમાં ભંગ પડયો ને બીજું પોતે મોઢવાણીયામાં ઉંચા એવા વીસા મોઢવાણીયા–તેમાં વળી આસીસ્ટંટ કલેકટર–તેને એક દસામોઢની છોકરી–વિલાયત જઇ આવેલી, સાહેબ લોકને ત્યાં ઢેડભંગીયાનું ખાતીપીતી–વખત છે ક્રીશ્ચિયન વિચારની –એવી છોકરી સાથે સરખા દરજ્જાની સમજી વાત કરવી તેને પસંદ નહોતી. કમળાની પણ એજ સ્થિતિ હતી. હિંદુઓમાં મૂળ તો સ્ત્રીઓ બાલ્યાવસ્થાથીજ પોતાની જાતને હલકી ગણવા ટેવાઇ હોય છે, તેમાં સંસ્કારને લીધે કમળા પોતે જીવનલાલથી નીચી જાતની છે એમ માનતી. પરંતુ મીશનરી નિશાળ:ને વિલાયતના પવને એ માન્યતા કાંઇક શિથિલ થઇ હતી, એટલે તે આગળ આવી હિંમતથી બોલીઃ

"મીસ લીલીએ તમે આવો ત્યારે આ છબીઓનું આલ્બમ આપને બતાવવા કહયું હતું, તે જોશો ?"

લીલીઃ "કમળા ! તેં સંભાર્યું તે બહુજ સારૂં કર્યું. હું તો ભૂલી ગઇ હતી. આપણા ઘરનાં ને ફરવાની જગોનાં ચિત્રો છે એમ કહે છે. જૂઓ તો ખરાં તમને સાંભરે છે!"

છબીઓ જોવામાં અને વાત કરવામાં આસિસ્ટંટ કલેક્ટર નાત જાત ઉંચ—નીચનો ભેદ ક્ષણવાર ભૂલી ગયો. કમળાએ સ્વચ્છ સાદા લુગડાં પહેર્યાં હતાં, મર્યાદાસર પણ હિંમતથી વાત કરતી હતી અને વાત અંગ્રેજીમાં જ ચાલતી હોવાથી પોતાથી હલકી છોકરી સાથે વાત કરે છે, એ વિચાર આસિસ્ટંટ કલેક્ટરને આવ્યો જ નહોતો. ટેમ્સ નદીની સહેલગાહ અને બોટીંગ–નદી કિનારે ઝાડની ઘટામાંથી સંભળાતા પક્ષીના કલરવ, બરફ ધુમસથી આચ્છાદિત ખેતરો–લીલીની સાથે કલાકો ને કલાકો એલ્મવૃક્ષની કુંજમાં કરેલી વાર્તા, લીલીના મધુર સરોદથી ગવાયેલાં ગીતો, હાર્મોનિયમ પિયાનાના મીઠા સુરો–પોતે દીલરૂબાની સાથે ગાયેલાં દેશી ગીતો–આ સર્વે

આપણા આસિસ્ટંટ કલેકટરની આંખ આગળ તરી આવ્યાં. ક્ષણવાર પોતે વિલાયતમાંજ–લીલીની સાથેજ છે એમ ભાસ્યું. પાંચ વાગ્યા ને મીસીસ મીલનની બગી દરવાજા પાસે આવીને ઉભી. ગાડીનો ખખડાટ સાંભળતાંજ જીવનલાલ એકદમ ઉભો થયો ને બોલ્યોઃ "લીલી, તમને ફરવા જતાં રોકી રાખ્યાં તે માટે મને માફ કરશો. જૂઓ, મીસીસ મીલન વાટ જોઇ ઉભાં છે." એટલું બોલી તેણે જવા માંડયું.

લીલીઃ "જીવનલાલ! હજી તો પા ભાગનીએ વાત થઈ નથી અને તમે તો તમારી વાત કરીજ નથી. તમારે ફરીને આવવું પડશે. ચાહ ન પીવી હોય તો ન પીશો."

જીવનલાલઃ "જો મીસીસ મીલનને વાંધો નહિ હોય તો હું જરૂર આવીશ. લીલી! તમારી જોડે વાત કરીને જે સંતોષ થાય છે, એવો સંતોષ બીજે ક્યાંય થતો નથી."

મીસીસ મીલને હસીને જરૂર ફરી આવવા કહ્યું. લીલીએ જીવનલાલના છેલ્લા શબ્દો સાંભળ્યા નહોતા, છતાં તે ભાવાર્થ સમજી હતી.

જીવનલાલ ઓટલા ઉપર ગયો. કલેકટર સાહેબની ગાડી ઉભી હતી. કોચમેને આસિસ્ટંટ કલેકટરને જોતાંજ ગાડી આઘી ખસેડી ને આસિસ્ટંટ કલેકટરની ગાડી આવી ઉભી. સ્વાભાવિક રીતે જીવનલાલની આંખ બંને ગાડી ઉપર પડી. કલેકટરની ગાડી ઘણા વર્ષોથી એની એ હતી–પોતે નવીજ લીધી હતી, છતાં કલેકટરની ગાડી ચકચકતી અને સફાઇદાર હતી, ત્યારે પોતાની ગાડીના પૈડાં ઉપર ને ગાડીના ચારે બાજુના પાટીયાં ઉપર કાદવના ડાઘ પડચા હતા, ફાનસમાં મીણબત્તીનો રસ ફેલાયો હતો, ઘોડો સાફ નહોતો, કોચમેનના ધોળા કોટ ઉપર તેલનો ડાઘ હતો, પટાવાળાનો પાયજામો ફાટેલો, પટ્ટો કાળો, પિત્તળ ઝાંખું ને પાઘડીમાં કાગળીયા ખોસેલા હુતા. આ બંને કોચમેન, પટાવાળા અને ગાડીમાં તફાવત જોઈ યુરોપીઅન

અને દેશીઓની સ્વચ્છતા-સુઘડતાનો વિચાર આવ્યો અને તે દિલગીર થયો.

કલેક્ટર સાહેબને ત્યાં-આખા અમદાવાદ જીલ્લાના સુબાને ત્યાં-મીસીસ મીલન જાતે તબેલામાં જતાં. ગાડી, ઘોડા, બાગ, ઘર સાફ રખાવતાં-જરાક ડાઘો જોતાં ધૂળ કાઢી નાંખતાં-પટાવાળા, કોચમેનને સાદાં પણ સ્વચ્છ લુગડાં પહેરવાનો હુકમ આપતાં ને હુકમ ન પાળતાં શિક્ષા કરતાં. મી. અને મીસીસ મીલન જાતેજ નોકર માંદો હોય ત્યારે સારવાર કરતાં અને તંગીના વખતે મદદ કરતાં. પોતાને ત્યાં એવી દેખરેખ કોણ રાખે? કલેકટરાણીને તો ભાનજ નહોતું. માતુશ્રીનું જોર હતું. પોતાનું ચાલતું નહોતું. સુઘડતાનો વિચારજ નહોતો, હિંદુ સંસારમાં એવી સુઘડતા સ્વચ્છતાનો-વિચારજ ઓછો હોય છે. સહેજ ડાઘ-શાકીનો ડાઘ, બારીબારણાં, દિવા, કાચ ઉપર ધૂળ તો હોયજ એમાં શું! તબેલામાં તો ગંદકી હોયજસ્તો. નોકરોને સાફ લુગડાં હોય જ નહિ, ફાટી જાય. એ વિચાર એટલા તો દૃઢ થઈ ગયેલા હોય છે કે સફાઇની વાતજ નહિ. સફાઇ રાખનાર-રખાવનાર ટીકાને પાત્ર થાય છે. વહુઓ-પત્નીઓ બહાર જતાં-નાત જાતમાં જતાં-દેવ દર્શન જતાં-સારામાં સારાં લુગડાં પહેરે; પરંતુ જેના શરીર અને મનના શ્રમથી એ વસ્તુઓ મળી શકે છે, જેના તેઓ વ્હાલાં હોય છે. એવા પતિ પાસે જતાં દિવસે ને તેમાં રાત્રિએ ફાટેલાં, મેલાં, સુતી વખત પહેરવાનાં-કહો કે બાજરૂ જવાનાં કપડાં પહેરે છે. આમાં સ્ત્રીઓનોજ દોષ છે, એમ નહિ; ઘણા પુરૂષો પણ નાનાં ગંધાતાં મેલાં પંચીયાં કે ધોતીયાં, એવુંજ બદન ને એવાજ જથરવથર વેષે ફરે છે. આ સ્થિતિને લીધેજ પુરૂષો નાટકમાં કે રસ્તા ઉપર ફરતી શણગારેલી સ્ત્રીઓને જોઇ આકર્ષાય છે ને ઘરની સ્ત્રીઓ ઉપર, સૌંદર્ય હોય છતાં પણ, મોહ રહેતો નથી. જીવનલાલને આ બધા વિચાર પળવારમાં આવ્યા ને લીલીને આંખો નથી એ સારૂં છે, એમ થયું.

પટાવાળાએ ગાડીનું બારણું ઉઘાડ્યું ને જીવણલાલ અંદર ગાદી ઉપર પડયો. ગાડી ચાલી તેની સાથે જીવનલાલની વિચારમાળા પણ

ચાલી. વિલાયતથી આવ્યો ત્યારે ત્યાંનીજ ખુમારી હતી. પોતે આસિસ્ટંટ કલેકટર થવાનો, પછી ન્યાતની શી દરકાર છે? ન્યાતમાં દાખલ થવું શા માટે? મોટો પગારદાર, વેર સિપાઇસપરાં–ગાડી, માણસ, સાહેબ લોકોમાં અમલદાર તરીકે માન, પછી સગાંવ્હાલાં કે ન્યાત જાતની તેને શી દરકાર હતી? અભણ–અજ્ઞાન–વ્હેમી નાતથી બ્હીને પ્રાયશ્ચિત્ત કરે, નાતમાં આવવાની વાત કરે તો સુધારાવળા શું કહે? તેની ટીકા કર્યા વગર, તેને છાપે ચઢાવ્યા વિના, તેની જાહેર હિંમતના અભાવની નિંદા કર્યા વિના રહે ખરા કે? આ વિચારથી તેણે નાતમાં દાખલ થવાની દરકાર ન કરી અને પ્રાયશ્ચિત્ત માટે ના પાડી. એક દિવસ એના ઉપરી અમલદાર મી. મીલન સાથે તેને આ વિષે વાત થઇ. વાતમાં ને વાતમાં મી. મીલને કહ્યું: 'જો તમારા પોતાનાજ કુટુંબી–તમારી પોતાનીજ ન્યાતવાળાનો તમારા ઉપરથી વિશ્વાસ ઉઠી જશે–તમારા તરફ તિરસ્કાર વૃતિ રાખશે–તમારા તરફ અભાવ દર્શાવશે–તો પછી બીજા લોકો તમને હલકા ગણશે–એમાં શી નવાઈ! હજી તમારો જનસમાજ કેળવાયો નથી.હલકા–ગામડીયા–અજ્ઞાન વર્ગ ઉપર ન્યાતની ભારે અસર છે અને તેઓ ન્યાત બ્હાર થયેલા તરફ જરા પણ સદ્ભાવ રાખતા નથી. ન્યાત એ ગંગા માને છે.એવા લોકોની સાથે રેવન્યુ ખાતાને કામ છે. તમે એ ખાતાના ઉપરી અમલદાર છો, એટલે તમારે એવા લોકોમાં રહીને કામ કરવાનું છે. મુક્તિ–ફોજવાળા ભગવા લુગડાંમાં–ધોતીયાંમાં–મહત્વ નથી માનતા, પણ લોકોની પ્રીતિ સંપાદન કરવા એવો વેષ લે છે. તમારે પૉલીસી ખાતર–ભવિષ્યમાં વિલાયતગમન સરળ કરવા ખાતર–પણ પ્રાયશ્ચિત કરવું; એ મને સલાહભરેલું લાગે છે.' પ્રાયશ્ચિત્ત કરવાની આ સલાહ જીવનલાલને યોગ્ય તો ન લાગી, પણ કમને કબૂલ રાખી. પ્રાયશ્ચિત્તની મુછો મુડાવવા વગેરેની તેમજ કેટલીક બીજી ક્રિયાઓ કરતાં તેને હસવું આવ્યું. તિરસ્કાર થયો, છતાં કવીનાઇન કડવું જાણવા છતાં સુખની આશાએ એ પીવાય છે તેમ, તેણે ક્રિયાઓ પુરી કરી. ક્રિયા થતાં–પુરી થતાં જીવનલાલના પિતા–માતા–બ્હેન–કુટુંબી–ન્યાત જાત

સૌ ખુશી થયાં. જીવનલાલને પહેલીજવાર સ્નેહથી ભેટયાં અને સાથે બેસી જમ્યાં. જીવનલાલની પત્ની શાંતિ પણ, પતિ આજ પવિત્ર થયા, અત્યાર સુધી પાપી હતા ને પુનિત થયા, હવે એમની ધર્મક્રિયા પરમેશ્વર માન્ય કરશે. હવે એમના હાથનું પાણી પીવામાં વાંધો નહિ, એમ અંતઃકરણપૂર્વક માનવા લાગી. પ્રાયશ્ચિત્ત કર્યા પછી–કુટુંબમાં દાખલ થયા પછી–ગામના લોકોનું વર્તન જીવનલાલ તરફ તદ્દન બદલાઇ ગયું. વિલાયત જવાની જરૂર છે. ત્યાં જઇ આવ્યા છતાં જીવનલાલ સાહેબ કેવા સાદા ધર્મિષ્ટ થયા છે, કુટુંબ ન્યાત જાતની દરકાર રાખે છે! એમ વાતો થવા લાગી અને લોકો તરફથી સપ્રેમ આવકાર મળતો ગયો, ત્યારે જ જીવનલાલને ખબર પડી કે પ્રાયશ્ચિત્ત કરવાથી તેને કેટલો લાભ થયો હતો! પ્રાયશ્ચિત કરવામાં ગંભીર નુકશાન નહોતું અને એટલી સરલતાથી અનેક દેશવતનીઓનું કલ્યાણ કરવાની અનુકૂળતા મળી આવી હતી. ભીલને પોતેજ સલાહ આપી હતી એટલે લીલીને મ્હોઢે પોતે અયોગ્ય કર્યું છે એમ નહિ કહે, એની મો. જીવનલાલને ખાત્રી હતી.

જીવનલાલ આવા વિચારમાં ને વિચારમાં હતો, ત્યાં ગાડી ઘર પાસે આવી. ઘર રસ્તા ઉપર હતું. ઓટલા ઉપર બે ચાર સિપાઇઓ તડાકા મારતા અર્ધનગ્ન સ્થિતિમાં બેઠા હતા. ગંદી ગોદડીયો, બીડીયોનાં ખોખાં, હોકો, કોયલા વગેરે પડયાં હતાં. ઘરમાં પેસતાંજ રસ્તામાં પડતી બારીઓવાળો ઓરડો હતો. આ આપણા આસિસ્ટંટ કલેક્ટરની ઘરની ઑફિસ હતી. એ ઓરડામાંથી અંદરના ઓરડામાં જવાતું. જ્યાં બૈરાંઓની બેઠક હતી. ઑફિસમાં બારી પાસે આરામ ખુરશી ને ખુરશી પાસે ટ્રીપાઈ ઉપર એકાદ બે પેપર પડયાં હતાં. હોલમાં વચમાં રાઉંડ ટેબલ ને ટેબલ ઉપર 'ફ્લાવર વાઝ' માં સુશોભિત સુગંધીદાર ફૂલોનો ગોટો હતો. પાંચ સાત બીજી ખુરશીઓ ગોઠવીને મૂકી હતી. એક બાજુ ટેબલ અને તે ઉપર લખવાનો સામાન હતો. બીજી બાગણામાં પેસતા શહેનશાહ અને શહેનશાહ-

બાનુની છબી હતી. તેની સામે મી. એવનડીન અને મીસ લીલીને ફોટો હતો.

ગાડી ઉભી રહી. જીવનલાલ ઓટલા ઉપર ચઢ્યો, સિપાઇઓ થોડા ઉભા થયા ને થોડા બેસી રહ્યા. ઉભા થનાર સિપાઇઓએ નહોતો પહેર્યો ડ્રેસ કે નહોતા ઉભા સભ્યતાથી. દેશી આસિસ્ટંટ કલેકટર ને વિલાયતી આસિસ્ટંટ કલેકટરમાં એટલોજ તફાવત.

કોચમેને પાછળ આવી પૂછ્યું: "સાહેબ ! ગાડી કેટલે વાગે લાવું?"

જીવનલાલ: "આઠ વાગે ! મગન ! તું તથા પટાવાળો આવા લુગડાં કેમ પહેરો છો ? બીલકુલ સાફ રહેતા નથી ! ડ્રેસ તો કમરાંજ સીવડાવેલો છે ! ક્યાં ગયો ?"

કોચમેને નીચા નમી સલામ કરી જવાબ આપ્યો: "સાહેબ ! માએ નવો ડ્રેસ કબાટમાં મૂકી દીધો છે ને કહ્યું છે કે ગવંડર સાહેબ આવશે ત્યારે પહેરવા આપીશ. આ લુગડાં શા ખોટાં છે !"

માનું નામ આવતાં જીવનલાલ બોલ્યા ચાલ્યા વિના ઘરમાં ગયા ને પોતાના ઓરડામાં પેસે છે, ત્યાં સામેથી મા આવી પહોંચ્યાં.

મા: "અલ્યા જીવણ ! જરા ઉભો રહે ! આટલી ઉતાવળ શી ? મારે કહેવું છે. આ તારો કુતરો ઠેઠ રસોડા સુધી આવે છે મારે નહિ પાલવે. હવે તું કલેકટર થઇશ; તો પછી આમ ગોડા શા ! એ તો મુવા સાહેબ લોકને ફાવે ! કે હડકાયા કુતરાની રખડારખડી ! કામ તો છેજ સ્તો ! એ તો થશે ઘણુંયે ! મારાં છે કે મરીને ! એવો જીવ રાખીએ નહિ !"

જીવનલાલ: "પણ બા ! તારે શું જોઇએ છીએ ?"

મા: "પણ તું ગયો હતો ક્યાં ?"

જીવનલાલ: "કલેકટર સાહેબને મળવા."

માજીએ આંખ ચઢાવી દીધી ને બોલ્યાં: "તું હજી આસિસ્ટંટ છે, ત્યાં સુધી તારે એની પાસે જવું પડશે, પણ કાલ સવારે કલેકટર

થઈશ ને એવા ગોરા તારા હાથ નીચે આસિસ્ટંટ થશે ને તને મળવા આવશે. એ દહાડે આવે તો બસ, હું એમને બહાર ઉભા રાખું ને કહું કે 'કલેકટર સાહેબ ન્હાય છે, ખાય છે કે સુતા છે—હમણાં ફૂરસદ નથી."

માજીને દિકરાના સુખનાં સ્વપ્નાં આવતાં હતાં તે જાણે અત્યારેજ કલેકટર સાહેબ બન્યો હોય ને બહાર ગોરા સાહેબો રાહ જોતા ઉભા હોય એમ લાગ્યું.

આવી વાતો—ઊમેદો–આશાઓ અનેકવાર સાંભળી સાંભળી જીવનલાલ કંટાળી ગયો હતો એટલે તે બોલી ઉઠયોઃ "બા ! એ તો ઠીક; પણ તારે શું કામ છે તે કહીશ ?"

માજીઃ "ભાઈ ! મારે બહુ બહુ કહેવાનું છેઃ વારૂ, ધોલેરાની તલાટીની જગા કોને મળશે ?"

જીવનલાલઃ "એ જગા ખાલી છે એવું તેં ક્યાંથી જાણ્યું ?"

માજીઃ "એવા ખબરો તો તાર કરતાં પણ વહેલાં આવે. તલાટી મરી ગયો તેની બજારમાં ખબર પડી ગઇ છે. કોણ નીમાયું ?"

જીવનલાલઃ "હજી કાંઇ નક્કી થયું નથી."

માજીઃ "તારા મામા આજ ચાર વર્ષથી તારી ઉપર આશા રાખીને બેઠા છે, પણ તેનું તને કાંઈ ભાન છે ? આસિસ્ટંટ કલેકટર કે કલેકટર થયા તેમાં આપણું શું ઉધડયું ? હજી ધંધુકામાં—નાત જાતમાં મ્હોં દેખાડવું છે ! હજી તો તારા પેટમાં એમનું અન્ન છે. વખત આવે નહિ કરે ત્યારે કરીશ ક્યારે ?"

આટલી વાત બહાર સિપાઇઓ ઓટલા ઉપર સાંભળે એમ થઇ હતી. જીવનલાલ ઓરડામાં જવા–ઑફિસમાં જઈ એકાંતમાં વાત કરવા—અધીરો થઇ ગયો હતો. પણ માને કહેવાય કેમ ? ને મા સમજે કેમ ? તોએ પગલું પગલું ભરતાં તે ઑફિસ સુધી પહોંચ્યો

ને ટેબલ પાસે ખુરસી ઉપર બેઠો. ને ખાવું ઉતારી જમવાનો સામાન તૈયાર કરે છે, ત્યાં બાઈ સામે ખુરસી નાખી બેઠાં. બાઈનો અવાજ સાંભળી એક વિધવા સ્ત્રી મેલાં લુગડાંનો ગાંસડો બાંધી પાછળ આવી. તેને જોઈ છગનલાલ બરાડી ઉઠ્યો: "ચતુરી! ગાભાનો ગાંસડો મારી પાસે ઓફિસમાં? જાવ જા અહીંથી."

ચતુરી ઉપાડી લઈ જતી હતી, ત્યાં બાઈએ હુકમ કર્યો:

"રહેવા દે અહીંઆં! શું ભાર છે? મારી નજરે નાખ, નહિ તો થોડી ચોરી જશે. ચાર ગજ! વારુ, છગન! તેં હજી તલાટીની વાત કરી નહિ. ચાર ઉમેદવાર છે તે હું જાણું છું. કેશવાની ઉમર નાની છે, એને જગા આપશો તો કંઈ વળવાનું નથી. [illegible] છે, બીજો જુગારી છે—ચોથો લાંચીઓ છે. તારા મામાનું જ કરજે."

છગનલાલ: "બા! જે તારે એજ કામ હોય તો મેં તને કહી દીધું છે. હું હજી ડીસ્પેન્સરીમાંથી હમણાંજ આવ્યો છું ને કામ ઘણું બાકી છે, માટે મને કામ કરવા દે!"

બાઈ: "ના, તે હું જણાવ્યા વિના જવાની નથી. (ચોખટુંને રંડ! જોતી નથી? જો ગરદ સાથે ઠાકરલાલ ગયા—એમને એમ લુગડાં જાય છે. ઘણું કરીથી. ને છગન. મારે તારા લગ્ન સંબંધી વાત કરવી છે."

છગનલાલ: "બીજી વખત; આજે નહિ."

બાઈ: "કેમ આજે નહિ? એવી શી દુનિયા ઊલટવાની છે? તને નવરાશ નથી, પણ મને છે તો!"

છગનલાલ: "તો આપણે ચાલ પેલા ઓરડામાં જઈએ."

બાઈ: "અહિં શું ખોટું છે તે ત્યાં જઈએ. એવી શી છાની વાત છે! ચતુરી? ચતુરી તો ઘરની છે, એની ફરકત હોય નહિ ને સાંભળે. આપણા પડોશના પેલા ત્રિભોવનદાસનો કાગળ છે. એની

બાર વરસની છોકરી માટે માગું છે. મને ને તારા બાપને લાગે છે કે છોકરી ઠીક છે, ઘર ઠીક છે, ત્યારે કરી નાખવું. ત્રિભોવનનું મ્હોં મોટું છે, પણ એ તો જોઈ લઇશું. માગ્યાં તો મોતે મળતાં નથી. તારા બાપે જવાબ લખ્યો છે કે 'અમારે બીજાં માગાં આવે છે પણ હવે ગામમાં ને ગામમાં, એટલે તમારે ત્યાં થાય, તો ઠીક.' માગું તો કોઇનું આવ્યું નથી પણ એતો એમજ. સંસાર છે તે જૂઠું એ બોલવું પડે."

જીવનલાલ: "બા! મારૂં સાંભળીશ. તું ને મારા પિતા મારા સુખમાં રાજી હો તે સ્વાભાવિક છે, અને એટલા માટે હું તમારો આભારી છું. તમારા સામા થવું તે અયોગ્ય છે ને હું કુટુંબના સુખને માટે સામો નહિ થાઉં. પણ આ બાબતમાં મારે બોલ્યા વિના નહિ ચાલે. મારે બીજું લગ્ન કરવું નથી. આ સ્ત્રીથી મને સંતોષ છે."

માજી: "પણ અમને સંતોષ નથી તો! તારા બાપને પૂછ્યું છે? તારી વહુથી પ્રભુ તોબા! એ રાં...કોણ જાણે ક્યાંથી મળી?"

જીવનલાલ: "પણ એણે કર્યું શું? એ કાંઇ બોલી?"

માજી: "બોલે શું? બોલે તો જીભ કાપી ન નાખું? એ વાંઝણીમાં ક્યાં હોશ બળ્યા છે. ઘણીવાર મારી પાસે બોરબોર આંસુએ રોઈ છે ને હવે બીજી લાવવા કહે છે. કેટકેટલી બાધાઓ રાખી, જપ કરાવ્યા, દવાઓ કરી, દોરા ધાગા કર્યા; પણ સારો દિવસજ આવતો નથી ને."

આટલું બોલતાં છોકરાંને ઘેર છોકરાં જોવાં ઇચ્છતી ભલી ભોળી માતા રોઇ પડી. ચતુરી પણ માજીને રોતાં જોઇ રોઇ.

જીવનલાલ: "પણ છે શું?"

માજી: "તે હોય શું? એજ કે મારે તારે માટે બીજી વહુલાવવી છે એ. ને તું કલેક્ટર થાય એટલે બસ. કેટલો પૈસો ભેગો થાય! વળી હાથ નીચે આપણા સગાં વ્હાલાંને નોકરીએ રખાય."

ધોબીનો ગાંસડો બંધાયો ને ચતુરી તે લઇને અંદર ગઈ.

જીવનલાલ: "બા! ત્રિભોવનની છોકરીની વાત વિષે વિચાર કરીશ."

'વિચાર કરવો એટલે લાંબે ગાળે નાખવું' એ માજી બરાબર સમજતાં હતાં, એટલે તે બોલ્યાં: "વિચાર કરીશ? હજી કયાં સુધી વિચાર કરવાનો?"

એટલામાં આપણા આસિસ્ટંટ કલેક્ટરના પિતા ગીરધરલાલ આવી ચઢયા. તેમણે જોઇ લીધું કે માતા–પુત્ર વચ્ચે તકરાર ચાલે છે. શી તકરાર ચાલતી હશે તે તેઓ સમજી ગયા.

તે મનમાં વિચાર કરવા લાગ્યા: 'છોકરો મોટો થયો છે, ભણ્યો ગણ્યો છે, આસિસ્ટંટ કલેક્ટર જેવી નોકરી છે, કાલે વહાણે કલેક્ટર થશે, બહાર આબરૂ છે, આપણી આમન્યા પાળે છે, ત્યાં સુધી ઠીક છે; કાલે ન ફાવ્યું ને તે જૂદો રહ્યો તો પછી? માટે બહુ ખેંચતાણ કરવામાં માલ નથી. સમજાવીને કામ લેવાય તેમાંજ મજા છે.' એવો વિચાર કરી તેણે પોતાની પત્નીને ડપકો આપ્યો ને એને ન ગમતી વાત બહુ ન કહેવા કહ્યું.

માજી રોતાં રોતાં બોલ્યાં: "મુવું મને મોત આવતું નથી કે આ જોવું તો નહિ. કયારનુંએ કહું છું તોએ એકનો બે થતો નથી. વહુ લાવી આપું છું તે ગમતું નથી. એવો મુરખો કોણ હશે કે પહેલી વહુ વાંઝણી છતાં બીજી પરણવા ના કહે? એ તો વિલાયત જઇનેજ બગડી ગયો."

જીવનલાલ: "બા! તું ન કરી શકાય તે કરવા કહે છે! મેં કહ્યું તો ખરૂં કે હું વિચાર કરીને કહીશ. વિલાયત? તે તો તુંજ મોકલવામાં તૈયાર હતી. જૂના વિચારનો રાખવો હતો તો મને વિલાયત નહોતો મોકલવો. નોકરીને માટે તો જે લાયક હશે ને જેનો હક્ક હશે, તેને તે મળશે."

માજી: "લાયક ? હક ? તારો મામો લાયક નથી ? ગાંડા ! જક ન કર. એ જગા એને આપ એટલે બધાં તારા ઉપર રાજી રહેશે."

જીવનલાલ: "તે બની શકે એમ નથી. સાહેબ લોકો એમ કરતા નથી. પિતાજી ! મારાં બાને સમજાવોને ! સરકાર તેમજ મા બંનેને સાથે કેમ ખુશ રખાય ?"

ગીરધરલાલ: "નદી એકજ બાજુએ વહે તોજ તેમાં વેગ હોય. સ્ત્રીઓ તો એવીજ હોય. કાશીનું કરવત આવતાંએ વહેરે, ને જતાંએ વહેરે. માટે એ ઉપર તો બહુ ધ્યાન આપવુંજ નહિ. તારી માનો સ્વભાવ આજ ક્રોધે ભરાયો છે તે ઘડી ,પછી શાંત થશે માટે એ તો મનમાં લાવવુંજ નહિ."

## પ્રકરણ ૬ ઠું

---

### શાંતિ

જીવનલાલ–અમદાવાદનો આસિસ્ટંટ કલેક્ટર, પોતાની માતાની જીદથી–પોતાના સંસારથી–વાતાવરણથી–કંટાળી અંદર ઑફિસમાં ગયો. લુગડાં કાઢી એકલું ખમીસ રહેવા દીધું. પગમાં સ્લીપર હતાં. ધોળું સફેદ ધોતીયું પહેર્યું હતું. મેજ ઉપર સહીના કાગળોનો ઢગલો જોઇ તે ખુરશી ઉપર બેઠો. બે ચાર કાગળો જોયા, ત્યાં સામે નાની ઓરડીમાં પટાવાળાએ નાનો મેજ ને એક ખુરશી મૂક્યાં. જીવનલાલને ઘરમાં બધાંની સાથે ખાવું–ચાહ પીવો ગમતો નહિ. નહિ કે એને કુટુંબ પ્રત્યે અભાવ હતો, પણ કુટુંબમાં એને મનમેળ પડતો નહિ. ઘડીવાર વાત ચાલતી પણ ક્ષણમાં લડાઇ–ઘાંટા સાચાં ખોટાં–શરૂ થતાં. આ બધાથી કંટાળી જીવનલાલે ચાહ અને ખાવાનું પોતાની નાની ઓરડીમાંજ રાખ્યું હતું. ત્યાં કાં તો ટેબલ ઉપર કિંવા પાટલા ઉપર બેસતો ને ભટ રસોઇ લાવતો તે જમી લેતો. શાંતિને આ વાત પરવડતી નહિ. 'હાય! હાય! વાણિયાબ્રાહ્મણ થઇને આમ ટેબલ ઉપર અથવા પાટલા ઉપર પહેરણ–ખમીસ પહેરીને બેસાયજ કેમ! રસોડામાં, જમવું જોઇએ! રસોડાના ઓરડામાં અંધારૂં હોય, ધુમાડો હોય, તો પણ એજ ઓરડો; બીજે જમાય નહિ.' આ વિચારથી પતિ, ખાતો હોય તે વખતે શાંતિ આવતી

નહિ. 'વળી ઘરમાં–ભર્યાભાદર્યા ઘરમાં–સાસુ નણંદ વગેરે હોય ને લાજ મૂકી પતિની ખબર કઢાયજ કેમ ?' આ બધાં કારણોને લીધે આપણા આસિસ્ટંટ કલેક્ટર ઓરડામાં એકલાજ જમતા. વિલાયતમાં લીલી, સાથે બેસા ખાતી, આગ્રહ કરતી, વાતો કરી વધારે જમાડતી, જમતાં જમતાં ઘરની–બહારની–દેશની વાતો થતી, તેમાંનું અહિં કાંઇજ નહિ ! ચાહ પીતાં આપણા આસિસ્ટંટ કલેક્ટરને બીસ્કીટની ટેવ હતી, ને શાંતિના પિતા હડહડતા વૈષ્ણવ, સાસુ પણ મરજાદી, એટલે બીસ્કીટને તો અડકાયજ નહિ ! પતિ વટલાઇ ગયા છે, જેતું તેતું ખાય છે, ધર્મ બોળ્યો છે, એમ શાંતિ માનતી અને વૃદ્ધ સાસુ–નણંદ એમ મનાવતાં. આ સ્થિતિને લીધે અજ્ઞાન પત્ની આસિસ્ટંટ કલેક્ટર સાહેબ પ્રત્યે માનની કે સ્નેહની લાગણી ન રાખે એમાં શું આશ્ચર્ય !

આસિસ્ટંટ કલેક્ટરના કુટુંબમાં માતાપિતા–પત્ની ઉપરાંત ભાણેજ ભત્રિજા–ફોઈ–કાકી તેના છોકરાં વગેરે પંદર વીસ માણસો હતાં. નોકર ચાકર–ગાય ભેંશ–ગાડી ઘોડા વગેરે હતાં; પરંતુ સર્વ અવ્યવસ્થિત. ઘરમાં ખુરશી–ટેબલ–કબાટ વગેરે સામાન હતો; પરંતુ જ્યાં ત્યાં પડેલો; કોઇને ગોઠવતાં આવડતો નહિ ને ગોઠવેલો ઠેકાણે રહેતો નહિ. કબાટ ઉપર મણ ધૂળ ચોંટેલી હોય તો શેતરંજી ઉપર શાહીના ડાઘા. આસિસ્ટંટ કલેક્ટરના ઑફિસ–ટેબલ ઉપર શાંતિવહુનું લુગડું કે ચણીયો પડયો હોય ! સ્ત્રીઓ ભેગી મળે ત્યારે નિંદા–ટીકા સિવાય કાંઇ નહિ. તલાટીઓ–કારકુનો–તેમની વહુઓ વખતો વખત મળવા આવતાં ને બા સાહેબ–માજી–ની ખુશામત કરતાં. શાક–કેરી શેરડી–રૂ ને વારતહેવારે કાંઇ કીમતી વસ્તુ આપી જતાં ને પોતા ઉપર–તેમ પોતાનાં લાગતાં વળગતાં ઉપર–આસિસ્ટંટ કલેક્ટર સાહેબને કહી મહેરબાની રખાવવા વિનવતા.

આ ઉપરાંત સિપાઇઓ બાસાહેબ સાથે ચોપાટ રમતા,

ઑફિસની વાત સાચી જૂઠી ઘેર કરતા, બાને ફોસલાવી બીડીના પૈસા લેતા અને માછીની મહેરબાની મેળવી, સાહેબની મહેરબાની માટે બહુ કાળજી કરતા નહિ. શાંતિ નાનપણથીજ વિલક્ષણ કુટુંબમાં ઉછરી હતી અને સાસરામાં સાસુ કડેધડે છે એમ જાણતી હતી. ખાવું–પીવું ને લુગડાં ઘરેણાં કરવાં એજ જીવનનો ઉદ્દેશ હોવાથી સાસુને શી રીતે ખુશી રાખવી, તેની તે તજવીજ કર્યા કરતી. સવારે આઠ વાગે ઉઠી નાહી ધોઇ, તે સાસુ પાસે–કુટુંબની સ્ત્રીઓ પાસે બેસતી, રસોઇ વગેરે માટે ભટ હતો એટલે એની એને ચિંતા નહોતી "બા! તમે શા દુઃખે ચિંતા રાખો?" એમ કહેવાતાં–પ્રીતિપાત્ર થવા માગતા–સ્નેહીઓ કહેતાં, ને બા ફુલાતા. બપોરે તે બે ત્રણ કલાક ઉંઘતી. સાંજના ચાર વાગે નવું લુગડું પહેરતી, નવાં નવાં ઘરેણાં પહેરતી, માથામાં ચાક ફૂલ નાંખતી ને પછી ચાર પાડોશણો સાથે ગપ્પા મારવા બેસતી. દેવ દર્શન જવાય–પણ ગાડીમાં બેસીને જવાનો હુકમ હતો, એટલે બંધ ગાડીમાં ઘરેણું લુગડું કોને બતાવે! આથી જવાનું માંડી વાળ્યું હતું ને સાંજ સુધી ઘરમાંજ વખત ગળાતો.

આવું જીવન આપણા આસિસ્ટંટ કલેક્ટરની પત્ની શાંતિજ ગાળતી એમ નહિ, પરંતુ આપણા અમલદારો અને શેઠીઆઓની સ્ત્રીઓનાં જીવન આમજ ચાલ્યાં જાય છે; જ્યારે ગરીબનાં ઘરો સ્ત્રીઓનાં 'વર્ક હાઉસ' મનાય છે ત્યારે, પૈસાદાર–અમલદાર અને નોકરચાકરવાળાનાં ઘરો "આળસખાનાં" ગણીયે તો અતિશયોક્તિ નથી.

જીવનલાલ ઘરના આ નાટકથી દૂર ને દૂર રહેતો અને ઑફિસના કામમાં, સવાર સાંજ ફરવા–મળવામાં અને વાંચવામાં કાઢતો. રાત્રિ શાંતિ સાથે ગાળતો; પણ ઇશ્વરના રાજ્યમાં ઉત્તમ ગણાતી લગ્નતિથિ ભોગવવાનું એના નસીબમાં નહોતું. તે શાંતિ સાથે

વાતો કરતો, પણ તે વાતોમાં રસ નહોતો. તે વાતોથી મન-શરીર-આત્મા કે જગત ઉન્નત થાય એમ નહોતું, ભવિષ્યની પ્રજા સુધરે એમ નહોતું. લુગડાં-ઘરેણાં-ફલાણીએ આમ કહ્યું-ફલાણાને નોકરી આપતા નથી વગેરે-એજ વાતો તે કરતી. તે માત્ર પશુવૃત્તિ શાંત કરવાનું સાધન હતું એટલું જ. જીવનલાલને અનેક વાર અસંતોષ થતો: દુ:ખી થતો, પણ શું કરે? એમાં બિચારી શાંતિનો શો વાંક? એના માબાપે-એની સાસુએ એના મનનો વિકાસ ન કર્યો, તેમાં શાંતિનો શો દોષ! જીવનલાલ જીવનમિત્ર શોધે, લીલીની સાથે ગાળેલા સ્વર્ગીય દિવસો પછી, કાંઇક ઉન્નત—કાંઇક ઉચ્ચ કોટીની પત્નીની અપેક્ષા રાખે—કેળવણી લીધાં પછી—સારાસાર સમજ્યા પછી—સત્તાધીશ થયા પછી-એના બહારના જીવનમાં સહચારી થઇ શકે, એની મંત્રી થઈ શકે, એવી પત્નીની એને લાલસા થાય, તો એમાં એનો પણ શો દોષ? જીવનલાલ પોતાની સ્થિતિ સમજતો હતો, સમજુ હતો, કલેશથી કંટાળતો હતો, એટલે મુગો રહ્યો હતો-સહનશીલ થયો હતો.

સાંજના ચાર વાગ્યા હતા. સ્ત્રીમંડળ ઓટલા ઉપર બેઠું હતું, એટલામાં ઑફિસનો એક ઉમેદવાર તથા બીજા બે જણ ત્યાં આવી પહોંચ્યા. હિંદુ-દેશી અમલદારોને ત્યાં સાધારણ રીતે આમ મળવા મૂકવાની છૂટ હોય છે એટલે પોતે જાણતા ન હોય તો પણ આ પદ્ધતિને લીધે લોકમાં કાંઇ કાંઇ અફવાઓ ઉડે છે ને સરકારની નજરમાં લાંચ માઉ મનાય છે.

ઑફિસનો ઉમેદવાર: 'કેમ માજી! બેઠાં! કેમ બા સાહેબ! આ તો જરા આમ આવ્યો' તો તે એમ થયું કે સાહેબને સાં થતો જાઉં!-બાને મળું! આ બે રૂની રજાઇઓ જોઈ કે?"

સાજી: "સારી છે? કેટલાની થઈ? મારે એક કરાવવી છે. મહેમાન પરોણા માટે જરૂર પડે છે."

ઉમેદવાર: "તો આ રાખોને."

માજી: "ના. એમ રખાય નહિ. કેટલા રૂપીયા થયા તે કહો!"

ઉમેદવાર: "માજી! આમ શું બોલો છો? અમે તમારૂંજ ખાઇએ છીએ ને! તમારી મહેરબાની થશે તો રોટલો કુટી કાઢીશું."

માજી: "તે તો ખરૂં! પણ તમારા સાહેબને ઓળખતા નથી? એ તો ધૂળ કાઢી નાખે."

ઉમેદવાર: "એ ક્યાં જાણવાના છે! લ્યો રાખો! પણ બા! હવે બહુ દિવસ થયાં ઉમેદવારી કર. બે પૈસા મળે તો છે, પણ કામમાં દાખલ થઇ જવાય તો બસ."

માજી: "થઈ જવાશે. ફિકર ન કરશો. પણ આ ભાઈ કોણ?"

ઉમેદવાર: "એ તો નડિયાદના છે. પેલા રાણપુરના કેસવાળા છે. સાચો બિચારો માર્યો જાય છે, સાહેબ ત્યાં તપાસ કરવા ગયા હતા પણ તમે જાણોજ છોને! વગનું કામ છે. આમણે સાહેબને અરજી તો કરી છે પણ........"

માજી: "ભાઇ! એવા કેસની વાતમાં અમારાથી પડાય નહિ. સરકારી કામ રહ્યું, જોયું ને પેલા જમાલપુરના મામલતદારને બેડીઓ પહેરવી પડી તે!"

શાંતિ: "માજી! પેલી બંગડીઓ તો જૂઓ! એમના હાથમાં છે તે! કાં નવા ધાટની લાગે છે."

ઉમેદવાર: "હા. જૂઓને બા!"

બંગડીઓ સોનાની નકશીદાર હતી. તે બંગડીઓ ઉપર વચમાં પાણીદાર ધોળાં મોતી જડયાં હતાં. બંગડીઓ જોતાંજ–તેનો ઘાટ જોતાં–તેનાં મોતી જોતાં શાંતિનું હૃદય ધબકવા લાગ્યું; બંગડીઓ પાટલીઓ તો ઘણીએ છે પણ, આવી નહિ.' એમ તેને થયું.

શાંતિ: "નવા ઘાટની છે હો! કેટલાની હશે?"

ઉમેદવાર: "તમને આવે છે બા? જૂઓ તો ખરાં."

શાંતિ એ પહેરીને મલકાય છે ને પછી કાઢવા જાય છે.

ઉમેદવાર: "હવે છો રહી હાથમાં. બે દહાડા પહેરો, પછી વળી થઇ પડશે."

માજી: "ના, એ ચાલે નહિ. એ તે કાંઈ પાંચ પચીસની વાત છે! શાંતિ! કાઢી આપ."

ઉમેદવાર: "બા સાહેબ, રાણપુરના કેસમાં આ ભાઇને જે આફ્ત આવી છે તે નાની સુની નથી. હજારો રૂપીઆ ખરચતાં બચે તો બસ. હવે બાની મહેરબાનીથી કાંઈ થાય ને સાહેબ લાભમાં ઉતરે તો—બંગડીની શી વિસાત છે! તમે તો જીવતદાન આપ્યું, માજી જીવતદાન! લ્યો, ચાલો સાહેબને આવવાનો વખત થયો."

માજી: "ભાઇ! આવજે; પણ આ ખોટું થાય છે."

ઉમેદવાર: "(જતાં જતાં) જે થાય છે તે સારુંજ થાય છે."

* * * *

આસિસ્ટંટ કલેક્ટર સાહેબ ચાહ પીતા હતા અને તેમની પાસે તેમનો ભાઇ ભગવાનજી ઉભો હતો. ભગવાનજી, જીવનલાલનો સગો ભાઇ નહોતો પણ પિત્રાઇ ભાઇ હતો. તેનાં માબાપ ગુજરી ગયાં હતાં ને તે નાનપણથી જીવણલાલના ઘરમાંજ ઉછર્યો હતો—ભણ્યો હતો. મૂળ શરીરે નબળો, તેમાં તે પોતાની સ્થિતિનું કાંઇ ભાન હોવાથી લાગણીવાળા સ્વભાવનો થયો હતો. મેટ્રીક્યુલેશન પરીક્ષામાં એ ચાર વાર જઇ આવ્યો. એમાં નાપાસ થતાં ફાઇનલમાં બેઠો, તેમાં પણ નીકળી ગયો. નિરાશ થતાં તેણે નોકરી ખોળવા માંડી. એટલામાં જીવનલાલ વિલાયતથી આવ્યો. એને પોતાને ખાનગી સેક્રેટરી જોઇતો હતો, તેથી એ જગાએ ભગવાનજીને રાખ્યો ભગવાનજીને જીવનલાલ માટે સગા ભાઇ કરતાં વધારે લાગણી હતી અને કાલક્રમે તે [illegible] વિશ્વાસપાત્ર પણ નિવડ્યો. ચાહ પીતાં પીતાં

જીવનલાલે ભગવાનજીને પૂછ્યું: “ભગવાનજી ! હું ડિસ્ટ્રીકટમાં ગયો તે દરમિયાન કોઇ આવ્યું હતું ?”

ભગવાનજી: “હા. ધોલેરાવાળા આવ્યા હતા, આજેજ રાણપુરના માણસોને લઈ પેલો ઑફિસનો ઉમેદવાર આવ્યો હતો.”

જીવનલાલ: “પછી ?”

ભગવાનજી: “તેઓ માજીને ને ભાભીને મળ્યા હતા. માજી એક અરજી કાંઇ તમારા ટેબલ ઉપર મૂકી ગયાં છે.”

આસિસ્ટંટ કલેકટરને સરકારી કામ માટે આવેલ માણસો ઘરમાં મળે, એ બીલકુલ પસંદ નહોતું, પણ માજીને દિલગીર કરવાં તે બની શકે એમ નહોતું. એ લોકો શું કરી ગવા, શીશી વાતો થઇ, તે જાણવાની જીવનલાલની મરજી થઇ. પરંતુ ચોળીને ચીકણું કરવામાં સાર નથી માની મુગોજ રહ્યો. ભગવાનજી પણ પૂછે એટલાનોજ ઉત્તર આપતો. એ ભાઇની વાત ચાલે છે, ત્યાં હજામે દીવો કર્યો અને થોડીવારે કલ્લાં પહેરેલી કોઇ સ્ત્રીનાં પગલાં સંભળાયાં. શાંતિનો પગરવ ઓળખતાં ભગવાનજી બહાર ચાલી ગયો ને શાંતિ દાખલ થઈ. શાંતિને જોતાંજ સુખ મેળવવા–આપવાને ઉત્સુક જીવનલાલ સામો ગયો ને સ્નેહથી શાંતિને કોચ ઉપર બેસાડી. શાંતિ આજ કાંઇ આનંદમાં હતી, ચહેરા ઉપર તેજી હતી, તેનું હસમુખું ગૌરવદન મોહક લાગતું હતું.

શાંતિ: “કહો તો એક વાત પુછું ?”

જીવનલાલ: “પૂછને ! માજીની દરખાસ્ત વિષે હશે ! એ વિષે મનમાં ન લાવીશ. હજી મેં વિચારજ કર્યો નથી. બનતાં સુધી હું એમ કરવા માગતો પણ નથી.”

શાંતિ: “માજીની મરજી સામે મારાથી થવાય એમ છે ? એમણે પૂછ્યું ત્યારે મેં હા કહી.”

જીવનલાલ શાંતિ સાથે ઘણીવાર વાતો કરતો, પણ એનું

ચિત્ત પ્રફુલ્લિત થતું નહોતું. ‘ હું ગમતી નથી–અભણ છું ને તેમાં પાછાં છોકરાંછૈયાં નહિ એટલે નજ ગમું ’ એમ તે દૃઢતાપૂર્વક માનતી. હિંદુઓને છોકરાંઓ આવશ્યક છે. ગમે તેવી ભણેલી–સમજુ–સુંદર ને તંદુરસ્ત–સ્નેહાળ સ્ત્રી હોય તો પણ અમુક વય થતાં પ્રજા ન થઇ તો પછી પતિના મનથી તે સ્ત્રી નકામી. તેમાં પછી અજ્ઞાન હોય, મનોરમા ન હોય તો પછી તો પૂછવુંજ શું ! જીવનલાલના–પતિના વિચાર પશ્ચિમ તરફના–જૂના આર્ય દંપતીના હતા. સ્ત્રી એક ઘરની ગુલામડી છે–માત્ર પ્રજોત્પત્તિનું સાધન છે, એમ માનતો હત–અને તેમ સમજી મારફોડ–ધમાચકડી કરતો હત તો શાંતિ કદાચ સુખી થાત–તે પોતે પોતાને સુખી ગણત. પરંતુ જીવનલાલ પત્નીને મંત્રી–સલાહકાર–મિત્ર લેખવા ગયો તેથી **पयःपानं भुजंगानाम् केवलं विष वर्धनम्** ! એટલે સાપને દૂધ પાવું,તે ઝેર વધારવા સરખું છે–થયું.

શાંતિ પાસે આવી હાથની સોનાની નવી બંગડીઓ ફેરવતી બોલી: “આ ફેરી તો તમે ડિસ્ટ્રીકટમાં બહુ દહાડા કર્યા !”

આટલું બોલી શાંતિએ નિશ્વાસ નાખ્યો અને પતિની સોડમાં ગઇ.

જીવનલાલ: “હા, આ ફેરી ઝાઝા દિવસ થયા. કામ બહુ હતું ને જરૂરનું હતું એટલે તને લઇ જવાઈ નહિ.”

શાંતિ: “મોટા સાહેબ તો એમની મડમને સાથે લઇને જાય છે.”

જીવનલાલ: “મોટા સાહેબની મડમને જવાની ના પાડે એવી સાસુ નથી તો. આ બંગડીઓ નવી લાગે છે ! લીધી કે શું ? ક્યાંથી આણી ?”

શાંતિ: “ બાએ આપી. ”

જીવનલાલ: “એમની પાસે ક્યાંથી આવી ?”

શાંતિ: “સોની પાસે નવી કરાવી.

આ ઉત્તરથી જીવનલાલને સંતોષ થયો નહિ. ‘ભગવાનજીએ માંજીને મળવા આવનારની વાત કહી હતી, તેથી શું તેઓ તો

આપી નહિ ગયા હોય! ના. ના. આવી ભારે નવી ને નવી બંગડીઓ ન આપે; ત્યાં નવી કરાવી હશે? માજીને લુગડાં ઘરેણાંનો શોખ વધારે છે–કરાવીએ હોય! ગમે તે હોય!" એમ માની મનમાંથી એ વિચાર કાઢી નાખ્યો ને શાંતિને ધીરેથી કહ્યું:

"શાંતિ! તારે બંગડીઓ જોઇતી હતી તો મને કહેવું હતુંને!"

શાંતિ: "માગીએ ને આપો તેમાં શી નવાઈ? કોઇ દહાડો એમને એમ કાંઇ આણી આપ્યું છે? તમને ન ગમતી હોય તો બાને પાછી આપીશ."

શાંતિ નાનપણથીજ સાસરામાં તેમજ પિયરમાં છણકા કરતાં–સામુ થતાં શીખી હતી. એમ કરતાં તેને કોઇએ અટકાવીજ નહોતી. 'જીવનલાલ વિલાયત જઇ વટલાઇ આવ્યા છે. ત્યાં કોક મડમના ફાંદામાં પડ્યા છે' એવી વાતો થતી હોવાથી તેની તરફ માનની લાગણી પણ રહી નહોતી. (સ્નેહ તો હોયજ શાનો! સ્નેહ છે કે કેમ? સ્નેહ થઇ શકે કે કેમ, તે હિંદુ સંસારમાં–હિંદુ લગ્નમાં સામાન્ય રીતે વિચારાતુંજ નથી. હિંદુ દંપતીઓ ખરેખરાં સુખી હોય, પતિપત્ની વચ્ચે સ્નેહ જામ્યો હોય, તેમનાં લગ્ન—પ્રેમ લગ્ન નીવડ્યાં હોય તો તે અકસ્માતજ.) બાકી તકરાર ન થાય–ગંભીર તકરાર ન થાય અને સંસાર વ્યવહાર ચાલે એવાં કુટુંબો ભાગ્યે મળી આવે છે, તેનું કારણ માત્ર આપણી સ્ત્રીઓજ છે. ('પતિ એ પરમેશ્વર છે.) પુરૂષ સર્વ શકિતમાન–સત્તાવાન માલીક છે' એ વિચાર એટલો તો ઠસી ગયા હોય છે કે સ્ત્રીઓનું વ્યકિતત્વ રહ્યુંજ નથી, અને આને લીધે કુટુંબમાં પુરૂષો સત્તા ભોગવે છે ને સ્ત્રીઓ ગુલામગીરી ભોગવતી હોવાથી સામે થઈ શકતી નથી. માત્ર તેથીજ શાંતિ દેખાય છે. આમ છતાં સ્ત્રીઓ–અજ્ઞાન સ્ત્રીઓનું વાતાવરણ એવું હોય છે કે નિંદા–ટીકા–કજીયા–દ્વેષ વગેરે દુર્ગુણો પરિપકવ થાય છે, તેમની જીભ તરવાર કરતાં

વધારે કાતીલ થાય છે ને પરિણામે અનેક કંકાસ-કલેશ-દુર્ગુણો સ્ત્રીઓને લીધેજ ઉદ્‌ભવે છે. શાંતિને સદ્‌ભાગ્યે જીવનલાલ જેવો પતિ મળ્યો હતો. પત્નીને ધમકાવી-મારવી એ તેનો સ્વભાવ જ નહોતો; પરંતુ ખરૂં જોતાં શાંતિ જેવી સ્ત્રીને દાબની-ધમકીની-આવશ્યકતાજ હતી.

વળી પવન ફર્યો ને શાંતિએ પતિને પૂછ્યું: " શું આ ફેરી દુકાળ પડશે? ત્યારે તો લોકો બહુ હેરાન થશે!"

જીવનલાલ: "અરે ગામડામાં ઢોરને ઘાસપાણી મળતાં નથી ને સો સો રૂપીયાની ભેંસ પાણીને મૂલે જાય છે."

શાંતિ: "ત્યારે પાકનું શું થશે?"

જીવનલાલ: "ગુજરાત કાઠિયાવાડમાં તો ચોખ્ખો દુકાળ છે. પણ રેલ્વે થવાથી અને સુરતની દક્ષિણમાં પાક સારો હોવાથી માણસોને બહુ દુકાળ લાગશે નહિ; પણ ઢોરોનો મરો છે."

શાંતિ: "રાણપુર, ધંધુકા, ધોલેરામાં પાણીની ખૂસ છે? ત્યારે તો સરકાર તરફથી આસિસ્ટંટ કલેક્ટર સાહેબને લોકો ઉપર દયા કરવી પડશે, કેમ?"

જીવનલાલ: "અલબત્ત! તગાવી આપીશું, રીલીફ કામો ઉઘાડીશું."

શાંતિ: "રાણપુરના કેસનું શું થયું?"

જીવનલાલ: " હજુ તો ચાલે છે."

શાંતિ, જે શાંતિને તે ભોટ માનતો-જે શાંતિની સાથે વાત કરવામાં રસ નહોતો પડતો-તે શાંતિ માનસિક પ્રવૃત્તિમાં ભાગ લેવા તૈયાર થાય-પતિના બાહ્યજીવનની વાતોમાં રસ લેતી થાય-એ જોઇ જીવનલાલ ક્ષણવાર પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યો. શાંતિને કેળવવામાં આવે-સારા વાતાવરણમાં મૂકવામાં આવે તો હજી પણ સહધર્મચારિણી થઈ શકે એમ હતું; પરંતુ પોતાની ઈચ્છા હતી. છતાં અનુકૂળતા નહોતી અને શાંતિને જીવનલાલ પ્રત્યે

કાંઈ બહુ માનવૃત્તિ નહોતી. તેમજ માતાજીની તેમજ અન્ય સ્ત્રીઓની પ્રતિભા પડતી એટલે શાંતિ એવી ને એવીજ રહી.

શાંતિ: "આજ તો તમે મોટા સાહેબને ઘેર ગયા હતા, કેમ? એમને ત્યાં મહેમાન છે? ને સાંભળ્યું છે કે એમાં એક મડમ પણ છે."

જીવનલાલ: "કલેક્ટરને ત્યાં બે ત્રણ મડમો છે. તેમાં એક એમનાં પત્ની ને બીજી મારા પૂજ્ય ગુરુની પુત્રી હમણાં આવી છે. નવ વર્ષ હું એમને ત્યાં વિલાયતમાં રહ્યો હતો. તેને મારી વ્હાલી-મોટી-ભલી બહેન તરીકે ગણું છું."

એક યુવાન સ્ત્રી-વિદેશી પરસ્ત્રી પુરૂષની મિત્ર હોય-હોઇ શકેજ કેમ? બે સ્ત્રીઓ-સખીઓ-પણ તેમના પતિ મિત્ર ન હોય તો મળી શકતી નથી, તો પછી પુરૂષ અને સ્ત્રી મિત્ર હોઈ શકેજ કેમ? પતિ-પત્ની તરીકે પણ જીવનમિત્ર ગણવા-ગણાવાનો ઉચ્ચ આશય-લગ્નનો હેતુ સમજાયો નથી, ત્યાં એક પુરૂષ અન્ય યુવાન સ્ત્રીનો મિત્ર! એ વિચારજ હિંદુ જનસમાજને હાલના સમયમાં ત્રાસદાયક છે. સ્ત્રીને મિત્ર શા? મિત્ર હોય તો તે પણ સ્ત્રીજ. સ્ત્રી પણ લગ્ન થતાં સુધીજ સહીપણું સાચવી શકે, બાકી નહિ. સ્ત્રી પોતાની સ્ત્રી-મિત્રને મળવા ઇચ્છા રાખે-બે બેનાં મન મળવાં તલસતાં હોય, તોપણ પતિની ઇચ્છા વિના મળી શકે નહિ-પતિની આજ્ઞા વિના બોલી શકે નહિ. આમ હોવાથીજ જ્ઞાતિભોજનમાં, લગ્નમાં, રોવાકુટવા વખતે સ્ત્રીઓ વધારે સ્વતંત્રતાથી વર્તે છે ને પતિની ઇચ્છા હોય યા ન હોય તોપણ સ્ત્રીમંડળમાં વધારે વખત ગાળે છે. આવા સંસ્કારમાં ઉછરેલી શાંતિ ક્રોધાયમાન થાય તેમાં શી નવાઈ!

"સાહેબ લોકની વાત જૂદીજ છે. કહે છે કે માણસ સગું ન હોય તોપણ ગમે તે સ્ત્રી સાથે વાત કરી શકે, હરી ફરી શકે. એમના નાચમાં ગમે તે પુરૂષ સાથે નાચે છે, પણ આપણાથી એમ

જીવનલાલઃ " ત્યારે તે અહીં આવશે. "

શાંતિઃ "ના, તે ઘરમાં પેસવા નહિ દઉં. એ રાં...ને હું સારી રીતે ઓળખું છું. એણે તો મારૂં સત્યાનાશ વાળ્યું છે. એ તો રાં...વેશ્યા–મજુરણ–મારા ખાસડાં ઉપાડનાર."

જીવનલાલઃ "શાંતિ ! ચુપ રહે! તું ગમે તેમ ન સમજ્યું બોલે છે. મુગી મર!"

'મુગીમર' આટલો શબ્દ જીવનલાલને મોઢેથી આજજ નીકળ્યો. આ હિંદુ સ્ત્રી ગભરાઇ, પતિ ગુસ્સે થયા જાણી દિલગીર થઇને બોલી : " હું નહોતી કહેતી કે તમે વિલાયત જઇ ભ્રષ્ટ થયા છો ? પેલી કમળાને ઘરમાં રાખનાર મડમડીને હું મળવા જાઉં તો તમારા બા મને ઘરમાં રહેવા દે કે ? તમે ગમે તે સ્ત્રી સાથે હસો બોલો તે નભે, પણ અમારાથી બોલાય નહિ. હું કોણ ? એ કોણ ? કાંઈ મોટાં નાનાનો તફાવત રાખવો કે નહિ ? "

જીવનલાલ : " પણ હું તને કમળાને મળવાનું નથી કહેતો. પેલાં અંગ્રેજ બાઇને મળવા કહું છું."

શાંતિ : " વાહ, વાહ, ત્યાં જાઉં તો કમળા સાથે બોલ્યા વિના ચાલે કે ? વળી ઈંગ્રેજને મળાયજ કેમ ? તે પણ મોટા સાહેબને ઘેર ! "

જીવનલાલે નિશ્વાસ નાંખ્યો. હંમેશાં દરેક વાતમાં પતિપત્નીમાં મતભેદ થતો, તકરાર ચાલતી અને આટલાજ માટે જીવનલાલ બહારનો બહાર રહેતો. એને એની પત્નીનો સહવાસ જરાએ ગમતો નહિ અને પોતાનું જીવન નિર્માલ્ય છે–નિરૂપયોગી થયું છે, એમ માનતો. લીલી શાંતિને મળવા ઉત્સુક હતી. શાંતિ મળવાને નામે છાજીયાં લેતી. લીલીને તેની સાથે નથી મેળવતો તો લીલી દિલગીર થાય છે ને પોતાને માટે જીવ આપનાર, પોતાની બાલ્યાવસ્થાથી

સેવા કરનારને દુઃખી કરવી એ જીવનલાલને પણ રૂચતું નહોતું. તેથી છેવટે તે બોલ્યોઃ "શાંતિ ! હવે બહુ થયું. હું તારૂં કે કોઇનું સાંભળવાનો નથી. મારૂં કામ હોય. મારી સાથે રહેવું હોય તો તારે તે ઇંગ્રેજ બાનુને મળવા જવું પડશે. આજ સાંજે તૈયાર થઇ રહેજે. આપણે સાથે જઇશું."

શાંતિની ગતિ 'સુડી વચ્ચે સોપારી' જેવી થઇ હતી. નથી જતી તો પતિ ગુસ્સે થાય છે ને જાય છે, તો સાસુનાં મેણાં ખમવાં પડે છે. 'સાસુ કરતાં પતિ પહેલા' તેવો નિશ્ચય થતાં તે બોલીઃ "તમારી બાને વાંધો નહિ હોય તો હું આવીશ. મારે તમને બીજું કાંઈક પૂછવાનું છે."

જીવનલાલ : "હા, તે હું જાણું છું, મારી બાની એવી મરજી છે કે મારે ફરી પરણવું."

શાંતિ : "હા, એમાં મારે વાંધો નથી. મારાથી તે કન્યા સાત વર્ષે નાની છે. હું તો મારે એને મારી બહેનજ ગણીશ."

જીવનલાલ : "તારી શી મરજી છે ? હું પરણું કે નહિ ?"

શાંતિની આંખમાં આંસુ આવ્યાં ને તે બોલીઃ "મને શું પૂછો છો ? માજીની સામે કોણ થઈ શકે એમ છે ? પ્રભુએ મને સારો દિવસ ન આપ્યો ત્યારે આ પ્રસંગ આવ્યોને ? મુઇ, હું મરી ગઈ હોત તોએ સારૂં થાત !"

જીવનલાલ : "શાંતિ ! શાંતિ ! આમ ગભરાય છે કેમ ! જો તારી મરજી ન હોય તો હું પરણવાનોજ નથી. હજી તું એટલી મોટી થઈ નથી કે આશા ન રહે. મારી મરજી નથી તો પછી બીજાને શું?"

શાંતિ : "પણ માજીને બીજી વહુ લાવવાનો ઉમંગ છે તેનું કેમ ?"

જીવનલાલ : "પણ પહેલાં આપણે જાત્રાએ જઈ આવીએ ત્યાં સુધી મુલતવી રાખીશું, ત્યાર પછી થઇ પડશે."

શાંતિ : "ને પરણો તો કોને પરણશો ? તમારી માએ ખોળી છે તેને !"

જીવનલાલ : "ના, ના, કદાચ તેવોજ પ્રસંગ આવશે તો બીજા કોઇનું પણ ન સાંભળતાં હું મારા મનધાર્યું ખોળી લઇશ."

શાંતિની શાંતિનો ભંગ થયો, રખેને ભડભડી ઘરમાં લાવે, એ વિચારે ઇર્ષાનો કીડો જાગૃત થયો, મગજ તપવા માંડયું ને તે રોઉં રોઉં થઈ ગઈ. જીવનલાલ કાંઇક સમજ્યો ને શાંતિને પાસે બોલાવી સમજાવવા વિચાર કર્યો, ત્યાં "વહુ ઘરમાં આવો"—નો શબ્દ સંભળાયો ને આસિસ્ટંટ કલેક્ટરને પોતાની પત્ની સાથે વાત કરવાનો હક ગયો.

## પ્રકરણ ૭ મુ

---

### હિંદુના ઘરમાં મડમ

આખા ઓરડામાં શાંતિ પ્રસરી રહી છે; નીચી બારીઓ અને ઓટલા ઉપરના પડદાથી ઓરડામાં પ્રકાશ–તીવ્ર પ્રકાશ પડી શકતો નહિ. વચલા ટેબલ ઉપર સફેદ ચાદર પથરાઇ હતી અને વચમાં વચમાં "ફ્લાવરવાઝ" ગોઠવી દીધાં હતાં. સામાન્ય રીતે આવા ટેબલ ઉપર સુગંધી કરતાં સુશોભિત ફૂલો મૂકવાનો વિશેષ રિવાજ હોય છે, પરંતુ આજે મીસીસ મીલનના હુકમથી, સુશોભિત નાજુક ને સુગંધિત કોમળ પુષ્પો ગોઠવ્યાં હતાં. મીસ લીલી ટેબલ ઉપર બન્ને હાથ ફેરવતી બેઠી હતી. સુગંધ આવતાં સ્પર્શ કરવાનું મન થયું અને હાથ લંબાવી 'ફ્લાવરવાઝ'નાં ફૂલોની કોમળ પાંદડીઓ કોમળ હાથે પંપાળવા લાગી. બટલરે તાસકો મૂકી. બટલરનો–બૉયનો આવવા જવાનો પગરવ વારંવાર લીલીને કાને પડતો હતો. ખાવાનું પુરૂં થયું, મુખવાસાર્થે ફળફળાદિ આવ્યાં ને લીલી બોલીઃ "આપણા સિવાય બીજું કોઇ છે ? નોકરોના દેખતાં હું કાંઈ કહેવા માગતી નથી."

મીસનઃ "ના. કોઇ નથી. કેમ પૂછવું પડ્યું ?"

લીલીઃ "મી૦ જીવનલાલની વહુને મળવાની મારી આટલી મરજી છતાં આટલી વાર કેમ થાય છે ?"

મીલન: "તમને હરકત ન હોય તો હું સિગાર પીઉં."

લીલી: "પીઓ નિરાંતે, પીતાં પીતાં કહેજો ને! આજકાલ કરતાં મારે આવે ત્રણચાર અઠવાડિયાં થયાં–કમળા રોજ આવે છે. તેને આવવાને વાંધો હોય એમ હું ધારતી નથી. એક ઇંગ્રેજ બાનુની માફક તે વરધી આપી એની મેળે એકલી આવે છે. જીવનલાલ પણ આવે છે. મેં કેટલીએ વાર તેમને વહુને સાથે લઇને આવવાનું કહ્યું, છતાં હજી એમને ફૂરસદ મળી નથી."

મીલન: "હિંદુઓમાં–જૂના મતના હિંદુઓમાં–ધણીધણીયાણીથી સાથે બહાર જવાતું નથી."

લીલી: "આજ સવારે હું ને મીસ ડેવીસ જીવનલાલને ઘેર ગયાં હતાં અને એમનાં વહુ ઘેર છે કે કેમ તેની તપાસ કરી. ભગવાનજી નામનો એક યુવક બહાર આવ્યો. એને અંગ્રેજી આવડતું હતું અને તે મારો સંદેશો અંદર લઈ ગયો. અંદરથી જવાબ આવ્યો કે શાંતિ મળી શકશે નહિ. 'જીવનલાલ મળશે કે કેમ?' એના ઉત્તરમાં મને જવાબ મળ્યો કે "છે તો ખરા, પણ પૂજામાં બેઠા છે એટલે મળી શકશે નહિ.' એ વાત ખરી હશે કે મને ન મળવાનું બહાનું?"

મીલન: "જીવનલાલના સંબંધમાં જે વાત કહી તે ખરી. મને હિંદુઓનાં આંતરજીવનની બહુ માહિતી નથી. તો પણ મારે પોતાને એવો અનુભવ કરવો પડયો છે અને એટલાજ માટે મારા હાથ નીચેના હિંદુ અમલદારો સાથે એમના ધર્મ અને રીતરિવાજો ધ્યાનમાં રાખીનેજ મુલાકાતનો વખત નક્કી કરવો પડે છે. સિપાઇઓને પણ પૂજાપાઠનો વખત આપવો પડે છે. જ્યારે જીવનલાલના કુટુંબની તમને મળવા મરજી જણાતી નથી તો તમારે પણ તેને મળવાનો વિચાર માંડી વાળવો એ ઠીક નથી લાગતું?"

મીસ લીલીએ જોસમાં ને જોસમાં ઉત્તર આપ્યો: "ના, તે તો

નહિ થાય. આખુ જતા પહેલાં મળીશજ.શો વાંધો નડતો હશે એ સમજાવો તો ઉપાય કરૂં."

મીલન: "એ કામ નાનું સનું નથી. યુરોપીઅન અને દેશી વચ્ચે જે અગવડો ઉભી થાય છે તે દેશી સ્ત્રીઓને લીધેજ છે. કારણ કે દેશી અને યુરોપીઅન સ્ત્રીઓ વચ્ચે વિચારનું, આચારનું અને જ્ઞાનનું એટલું અંતર છે કે એ અંતર હાલમાં તો દૂર કરવું અશક્ય છે."

લીલી: "કમળા અને મારી વચ્ચે એ અંતર રહ્યું નથી."

મીલન: "દરેક નિયમને અપવાદ હોય છે. કમળાએ અંતર દૂર કર્યું છે, પણ તેમ કરવામાં એને કેટલું સોસવું પડ્યું છે! તેના બાપના કુટુંબ બહાર તો નહિ પણ ન્યાત બહાર તો થઈ છે. હિંદુઓમાં રસોડું પવિત્રમાં પવિત્ર ગણાય છે, ત્યાં બીજી ન્યાતનાને બનતા સુધી દાખલ કરવામાં નથી આવતા. આ કમળાને, એના પોતાના ઘરમાંજ, એના પિતા આટલા સુધરેલા છે ને પિતાએજ વિલાયત મોકલી હતી છતાં, રસોડામાં જવાનો હક નથી. એની થાળી બહારજ પીરસવામાં આવે છે."

લીલી: "હા, પણ તેને એકલા ખાવાની ટેવ છે. તેણે આપણી રીતભાત અંગીકાર કરી છે."

આ ઉપરથી મીલનને સહેજ હસવું આવ્યું. લીલી મીલનનું સ્મિતહાસ્ય જોઇ શકી હત તો કાંઈ સમજત; પરંતુ કોમળ હૃદયના મીલનને અંધ વિશ્વાસુ સરળ હૃદયની બાળાને નિરાશ કરવી ઠીક ન લાગતાં બોલ્યો: "કમળાનો દાખલો લેવાનો નથી. કમળાની વાતજ જૂદી છે. જ્યાં સુધી ન્યાતની પ્રાયશ્ચિત્ત ક્રિયા કરી નથી, ત્યાં સુધી તે ગમે એમ કરી શકે એમ છે."

લીલી:, "ત્યારે એ બધી પંચાત "ન્યાત" ને લીધે છે? ન્યાતની બેડી હજૂ સુધી હિંદુઓને સાલે છે?"

મીલનઃ "ન્યાત ને લીધે અનેક અગવડો ઉભી થાય છે. બન્ને બાજુ અગવડો છે, પણ હિંદુઓની અગવડ ભારે છે અને એને લીધેજ પ્રશ્ન એમને એમ અનુત્તરિત રહ્યો છે."

લીલીઃ "કયો પ્રશ્ન ?"

મીલનઃ "બે પ્રજા વચ્ચે એકતા શી રીતે કરવી એ પ્રશ્ન! આપણામાં સ્ત્રીઓનું વાતાવરણ જૂદુંજ છે. એમને સમાજના નિયમો પાળવાના હોય છે, છતાં વર્તન અને વાણીની સ્વતંત્રતા હોય છે. હિંદુ સ્ત્રીઓને પણ અમુક રીતે સ્વતંત્રતા હોય છે પણ એ બંને વર્ગ તરફ એટલું અંતર છે કે બંને વચ્ચેના સંયોગોથી ઘણીવાર ઘણાં માઠાં પરિણામ થવા પામ્યાં છે. એક હિંદુ સ્ત્રીનું જગત તે તેનું ઘર છે. તેને કુવામાંના દેડકા માફક એની અંદરજ જીવન ગાળવાનું હોવાથી ઘરકામ ,કુથલી કરવાની હોય છે અને તેથી ઈંગ્રેજી સ્ત્રીઓને જેમાં રસ ન પડે એવી વાતોમાં તેમને રસ પડે છે, આપણામાં પતિના મિત્રોને ઓળખાણવાળા કે પરભાર્યા સાથે સંબંધાનુસાર, મર્યાદાસર વાત કરવાની પુરતી છૂટ છે. હવે પરાયા પુરૂષ સાથે આપણી સ્ત્રી જૂવે તો તેના મનથી આઘાત થયા વિના રહે નહિ."

લીલીઃ "તે ખરૂં, પણ હું ધારૂં છું કે કેળવણીના પ્રચારથી સર્વ સુધરી શકે."

મીલનઃ "કદાચ તેમ બને, પરંતુ કેળવણીથી પણ કાંઇજ ન થાય એવા તેમનામાં અનેક રિવાજો છે."

લીલીઃ "પડદાનો ચાલ ?"

મીલનઃ "ના, ના, તેના કરતાં પણ વધારે અગત્યનો પ્રશ્ન લગ્નનો છે. હિંદુઓ સામાન્ય રીતે અનેક પત્નીના રિવાજની તરફેણમાં છે; જ્યારે આપણે એક પત્નીનો રિવાજ પસંદ કરીએ છીએ. એ સાથેજ પડદાનો રિવાજ દાખલ થયો છે. આપણી સ્ત્રીઓ વિષે

માનની લાગણીનું એ પરિણામ છે. જીવનના મુખ્ય વિષયો ઉપર આવા તદ્દન જૂદા અભિપ્રાય રાખતી બે પ્રજા વચ્ચે એકત્રતા ક્યાંથી થાય ?"

લીલી: "એ રિવાજ સ્ત્રીની ઉન્નતિ કરવામાં વિઘ્નકર્ત્તા છે એમ તેઓને સમજાય એમ નથી ?"

મીલન: "જેને તેઓ હાલ ધર્મ માને છે તેને લીધે પણ તેઓ આપણાથી તદ્દન જૂદા પડે છે. લુગડાં, પોશાક, રમતગમત ધંધા વગેરે બહુ મહત્વના વિષય નથી; પણ લગ્ન અને ધર્મ એ જરૂરના છે. જ્યાંસુધી આ બે મહાન વિષયોમાં–મુદ્દામાં એકતા ન થાય ત્યાં સુધી સામાન્ય એકતા થાય, સ્નેહ થાય, અનુકંપા વધે, એમ હું માનતો નથી. કદાચ બે વચ્ચે માનવૃત્તિ–મિત્રતા થાય. તોપણ તે સામાન્ય તો નહિજ, અપવાદ રૂપેજ."

લીલી મુંગી રહી. જીવનલાલ વિલાયતમાં હતા ત્યારે તે એક પત્નીના રિવાજની તરફેણમાં હતા અને તેણે લીલીને ખાત્રી કરી આપી હતી કે આપણા બેના પરમેશ્વર એકજ છે. જો કે ભાવ સ્વરૂપ જૂદાં હતાં. જીવનલાલને માટે બીજી સ્ત્રી કરવાની વાત ચાલે છે તે વાત લીલીને કાને આવી હતી અને લીલી તે વિચારથીજ ત્રાસી હતી. હિંદુસ્તાન આવ્યા પછી પહેલેજ દિવસે જીવનલાલને માટેજ આટલો શ્રમ વેઠવા છતાં, જીવનલાલે ચહા પીવાની ના પાડી અને પ્રાયશ્ચિત્ત કરી ન્યાતમાં ગયા તે જાણ્યું, ત્યારથીજ લીલીને જીવનલાલ સાથેનું અંતર જાગૃત થયું એમ લાગ્યું; પણ જીવનલાલ તરફ તેનો એટલો તો પ્રેમ હતો કે અંતર થયું છે તે વાત તેનું અંતઃકરણ કબુલ કરે એમ નહોતું. પૂર્વ સ્થિતિએ પહોંચવાને માત્ર થોડાક કાળનીજ જરૂર હતી એમ માનતી ને એટલા માટે દઢતાથી બોલી: "તે હશે ! પણ એવાં કારણથી મારી ને જીવનલાલ વચ્ચે અંતર પડે એમ હું માનતી નથી."

મીલન : " મીસ લીલી, મને એમ લાગે છે કે જીવનલાલના મિત્ર તરીકે તેની વહુની મુલાકાત કરવી એ તમારી ફરજ છે, પણ મારૂં માનો તો ન મળવામાંજ એ ફરજ આવી જશે."

લીલી ઉશ્કેરાઈ ગઈ. એના આંગળાં–હાથ ધ્રૂજવા લાગ્યાં, વાઝનું ફૂલ ચુંથાઇ ગયું ને પરાકાષ્ટાએ બોલી: "મી૦ મીલન, મને હઠીલી ન ગણશો ! મારી સાથે નાનપણથી રહેલા એવા મારા જીવનલાલની વહુને હું મળીશજ. ન મળું એમ થાયજ નહિ. મારે ને જીવનલાલને મિત્રાચારીનો કેવો ગાઢ સંબંધ હતો તેનો તમને ખ્યાલ પણ નહિ આવી શકે."

મીલન જવાબ આપે એ પહેલાં પટાવાળો ચીઠ્ઠી લાવ્યો ને મીસીસ મીલનના હાથમાં મૂકી.

મીસીસ મીલન : " મીસ લીલી ! આ તમારી ચીઠ્ઠી."

લીલી : " જરાક વાંચોને ! "

એ ચીઠ્ઠી જીવનલાલની હતી. લીલી ઘેર આવી છતાં મળી ન શકાયું તે માટે તેણે દિલગીરી દર્શાવી હતી અને બીજા દિવસનો અનુકૂળ વખત જણાવી તે વખતે મળવા આવવા વિનંતિ કરી હતી. વધારામાં પોતાની પત્ની શાંતિ પણ મળશે, એમ ખાસ લખ્યું હતું અને જવાબ મંગાવ્યો હતો.

મીસીસ મીલન : " ચાલો તકરારનો અંત આવ્યો."

મીલન : " જીવનલાલે આખરે પોતાની દ્રઢતા દર્શાવી જાણી હું ખુશી થયો છું. એને તો બહુ બહુ ઇચ્છા છે. પણ બિચારાને કુટુંબમાં સુધારો દાખલ કરવો એ મહાભારત કામ છે."

લીલી આનંદથી જીવનલાલની પત્નીને મળવાની હોંશમાં ને હોંશમાં બોલી : " આજ મારા મનની ઉમેદ પાર પડી. ક્યારે એની વહુને ભેટું એમ થયા કરે છે."

મીસીસ મીલન : " બને તો એમને એક દિવસ અહીં આવવા

આગ્રહ કરજો. એ આવશે તો ખરેખર અમે ખુશી થઇશું. મેં એમને એકવાર નહિ પણ અનેક વાર નિમંત્રણ કર્યું, છતાં દરેક વાર કાંઇને કાંઈ કારણસર આવી શક્યાં નથી. તેમને જે દિવસનો વખત અનુકૂળ પડે તે રાખજો."

લીલી : "જીવનલાલને પણ નોતરૂં ને !"

મીસીસ મીલન : "એ તો ખરાજ. પણ એ બે એકજ ગાડીમાં નહિ આવે. એમનાં વહુ તો બીજી ગાડીમાં અને કોઇ વૃદ્ધ ડોશીને લઇને આવશે. એ ઇંગ્રેજી જાણતાં નથી ને હું ગુજરાતી નથી જાણતી, એટલે અમારી વચ્ચે બહુ વાતચિત તો થવાની નથીજ, પણ જીવનલાલ મારફત કાંઈ તેમની સાથે બોલાય એજ. એમ એક વખત મળવા આવે તો બીજી વાર પણ આવવાનું મન કરે."

મી૦ મીલનને હજી એક કલાક કામ કરવાનું હતું, તે જાણતી હોવાથી મીસીસ મીલન ઉભી થઇ ને મીસ ડેવીસે લીલીને પૂછ્યું:

"કેમ ! આનો ઉત્તર લખું કે ?" 3,176

લીલી : "હા, લખો. મારા તરફનાં ઘણાં ઘણાં સ્નેહવચન લખજો ને લખજો કે હું તેમને મળવાને એક પગે થઇ રહી છું."

જતાં જતાં લીલી બોલી: "આજ તાપ બહુ પડે છે, જરાક બાગમાં ફરીને પછી સૂઇ જઇશ."

પૂર્ણિમાની રાત્રિએ આકાશ નિર્મળ હતું. ચંદ્ર–પૂર્ણચંદ્ર લીસી જમીન ઉપર સરતા દડા માફક સર્યે જતો હતો. રાત્રિનાં પક્ષીઓ વખતો વખત આમતેમ ઉડતાં હતાં, બાગનાં વૃક્ષો પણ ચંદ્રતેજમાં ખીલી નીકળ્યાં હતાં, સર્વત્ર શાંતિ, મોહ અને સુંદરતા છવાયાં હતાં. બંગલા પાસે બહાર સડક ઉપર ખુલ્લી બગીઓમાં યુરોપીય સ્ત્રીપુરૂષો અર્ધ ઉઘાડી છાતી અને સફેદ વસ્ત્રો સાથે વાતો કરતાં–સ્નેહના આવેશમાં, અનેક ચાળા કરતાં જતાં હતાં. પારસી સ્ત્રી–પુરૂષો પચરંગી પોશાકમાં કાલુંકાલું બોલી આનંદ કરતાં હતાં, હિંદુ દંપતી

જોડાં ભાગ્યેજ દેખાતાં. માત્ર હિંદુ જુવાનીઆઓ બીડી ફુંકતા, ધોંધાટ કરતા, ક્વચિત અપશબ્દ વાપરતા, હાથમાં ખાવાનાં પડીકાં લઈ એકાંત જગા ખોળતા ચાલ્યા જતા હતા. લીલીને મન તો અમાવાસ્યા કે પૂર્ણિમા સરખાંજ હતાં. માત્ર શાંતિની અસર તેના હૃદય ઉપર થતી હતી. તે બાગમાં એક બાંક ઉપર બેઠી. લીલીનું ચિત્ત આહ્લાદિત કૌમુદી ઉપર, સર્વત્ર પ્રસરી રહેલી શાંતિ ઉપર, બાગના પુષ્પોમાંથી નીકળતા સુગંધિત પરાગ ઉપર કે દૂરથી આવતા સંગીતધ્વનિ ઉપર નહોતું. તેના હૃદયમાં તો જીવનલાલની વહુની સાથે થનારી મુલાકાત રમી રહી હતી. જીવનલાલની વહુ કેવી હશે? જીવનલાલને તેના તરફથી સુખ મળતું હશે કે કેમ? એ વિચાર સ્ફુરતાં લીલીના હૃદયની સ્થિરતા ગઈ. "જીવનલાલ પરણેલો! જીવનલાલને વહુ છે એ વાત ખરી!" લીલીને કાંઇક ઈર્ષા થઇ આવી. 'જીવનલાલને વહુ' એ વાત રૂચિકર ન હોય કે પછી એને મળી એની સાથે ગાઢો સંબંધ બાંધવાની ઇચ્છા પ્રબળ થઈ હોય! ગમે તેમ હોય! પણ તેનું હૃદય પરખાતું નહોતું.

થોડીવાર પછી મીસ ડેવીસ આવી અને તે લીલીને અંદર લઈ ગઇ. લીલીને જીવનલાલની વહુને મળવાના ઉમંગથી કે જીવનલાલને પરણેલો જાણી ઈર્ષાવૃત્તિ સતેજ થઇ હોય તેથી ઉંઘ ન આવી; પરંતુ સવારમાં તે શાંત થઇ અને પોતાના જૂના મિત્રની અપરિચિત પત્ની તરફ સ્નેહ અને મમતા દર્શાવવાનો ઠરાવ કરી, નક્કી કરેલે વખતે ગાડીમાં બેસી ગઈ. જીવનલાલનું ઘર આવતાં ગાડી ઉભી રહી ને તે સાથે લીલીનું હૃદય ધબકવા લાગ્યું. ભગવાનજીએ આવીને ગાડીનું બારણું ઉઘાડયું ને લીલી તેનો હાથ ઝાલી ઉતરી. અજાણ્યો હાથ જોઇ તે બોલી: "તમે કોણ વારૂ!"

ભગવાનજી: "હું ભગવાનજી, જીવનલાલભાઇ સાહેબનો ભાઇ."

લીલી: "હાં, હાં, તમારો અવાજ ઓળખ્યો. તે દિવસે તમેજ અહીં મળ્યા હતા."

રોઉં થઈ ગઈ ને ધ્રૂજવા લાગી. લીલી, કોમળ-નિર્દોષ, સ્નેહાળ-અંધ લીલી ખાસ તેને મળવા આવેલી-તેની સાથે મિત્રતા બાંધવા આવેલી-તેની તરફ મમતા સ્નેહ દર્શાવવા આવેલી-તેને પોતાની છાતી સાથે ચાંપવા આવેલી, તે કાળરૂપ લાગી. એને જો બની શકે તેમ હત, સત્તા હત, એકાંત હત, સાધન હત તો તેને માર્યાં વગર પણ રહેત નહિ.

શાંતિની પાછળ જીવનલાલની મા અને બીજાં બે ત્રણ બૈરાં ઉભાં ઉભાં તાલ જોયા કરતાં હતાં.

લીલીએ 'શાંતિ ક્યાં છે ?' એમ પૂછયું એટલે જીવનલાલે તેને બોલાવી લાવવા ભગવાનજીને ઇશારત કરી. ભગવાનજીને આવતો દેખી શાંતિ પાછળ હઠી અને "જા, અહીંથી ! મારે એ ભામટીને નથી મળવું" એમ ઉદ્ગાર કાઢયા. ભગવાનજીને શાંતિનો પૂર્ણ અનુભવ હતો એટલે ખરી વાત સમજ્યો હતો. જીવનલાલ શાંતિ જેવી સ્ત્રી તરફ અણુઘટતી દયા લાવે છે, એમ તે ધારતો; પરંતુ પોતાની નિરાધાર સ્થિતિ જાણતો હોવાથી મુંગો રહેતો.

માજી: 'વહુ! જાને ! તું નહિ જાય તો એ વારંવાર અહીં આવશે ને ઘરમાં...' આટલું બોલી સાસુએ વહુનો હાથ ઝાલી ઓરડામાંથી બ્હાર કાઢી ધક્કો માર્યો. જીવનલાલે આ ફારસ જોયું-દિલગીર થયો, પણ ફજેતી અટકાવવા એકદમ ઉભો થયો. શાંતિનો હાથ પકડી પાસે આણી. તેનો એક હાથ-હિંદુ બાળલગ્નમાં ગોર કન્યાનો હાથ વરના હાથમાં મૂકે છે તેમ, મૂકયો. શાંતિ પરાણે આવી હતી તેથી-ઇર્ષાથી તેના મ્હોં ઉપર કેવા ફેરફાર થતા હતા, તે જોવાને લીલી શક્તિવાન નહોતી, એટલું મહદ્‌ભાગ્ય. 'ક્યારે છૂટું" એ વિચાર શાંતિના મગજમાં હતો, જે તેની ધ્રૂજતી આંગળીઓ ઉપરથી સ્પષ્ટ સમજાતું હતું. એક હાથે શાંતિનો હાથ ઝાલી બીજે હાથ લીલીએ શાંતિના માથા ઉપર મૂકયો-વાળ ઉપર હાથ ફેરવી પછી વાંસાએ

ફેરવ્યો. બિલાડીના પંજામાં આવેલી મેના જેમ ધ્રૂજે, તેમ શાંતિ ધ્રૂજતી હતી."

લીલીઃ "મી૦ જીવનલાલ! એમને કહોને કે મારી જોવાની એ રીત છે. મને આંખો નથી એટલે હું એમજ જોઉં છું. એમાં બીવા જેવું નથી. જેમ હું તમને ચાહું છું, તેમજ તમારાંને પણ ચાહું છું."

જીવનલાલે ગુજરાતીમાં પોતાની રીત પ્રમાણે શાંતિને શાંત થવા-ન બીવા-ન ગભરાવા સમજાવીને કહ્યું; પણ વ્યર્થ.

શાંતિઃ "મને શા માટે પકડી રાખી છે? પેલી રાં...કમળાની બેનપણીતો! જળો વળગી હોય તેમ મને વળગી છે. ભગવાને એને આંધળી કેમ કરી છે? આવડી મોટી થઈને પરણી કેમ નથી? આંધળાંથી ન પરણાય કે શું? ગયા જન્મમાં રાં...એ અઘોર પાપ કર્યાં હશે!"

લીલીઃ "મી૦ જીવનલાલ! એ શું કહે છે? કેવો મીઠો અવાજ' પણ મી૦ જીવનલાલ! તમારા જેવો મોહક અવાજ તો નથી,"

જીવનલાલઃ "તે જરા શરમાય છે અને ગભરાય છે. જન્મમા યુરોપીઅન બાનુ સાથે જો તે કદાચ બોલી હોય તો આજેજ."

શાંતિ વધારે ઉશ્કેરાતી હતી. તે બોલીઃ "હાં! મારે સારો દિવસ નથી આવતો તેનું કારણ સમજી છું. આ રાં...મારૂં નખોદ કાઢવા બેઠી છે. તમને એણે આંજી નાખ્યા છે. નહિ બસ, એ મારી પાસે નહિ. એનાથી હું અભડાઉં...'આટલું બોલી હાથ તરછોડી તે નાસી જવા માગતી હતી. તે જીવનલાલની માએ જોયું ને શાંતિને ઠપકો આપ્યોઃ "શાંતિ! ડાહી થા! આ શું? સમજતી નથી. એને ને કલેકટરને સારૂં છે. એનું અપમાન થશે તો તારા ધણીને નોકરીમાં નુકશાન થશે."

નવીન અવાજથી લીલી ચમકી ને પૂછ્યું: "કોણ? એ તમારાં મા બોલે છે કે?"

જીવનલાલ: "હા, તેઓ અહીંજ છે."

લીલીએ જીવનલાલની માનો હાથ ઝાલ્યો, પણ માજીએ હાથ ખસેડ્યો નહિ. એમને કાંઈક દુનિયાનો અનુભવ હતો, અને તેટલા માટે પાસે આવીને બેસીને વાતો કરવા માંડી. માએ તો લાંબુ લાંબુ ટાયલું ચલાવ્યું, પણ જીવનલાલે તો માત્ર તેનો ભાવાર્થજ કહ્યા કર્યો. પણ તેથી લીલીને સંતોષ થયો નહિ."

તે બોલી: "તેઓ શું કહે છે? મને બરાબર કહોને!"

જીવનલાલ: "તે કાંઈક અરજ કરે છે, જે કહેવાનો આ પ્રસંગ નથી."

લીલી: "છતાં મારે એ સાંભળવું છે."

જીવનલાલ: "એની મરજી એવી છે કે મને હાલમાંજ ધંધુકા વિરમગામ વિભાગમાં કાયમ કરે એવું કલેક્ટર સાહેબને તમે કહો."

લીલી: "તમે તમારી માને કહો કે 'હું મારૂં બનતું કરીશ.'

મા સમજી ને એનો આનંદ મ્હોં ઉપર જણાઈ આવ્યો. તેણે લીલીનાં બંને હાથ હાથમાં લઈ માનથી, સ્નેહથી આંખે દાબ્યા ને શાંતિને કહ્યું: "વહુ! આ બાઈએ આપણને મદદ કરવા વચન આપ્યું છે. એમનો ઉપકાર માનો."

શાંતિ જરાયે ડગી નહિ, તેને તો લીલી તરફ તિરસ્કાર–ક્રોધ હતો. તે બોલી: "હા! એ તો કરશેજ તો. એમને માટે ગમે તે જોખમ ખેડવા તૈયાર છે' જૂઓ તો ખરાં! એમના બોલ તો એને મન જાણે ફૂલ ખર્યાં. એમનો હાથ કેવો પંપાળે છે? પણ સાસુજી! તમે ભોળવાશો નહિ. એ રાં...કોઈ ડાકણી લાગે છે. પરમેશ્વરે આંધળી તો કરી છે, તોએ હજી સખણી નથી રહેતી. તો હવે પછી શું એ થશે! એ રાં...શું મદદ કરતી હતી!"

લીલીઃ જીવનલાલને નિઃસ્વાર્થ સ્નેહથી ચહાતી લીલી–જીવનલાલના સર્વ સંબંધીઓને સદ્ભાવથી ચહાતી લીલી, કાંઈ સમજી નહિ. એના મનથી તો 'એ ઉપકારની લાગણી દર્શાવે છે' એમજ હતું.

લીલીઃ "જીવનલાલ તમને ને તમારા કુટુંબને હું જો કાંઈ મદદ કરી શકું તો ખરેખર ભાગ્યશાળી."

જીવનલાલઃ "મારી મા તમારો ઉપકાર માને છે."

લીલીઃ "મીસીસ મીલને ખાસ કહેવરાવ્યું છે કે જો તમે આવો તો એ ખુશી થશે. મી૦ જીવનલાલ! એટલો સંદેશો કહેવા તમારાં પત્નીને કહો તો."

શાંતિ અને લીલી એના તરફ નજર રાખી જીવનલાલે પોતાની માને તે કહ્યું.

માઃ "એમને કહે કે ઘણી ખુશીથી આવશે. એમને જરાએ ઓછું આવવા દઈશ નહિ; કારણ કે એમને લીધેજ આપણું કામ થવાનું છે."

બીજી વાતચિત ચાલતાં છેવટે નક્કી થયું કે થોડા દિવસ પછી સાંજના આઠ ને નવ વાગ્યાની વચ્ચે શાંતિએ કલેક્ટરને બંગલે જીવનલાલ સાથે જવું; પણ જૂદી જૂદી ગાડીમાં; કારણ કે જીવનલાલ વગર કોઈ વાત સમજાવનાર નહોતું. જીવનલાલે એની એજ રીતે સંભાળથી લીલીને ગાડીમાં બેસાડી. ગાડીમાં બેસતાં બેસતાં 'આજ સાંજે તમે મળવા નહિ આવો' એમ લીલીએ પૂછ્યું. જીવનલાલે તે આમંત્રણ સ્નેહથી સ્વીકાર્યું. ગાડીનું બારણું બંધ થયું ને ગાડી ચાલી. શાંતિ ઓટલા ઉપર દોડી હતી. લીલીનો હાથ પોતાના ધણીના હાથમાં જોઈ, વળી સાથે સાથે વાતો કરતાં, હસતાં જોઈ અદેખાઈનો અગ્નિ ફરી જોરથી સળગવા લાગ્યો. તેમાં ગાડીમાં બેસતાં બેસતાં જીવનલાલે અંદર ડોકું રાખી ખાનગી વાત કરી

કાંઇક કહ્યું એમ લાગ્યું, ને શાંતિ રાતી પીળી થઈ. આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. જોસમાં ને જોસમાં તે ધસવા જતી હતી ત્યાં જીવનલાલની માએ જોયું ને વહુને ધક્કો મારી અંદર ઘરમાં ઘાલી. પણ શાંતિ ઉશ્કેરાયેલી વાઘણ માફક કોઇ દિવસ નહિ ને આજે સાસુની સામે થઇ. એટલામાં બીજાં બૈરાં વચ્ચમાં પડ્યાં અને સાસુ વહુને ઘરમાં લઇ ગયાં. જીવનલાલ લીલીને વિદાય કરી ઘરમાં પાછો આવ્યો.

## પ્રકરણ ૮ મું

### કુમળા

લીલીના વિચારમાં ને વિચારમાં આસિસ્ટંટ કલેક્ટર સાહેબ પોતાના ઓરડામાં ગયા અને ચઢી ગયેલું ઑફિસનું કામ કરવા ટેબલ પાસે બેઠા. તે પોર્ટફોલીયો ઉઘાડી કાગળો વાંચવા માંડે છે ત્યાં ઘરના અંદર ભાગમાંથી બૂમો–ગાળો–રોકકળ સંભળાવા લાગી. હિંદુ કુટુંબમાં સામાન્ય રીતે વાતો કરતાં હોય તો પણ ઘણીવાર બૂમો પાડીને વાતો કરવાની ટેવ હોય છે એટલે અજાણ્યાને તો લઢાઈ થતી હોય એમ ભાસે છે. સાસુ વહુ–નણંદ ભોજાઇ–ધણી ધણીયાણી–દેરાણી–જેઠાણી વચ્ચે સહજ સહજમાં બોલાબોલી આખો દિવસ ચાલ્યાજ કરે છે. આપણો આસિસ્ટંટ કલેક્ટર આવા ઘોંઘાટથી ટેવાઇ ગયો હતો. તેના કાન અને મગજ 'સાઉંડ પ્રુફ' થઇ ગયા હતા. તે જાણતો હતો કે એ વાવાઝોડું કલાકેક પછી શાંત થશે, માત્ર એ તો દૂધનો ઉભરોજ હશે. આજે કલાકમાં ઘોંઘાટ બંધ પડયો નહિ, પણ સાસુ વહુની બોલાબોલી વધી પડી હતી. નણંદ માનું ઉપરાણું તાણી ભાભીને ધમકાવતી હતી. બીજી સ્ત્રીઓ શાંત પાડવા જતાં કોઇક તો એવા બોલ કહેતી કે વળી સળગતી. આ યુદ્ધનું કારણ લીલી હતી. "તે આંધળી રાંડે એમને ભોળવી કબજે કર્યા છે, તેમાંજ મારે વાંઝીયામહેણું ખાવાનું છે." "મુઇ તું, ગમે તેવી તોએ એને લીધેજ તારો ધણી કાયમ થશે ને ધંધુકામાં આસિસ્ટંટ, કલેક્ટર તરીકે માન આબરૂ મળશે." એટલે શાંતિને કલેક્ટર

સાહેબને બંગલે જવાનું છે તે સાંભરી આવ્યું ને ઉશ્કેરાઇ. વળી ટપાટપી ચાલી.

આસિસ્ટંટ કલેક્ટરનું ધ્યાન આ ઘોંઘાટ તરફ ગયુંજ નહિ-ગયું હોય તો તેણે તેની દરકાર કરી નહિ. તેની દૃષ્ટિ આગળ લીલી અને શાંતિ તરી આવ્યાં. "શાંતિને ધક્કો માર્યો ત્યારે તે બહાર આવી, આવી તો આવી પણ પોતાને ખેંચવી પડી. લીલીની સાથે શેકહેન્ડ કરતાં એને જોર પડયું ને તે વાઘણની માફક ત્રાડ નાંખી દૂર ભાગી. કર્કશાની માફક લવવા માંડયું.

"લીલી, શાંત સ્નેહાળ લીલી-કેવી સભ્ય! કેવી વિવેકી! કેવી મધુરતા-કોમળતાથી વાત કરતી હતી. શાંતિ એવી નહિજ! આપણા હિંદુમાં લીલી જેવી કોઇ નહિ હોય? ના, ના, કમળા છે જ." કમળાનું નામ યાદ આવતાં આપણા આસિસ્ટંટ કલેક્ટરનાં રૂવાં ખડાં થઇ ગયાં, સ્થિરતા ભ્રષ્ટ થઇ.

"કમળા, ખરેખર કમળ જેવી સુશોભિત અને કોમળ છે. લીલીના સર્વ સંસ્કાર એના ઉપર પૂરેપૂરા પડયા છે. તે લીલીની પ્રતિમાજ છે. માત્ર લીલી અંધ છે.-કમળામાં કોઇ તરેહની ખોડ નથી. લીલી યુરોપીઅન છે-કમળા હિંદુ છે. બંને કુમારિકા છે. મારે કમળા સાથે રોટી વ્યવહાર છે, પણ બેટી વ્યવહાર નથી." વળી વિચાર કર્યો: "લીલીનો શાંતિને મળવાનો જે મોહ હતો તે કેવો નષ્ટ પામ્યો હશે? શાંતિએ કેવી છોકરવાદી કરી હતી. શાંતિ ને કમળામાં ઉઘાડો તફાવત લીલીને લાગ્યો હશે. જો મા ન હોત તો ખરેખર ફજેતીજ થાત. સારું હતું કે લીલીને ગુજરાતી આવડતું નહોતું. શાંતિને બદલે કમળા જેવી પત્ની હોય તો લીલીને મળવામાં -વાતો કરવામાં કેટલો આનંદ થાય! માને ફરી પરણાવવા વિચાર છે; તો કમળા જેવી સ્ત્રી મળે તો કેટલો સુખી થાઉં! પણ એવી કોઇ કન્યા ન્યાતમાં છે ખરી!"

ધારો કે એવી કન્યા મળે તો એની સાથે હરવા ફરવામાં-

મળવા મૂકવામાં—આનંદ કરવામાં તે પૂરેપૂરી સ્વતંત્રતા મેળવી શકે એમ હતું ? "ઘરમાં શાંતિ તો ઘડીએ પલકે લઢવા તૈયાર. સાસુ–નણંદ વાંક કાઢવા તૈયાર, રાત્રે અગીયાર અગીયાર બાર બાર વાગ્યા સુધી સાસુ–નણંદના કે ઘરમાં કામ કરનારી જૂની નોકરડીના હુકમ સિવાય તે બાપડીથી પતિ પાસે જઇ શકાય ખરૂં કે ? રાત્રે ન જવાય તો દિવસે તો શેનુંજ જવાય ! ત્યારે વાંચવાની–પતિ પાસે બેસી સમજવાની–પતિની સાથે ચંદનીમાં ફરવાની–પતિના મિત્રોને ત્યાં જવાની–પતિ સાથે પાર્ટીમાં જવાની તો વાતજ શેની ! આ કંઇ થાય નહિ તો પછી તે બિચારી કેળવાયેલી–સ્વતંત્રતા ઇચ્છતી –મહાન આશાઓ રાખનારીની શી સ્થિતિ ? શું કુટુંબથી જૂદા રહેવું ? અથવા ઘરમાં રહી કોઇની ટીકા ન ગણકારી પોતાને સારૂં લાગે એમ વર્તવું ? આસિસ્ટંટ કલેક્ટરની સત્તા–પદવી ઘરમાં પણ દાખલ કરવી ? આમન્યા પાળવી ? ખોટી જાણવા છતાં આમન્યા પાળી દુઃખી થવું કે એ તોડી સુખી થવું ? કમળા જેવી સ્ત્રી મળે તો–મળી હોત તો તેમ કરત. શું કમળા, પોતાની પત્ની થઇ શકે ? એ બનેજ કેમ ? નાત જાતમાં રહેવાયજ નહિ..." જીવનલાલનું મગજ ગરમ થઇ ગયું ને તે શૂન્ય થઇ ગયો. ઘડિયાળ તરફ નજર જતાં છ વાગવા આવ્યા હતા, તેથી ભગવાનદને કહી ગાડી તૈયાર કરાવી. લીલીને મળવા જવાનું હતું. લીલીનાં દર્શનથી, તેની પાસે બેસવાથી, તેના કોમળ હાથના સ્પર્શથી તેની સાથે વાતો કરવાથી, શાંતિથી થતી અશાંતિને બદલે ખરેજ શાંતિ થશે, એમ તે ધારતો હતો.

મીસીસ મીલનની બેઠક મેડીએ હતી. નાચે ઓટલા ઉપરનો ઓરડો મહેમાનો માટેજ રાખવામાં આવ્યો હતો અને મીસ લીલી એ ઓરડામાંજ રહેતી.

માળી આગમાં સૂંઢવતી પાણી છાંટતો હતો, તેની ફરફર પવનને લીધે, બારી પાસે બેઠેલી લીલી ઉપર આવતી હતી. ખિલેલાં ફલોની સુગંધ મંદમંદ પવન ચોગરદમ ફેલાવતો હતો. જુદા જુદા

રંગનાં પતંગીયાં એક પાંદડેથી બીજાં પાંદડા ઉપર કુદાકુદ કરી રહ્યા હતાં. આંબાની ઘટામાંથી કોયલના અવાજ વખતો વખત નિકળી કાનને આનંદ આપી હૃદયને ખળભળાવતા હતા.

આસિસ્ટંટ કલેકટર રોજની માફક વરધી આપ્યા વિના લીલીના ઓરડા તરફ ગયો. બારણામાં દાખલ થતાંજ, શોકનો ધીમો પણ ઊંડો નિશ્વાસ કાને પડયો. પોતાના ઘરના ઓરડામાંથી કાન ફાડી નાંખે ને હૃદયને ક્ષુભિત કરી નાખે એવા ધમપછાડા ન ગણકારનાર આસિસ્ટંટ કલેકટર એ ધીમો પણ ઊંડો નિશ્વાસ સાંભળી શકયો. તે સાંભળતાંજ તેના હૃદયમાં તેનો પ્રત્યાઘાત થયો. ઘરના કંકાસનાં કારણ શોધવા તે એક પીડા સમજનાર આસિસ્ટંટ કલેકટરને આ નિશ્વાસનું કારણ જાણવા તીવ્ર ઉત્કંઠા થઈ. અંદર દાખલ થતાં બારી પાસે કોચમાં લીલીને વિચારમાં બેઠેલી જોઇ. વળી તેની પાસે તેના ખોળામાં માથું નાંખી ઉદ્વિગ્ન ચિત્તે બેઠેલી કમળાને પણ જોઇ. કમળાના વાંસા ઉપર લીલીના હાથ હતા. અંદર દાખલ થતાંજ "કમળા! ગાંડી ન થા! રો નહિ, તારી માને સમજાવીશ" એ શબ્દો સંભળાયા. 'અંદર જાઉં કે કેમ' એ વિચાર પળવાર થતાં તે અટકયો. પણ નિશ્વાસનું કારણ જાણવાની તીવ્ર ઇચ્છા થઇ હોવાથી આગળ વધ્યો.

લીલીએ જીવનલાલનો પગરવ ઓળખ્યો ને તે બોલીઃ "મી૦ જીવનલાલ! તમે આવ્યા તે ઠીક થયું. તમે કદાચ અમને સલાહ આપી શકશો."

લીલીની પાસે બેસી જીવનલાલ બોલ્યોઃ "શેની સલાહ! શું થયું છે?"

કમળા જીવનલાલને પાસે આવતા જોઈ ઉભી થઇ ને ચાલી ગઈ. "પાછી વહેલી વહેલી આવજે!" એટલું લીલીએ કહ્યું.

જીવનલાલઃ "મીસ લીલી! આજ કમળા કેમ દિલગીર છે?"

લીલી ક્ષણવાર મુગી રહી. જીવનલાલની બોલવાની એવી ઢબ હતી કે લીલીના હૃદયમાં કાંઇક શંકા થઇ, તેનું લોહી જોરથી વહેવા લાગ્યું; પણ પોતાની લાગણી ઉપર કાબુ રાખી તે બોલી: "કમળાની માના કહેવા મુજબ કમળાના લગ્નની તૈયારી થાય છે. એની નાતમાંથી એક જણાએ કમળાને પરણવા કબૂલ કર્યું છે. પરણનાર પાસે પૈસો સારો છે, પણ ઉમ્મર ચાળીશેક વર્ષ ઉપર છે. કમળાની માના વિચાર પ્રમાણે એ કમળાને બધી રીતે યોગ્ય છે. પણ જીવનલાલ! તમને આ લગ્નનો ખ્યાલ આવે છે? તે પરણેલો છે, એક સ્ત્રી હયાત છે, છોકરાં છે, કાંઇ ભણ્યો નથી, ગામડાનો રહીશ છે ને કોઇ પણ રીતે કેળવાયેલો નથી, એની સાથે કમળા જેવી શાંત કેળવાયેલી કન્યાનાં લગ્ન એટલે શું? બાવળના ઝાડમાં ગુલાબનો છોડ! તેના નિરક્ષર કુટુંબમાં કમળાની શી સ્થિતિ! કમળા—વિલાયત જઇ આવેલી કમળ 'આ અડક્યા—આ અભડાયું'—એવી છીટવાળા સાથે કેમ બનશે?"

જીવનલાલ: "પણ જો એનાં માબાપને ખબર પડે કે કમળાને એ વાત પસંદ નથી તો કદાચ તેને પરણવાની ફરજ નહિ પાડે."

લીલી: "આટલી ને આવી કેળવણી આપ્યા પછી એનાં માબાપ કમળાના પોતાના સ્વાર્થની વાતમાં એની મરજી ન પૂછે, એ નવાઇ જેવું લાગે છે."

જીવનલાલ: "હિંદુઓમાં માબાપજ છોકરાંને પરણાવે છે. હું પોતેજ એમ પરણ્યો છું."

એ બોલતાં જ પોતાની વિવાહિત સ્થિતિ આંખ આગળ તરી આવી.

લીલી: "ખરેખર, શરમભરેલું—ત્રાસદાયક! જેમ ઢોર વેચી દેવામાં આવે કે આપી દેવામાં આવે, તેમ કન્યાને તેની મરજી જાણ્યા વિના આપી દઇએ તે ખરેખર જુલમ નહિ તો બીજું શું? કમળાને

પરણુવા તૈયાર થનારની શી શરતો છે તે જાણ્યું? પહેલાં તો કમળાને પ્રાયશ્ચિત કરાવવું પડશે. ત્યાર પછી મને કે કોઇને મળવા દેવામાં નહિ આવે. મળવું જ હોય તો તેની મા કે તેની બેનની હાજરીમાંજ મળાશે. હજી જ્યાં સુધી પ્રાયશ્ચિત ન કરે ત્યાં સુધી મારી લડકી, સોહામણી, કોમળ કમળા તરફ તે તિરસ્કારની નજરે જૂએ છે. કેવો જુલમ! કેવો ત્રાસ!"

જીવનલાલ: "કમળાના બાપનો શો વિચાર છે?"

લીલી: "તે ઘેર નથી. વળી બાપને વાત કહેવાનો વખત મળ્યો નથી. એની માએ આજ જ વાત કરી ને કહે છે કે એના બાપની મંજુરી તો મળશેજ. વાત સાંભળી છે, ત્યારની બિચારી કમળા ગભરાઇ ગઇ છે, આખો દિવસ રોયાં કરે છે, સવારનું ખાધું નથી. મેં એને શાંત કરવા બહુ યત્ન કર્યો પણ શાંત થતી નથી. એની મા કહે છે કે છોકરી મોટી થઇ ગઇ છે, તે નાત ટોકી ખાય છે. વળી બીજું કોઇ પરણુનાર નથી; આટલી હિંમત કરી બહાર આવ્યો છે તે ધન્ય ભાગ્ય આપણાં કે એવો સારો વર મળ્યો! જીવનલાલ! જીવનલાલ! આ તમારી ન્યાતની રૂઢીનો જુલમ નહિ તો બીજું શું?"

જીવનલાલ: "એ નિયમો આજકાલના નથી પણ હજારો વરસથી ચાલે છે. પરંતુ કમળાના પિતા સુધરેલા વિચારના છે તેથી તે જોરજુલમથી તેની સાથે કમળાને પરણાવે એ હું માનતો નથી."

લીલી: "એ તો મેં કમળાને હજાર વાર કહ્યું, પણ તે માનતી નથી ને કહે છે કે એમનું ચાલવાનું નથી: ને લગ્ન થશેજ. કદાચ આની સાથે નહિ થાય તો એવો ને એવો-એનાથી પણ વખતે નપાટ મળશે, ત્યારે કરવું શું?"

જીવનલાલ: "એની ન્યાતમાં બીજો કોઇ યુવાન નથી?"

લીલીઃ "ના. ન્યાત બહાર થવાની બીકથી કોઈ હિંમત કરતું થી. તેમાં પાછી કમળા રોજ મારે ત્યાં આવે છે, એટલે ન્યાતના ોકો ખાસ વિરૂદ્ધ છે."

જીવનલાલઃ "પણ ચુનીલાલનો શો અભિપ્રાય છે તે જાણ્યો?"

લીલીઃ "તે તો હમણાંનો મળ્યોજ નથી. તે તો ઉલટો કમળા મોટી થઇ ગઇ છે માટે જલદી પરણાવવી જોઈએ એમ માબાપને કહ્યા કરતો હોવાનું સાંભળ્યું છે, એટલુંજ નહિ પણ એક બાર વરસની કન્યા સાથે પોતે પણ પરણવા ધારે છે."

એટલામાં કમળા કાંઇક શાંત થઇ, મોઢું ધોઇ અંદર આવી, ને નિયમાનુસાર જીવનલાલની સાથે શેકહેંડ કરી. કમળાનાં કોમળ આંગળાંનો સ્પર્શ થતાં આપણા આસિસ્ટંટ કલેકટરના આખા શરીરમાં ઝણઝણાટ થયો.

લીલીઃ "કમળા! અમે તારીજ વાત કરીએ છીએ."

કમળા મુગીજ રહી. જીવનલાલે કમળાની સાથે વરનારનું નામ પૂછ્યું ને કમળાએ ધીરેથી નામ કહ્યું. નામ સાંભળતાંજ સર્પનો દંશ થયો હોય એમ મ્હોં બગાડી જીવનલાલ બોલી ઉઠ્યોઃ "એની સાથે તારૂં લગ્ન! ના એ બનેજ નહિ. છોટાલાલ! કદિ હા કહે નહિ, માટે ગભરાઇશ નહિ."

કમળાઃ "પણ મારી મા માને એમ નથી તો."

જીવનલાલઃ "પણ ચુનીલાલ છે ને?"

કમળાઃ "અરે એનું તો નામજ જવા દોને. એનું ચાલે તો મને આજને આજ પરણાવી દે. એના મિત્રો તો મારી જોઇએ તેટલી ટીકા કરે છે."

જીવનલાલઃ "પણ ત્યારે બીજા ઘણાએ છે..."

ઘણાએ છે કહ્યું તો ખરૂં, પણ એકનું નામ દઈ ન શકવાથી આસિસ્ટંટ કલેકટર સાહેબ મુગાજ રહ્યા. કમળાને માટે કોણ લાયક

છે ? આવી કેળવાયેલી કન્યાની અનઘડ કુટુંબમાં-રોજના કલેશ કંકાસવાળા કુટુંબમાં શી સ્થિતિ ? આનો વિચારજ આવતાં જીવનલાલના મ્હોં ઉપર લાગણી જણાઈ આવી ને તે માટે ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. જીવનલાલને ઉભો થતો જોઈ લીલીને એમજ થયું કે તે જાય છે. તેથી તે બોલી: " જીવનલાલ ! શું એટલામાં જાઓ છો ? "

જીવનલાલ: " ના; પણ તમારી વાત ઉપર વિચાર કરૂં છું. "

લીલી: " તમે કાંઈ રસ્તો કાઢી આપી શકો છો ? "

જીવનલાલ: " મને કાંઇ સુઝતું નથી. "

એટલું બોલી તે પાછો લીલીની પાસે કોચમાં બેઠો ને કહ્યું: "પણ હું એક સલાહ આપું છું, જો કમળાને માન્ય હોય તો ! "

લીલી: " પેલાના સંબંધી ? "

જીવનલાલ: " એને માટે તો નાજ પાડવી ને છોટાલાલ પણ નાજ પાડશે એવી મને ખાત્રી છે. એ તો કમળાને માટે લાયકજ નથી. એની મા તો તોબા છે અને ઘરમાં બધું એવુંજ છે. જ્યારે કોઈ યોગ્ય યુવાન પરણવા તૈયાર થાય ત્યારે કમળાએ પોતાનું જૂદું ઘર માંડવું. એથી કુટુંબમાં રહેવાના ચાલનો ભંગ થશે પણ તેથી ન્યાત કંઈ કરી શકશે નહિ. અને સંસારસુખ તેમજ લગ્નસુખ મેળવવું હોય તો માત્ર એ એકજ રસ્તો છે. "

લીલી: " કમળા ! સાંભળ્યું ? હું પણ તને એજ કહેતી આવી છું. વારૂ, જીવનલાલ ! કમળા ના પરણે તો ન ચાલે ? છોકરીએ પરણવું જ જોઇએ ? "

જીવનલાલ " હા; એવું તો ખરૂં. છોટાલાલ જેવા સુધરેલા વિચારવાળાના પણ એવાજ વિચાર હોવા જોઇએ કે મોડા કે વહેલા પણ કન્યાને પરણાવવી તો જોઇએજ. લગ્ન પછી જો તે તેના પતિની

સાથે કુટુંબથી–સંયુક્તકુટુંબથી જૂદી રહી શકે તોજ સુખી થાય, નહિ તો......"

લીલી: "તમને તો એ સુખ મળ્યું નથી ને?"

જીવનલાલ: "મારી વાત કરવાનીજ નથી; કારણ કે મારી સ્ત્રીને કેળવણીનો લાભ મળ્યો નથી ને એને જરૂર નથી. પણ કદાચ હું બીજીવાર પરણું......"

લીલી: "તમારી હાલની વહુ જીવતી છતાં બીજી?"

જીવનલાલ: "હા; મને એવી સલાહ આપવામાં આવી છે."

લીલી: "તે હું જાણું છું, પણ તમારી મરજી છે? એ તો એકથી વધુ સ્ત્રી કરવાની વાત આવી."

જીવનલાલ: "એકથી વધારે પત્ની કરવામાં અમને હિંદુઓને શરમ નથી. હું હિંદુ છું ને વળી જૂના સંપ્રદાયવાળા કુટુંબમાંનો એક..."

એટલામાં મીસ ડેવીસ ગુલાબ મોગરો વગેરેનાં ફૂલ લઇ અંદર આવી ને ફૂલ આપતાં બોલી: "લીલી! લ્યો ફૂલ! માળી પોતાની બરી ને છોકરાં સાથે બહાર ઉભો છે."

લીલી: "અરે હા! મેં એમને બોલાવ્યાં હતાં. એટલા ઉપર આવ્યાં છે?"

મીસ ડેવીસ: "માળી કહે છે કે અમારા આસિસ્ટંટ સાહેબ છે, એટલે બૈરી સાથે અંદર નહિ આવું."

જીવનલાલ: "માળીનું કહેવું ખરૂં છે. એમ કરે તો એનું નિર્લજ્જપણું ગણાય. એને થોડીવાર થોભવાનું કહો."

લીલી: "ના, ના; એ ગરીબ માણસોને ક્યાં સુધી વાટ જોવડાવવી? મીસ ડેવીસ! મને ત્યાં લઇ જાઓ, મારે માલણનાં છોકરાંને કાંઇક આપવું છે."

લીલી મીસ ડેવીસના હાથ ઉપર ટેકો રાખી બહાર ગઈ ને ઓરડામાં કમળા અને જીવનલાલ એકલાં રહ્યાં.

જીવનલાલ: " કમળા ! ખરેખર તમારે માટે મને બહુ લાગે છે. જો તમને આ લગ્ન ઠીક ન લાગતું હોય તો મીસ લીલીની સાથે, થોડાં વર્ષ પાછાં વિલાયત જાઓ તો શું ? "

જીવનલાલ કમળાને તાકીને જોઈ રહ્યો.

કમળા: " મારા બાપ મને હવે જવાદે નહિ. હવે તો હું અહીંજ રહીશ. પરમેશ્વર દયાળુ છે. "

જીવનલાલ: " કમળા ! આપણે અહીં મળીએ છીએ તે તમારા પિતા જાણે છે કે ? "

કમળા: " ના રે, મેં તમારૂં નામ કોઈ આગળ દીધુંજ નથી. "

જીવનલાલ: " આપણે મળીએ તેમાં એમને વાંધો હશે ? "

કમળા: " શા માટે વાંધો હોય ! શું તમે એક સદ્‌ગૃહસ્થ, ઊંચા કુળના ને વિશ્વાસ રાખવા લાયક નથી ? મારી મિત્રના મિત્ર એટલે મારા મિત્ર નહિ ? તમે આટલી કૃપા રાખો છો, તે માટે તો ઉલટો ઉપકાર માનવો જોઇએ. "

જીવનલાલ: " ઉપકાર ! શા માટે ? ઇંગ્રેજી રીત પ્રમાણે તો તમારો ઉપકાર મારે માનવો જોઇએ. "

કમળા: " પણ તમે કાંઈ ઇંગ્રેજ નથી ! તમે હમણાંજ બોલ્યા હતા કે હું જૂના મતનો હિંદુ છું. "

ક્ષણવાર બન્ને મુગાં રહ્યાં. જીવનલાલ કમળાને ધારી ધારી જોવા લાગ્યો. તેનું સુંદર મુખ, આકર્ષક-બુદ્ધિ, દર્શક આંખો, ભવ્ય કપાળ અને ભરેલ શરીર જોતાં અદેખાઇની વૃત્તિ જાગૃત થઈ. આવી સુંદર નાજુક બુદ્ધિશાળી કમળા પેલા બુડથલ સાથે ? શું માત્ર એ જડસાની પશુવૃત્તિના સંતોષ માટેજ કમળાને કેળવણી આપવામાં આવી હતી-વિલાયત મોકલી હતી-લીલીએ અથાગ શ્રમ લઇ કેળવી હતી ? લગ્ન યજ્ઞમાં આ પશુનો ભોગ ? તેણે મોટેથી પૂછ્યું: " અહીં અથવા વિલાયતમાં કેળવણી લીધેલા તમારી જ્ઞાતિમાં કોઇજ નથી ? "

આ પ્રશ્નનો હેતુ રમણી સમજી હતી ને તે સમજીનેજ તેણે ઉત્તર આપ્યો: "મારી ન્યાતમાં મારે લાયક કોઈજ નથી. અમારી ન્યાત કેળવણીમાં બહુ પછાત છે. મેટ્રીક થયેલા માંડ ચાર પાંચ નિકળશે. જરાક આવડ્યું કે કાંતો દુકાને કે ગુમાસ્તી કે પછી ખેતી કરશે. મારો લાયક પહેલ વહેલો વિલાયત ગયો હતો."

જીવનલાલ રમણીની પાસે આવ્યો ને બોલતાં બોલતાં તેનું શરીર કંપવા લાગ્યું. આંખો તેજસ્વી થઈ ને જીભ તોતડાવા લાગી. તે બોલ્યો: "રમણી! રમણી! તું અમારી ન્યાતમાં જન્મી હત તો કેવું સારૂં?"

રમણી ક્ષણવાર ગભરાઈ, પણ પછી ધૈર્યથી અડગ રહી ઉત્તર આપ્યો: "ઇશ્વરની જે મરજી હશે તે થશે ને મારે તેમાં સંતોષ માનવો જોઈએ."

જીવનલાલ: "એ ખરૂં. પણ એમ હત તો એથી મારૂં શું થાત તેનો વિચાર કર! તારો પોતાનોજ વિચાર કર ને! આપણા બેનું જીવન સાથે ગળાયું હત તો......રમણી! એમ ન બને?"

રમણી: "એ કેમ બને!—તમને ને મને બન્નેને નાતબહાર રહેવું પડે. આપણામાં એવો દાખલો બન્યો નથી કે રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર થયો હોય. નાતજાતમાં પીંખી નાખે. ના. ના; એવો વિચાર લાવતાજ નહિ. હું મારૂં ભોગવીશ."

આટલું બોલતાં રમણીએ આકુળવ્યાકુળ થઈ ને ઉંચું જોયું ત્યાં જીવનલાલ સામે નજર પડી. જીવનલાલે હાથ પહોળા કર્યા હતા. બંનેની નજર એક થતાં રમણી—દુઃખી રમણીને આશ્વાસન આપનાર મળી આવ્યો. પણ ગઈ હત તો...પણ એટલામાં લીલીનો પગરવ સંભળાયો—બંને જાગૃત થયાં—પોતાની સ્થિતિ સમજ્યાં—બંનેએ પોતાની વૃત્તિઓ કબજે કરી; પરંતુ જીવનલાલ—નિરાશ થયેલો જીવનલાલ:

"કમળા!" એટલુંજ ધીરે શ્વાસે સખેદ બોલ્યો ને તે શબ્દ લીલીને કાને અથડાયા. "કમળા!" એ શબ્દના ઉચ્ચારમાં–અવાજમાં–એ સાથે નિકળેલા નિશ્વાસમાંજ એવું કાંઈ હતું કે લીલીના હૃદયમાં આઘાત થયા વિના રહે નહિ. મનની શંકા જાગૃત થઇ. જીવનલાલ લીલીને આવતી જોઇ તેને તેડવા સામો દોડયો અને બન્ને જણ મુગાંમુગાં અંદર દાખલ થયાં, કોચ સુધી સાથે ગયાં–હાથમાં હાથ રાખી લીલીને કોચમાં બેસાડી–હાથના આંગળાંનો સ્પર્શ થતાંજ, અંધ લીલી જીવનલાલનું મ્હોં જોઇ સમજી શકી. એ ઉપરથી લીલી–સ્નેહાળ લીલીને જણાયું કે પોતાના જીવનલાલના સ્નેહના હરીફ તરીકે એક નવું પાત્ર ઉભું થયું છે ને તે પેલી અભણ શાંતિ તો નથીજ.

---

## પ્રકરણ ૯ મું

---

## સોનાની બંગડી

લીલીઃ " કમળા! તારે મોડું થશે માટે તું હવે ઘેર જા. આજ મને પણ બહુ થાક લાગ્યો છે તેથી આરામ લઇશ. કાલ સવારે વહેલી આવજે ને અહીંજ નાસ્તો કરજે. ચુનીલાલને કહેજે કે ઘણા દિવસ થયા કેમ મળ્યા નથી? મીસ ડેવીસ! સીપાઇને કહી કમળા માટે ગાડી મંગાવો!"

જીવનલાલઃ " એ બધી તજવીજ હુંજ કરીશ."

કમળાએ લીલીની રજા લીધી. જતાં જતાં બંને ભેટયાં ને લીલીનું હૃદય ભરાઇ આવ્યું. તે બોલીઃ " કમળા! ધીરજ રાખજે! તારા બાપ આવે કે તરત તું તારૂં દિલ તેમની આગળ ખોલજે અને એ તને જરૂર મદદ કરશે."

મીસ ડેવીસ અને જીવનલાલ બંને કમળાની સાથે બહાર ગયાં. કમળા ગાડીમાં બેઠી ને બારી પાસે આવી. તેણે જીવનલાલ સાથે શેકહેંડ કરવા હાથ લંબાવ્યો. બંનેના હાથ મળતાં, વિજળીના બંને છેડા સંધાતાં, ઝણઝણાટ શરૂ થાય, એમ બંનેના હૃદયમાં થવા માંડયું. એમાંથી એકે પણ હાથ છોડવી શકયાં નહિ, તેમજ બોલી પણ શકયાં નહિ. પરસ્પર મન સમજાઇ ગયાં હતાં. હૃદય ઓળખાયાં હતાં. ગાડી

ચાલી ને જીવનલાલ બંગલામાં દાખલ થયો. ઓરડામાં લીલી એકલી વિચારમાં ગ્લાનિગ્રસ્ત બેઠી હતી અને તેના હૃદયમાં નવી જાગેલી વૃત્તિએ અસ્વસ્થતા પ્રસારી હતી.

જીવનલાલ: "લીલી! માથું દુખતું હોય તો સુઈ રહો. હું હવે જઈશ."

લીલી: "ના, ના; એવું કાંઇ નથી ને હોય તો એ તમારી હાજરીથી મને વધારે સુખ મળશે. તમારો અવાજ મને હમેશાં શાંતિ આપે છે."

'અવાજ' શબ્દ બોલતાંની સાથે થોડીકવાર ઉપર થયેલો "કમળા" એ અવાજ તેના કાન આગળ જાગ્રત થયો.

જીવનલાલ: "જેવી રીતે તમારા હાથનો સ્પર્શ મને આનંદમાં લાવી મૂકે છે તેમ."

લીલી: "ખરેખર, આજ તમારાં પત્નીને મળવાથી હું ખુશી થઇ છું."

જીવનલાલ: "મારી મા અને મારી સ્ત્રીને મન તો બધું નવું નવુંજ ભાસતું હતું."

લીલી: "તમારે એક સ્ત્રી છે તો પછી બીજી સ્ત્રીની શી જરૂર છે? તમે આટલા કેળવાયેલા છો, વિલાયતમાં ઉચ્ચ શિક્ષણ લીધું છે; પછી બીજી વાર પરણો એ વચારજ અમને તો ત્રાસદાયક લાગે છે."

જીવનલાલ: "મને પણ એમ લાગે છે; પરંતુ પાછું કેટલીકવાર એમ પણ થાય છે કે એ દુષ્ટ છે તેજ સારૂં છે."

જીવનલાલને, પોતે વિલાયતમાં લીલી સાથે રહી તેને નિખાલસ મને પોતાના મનના સર્વ વિચારો કહેતો તે સ્થિતિ સાંભરી આવી; ને તેજ પ્રમાણે મનના ઊભરા કાઢવા માંડ્યા. હાલની સ્થિતિની અગવડો, તેથી થતી ચિંતા, નવા જીંદગીથી સુખ મેળવવાની આશા વગેરે સવિસ્તર હકીકત કહી. કહેતાં કહેતાં લીલીનો હાથ જીવનલાલને વાંસે

મ્હોંએ ફરવા લાગ્યો, લીલીના મનમાં પણ તે અત્યારે વિલાયતમાં રમતો ભણતો નાનો જીવનલાલજ લાગ્યો.

જીવનલાલ: "લીલી! ગૃહજીવન-કુટુંબમાં પત્ની સાથે બેઠા છીએ, સુખ દુઃખની વાતો કહી છે, આપણા માનસિક બાહ્ય જીવનમાં રસ લેતી પત્નીની સાથે ગૃહની દેશની જનસમાજની વાતો કરી છે, કલેશ કંકાસને બદલે આનંદ, ઉમંગ, હર્ષ, શાંતિનું જીવન ગાળ્યું છે, એ સઘળાનો મોહ તમે લગાડયો છે, અને આ સ્નેહ-કુટુંબ સ્નેહ સુશીલપત્ની ઉદ્ભાવી શકે છે. ઇંગ્લાંડમાં એ કાર્ય કરતી અનેક સ્ત્રીઓ મેં જોઇ છે. મારી હાલની પત્નીથી એમાંનું કાંઈ થઈ શકે એમ નથી."

લીલી: "હશે, પરંતુ હું તમને બીજી સ્ત્રી કરવા ઉત્તેજન કે સલાહ આપું, એ બનવાનું નથી. હું સારી પેઠે જાણું છું કે તમે બાળલગ્નના ભોગ થઇ પડયા છો; પણ જ્યારે લગ્ન થયુંજ છે, ત્યારે તો તેમાંથીજ સુખ મેળવવા યત્ન કરવો જોઇએ. તમે ધારો કે બીજી પરણો, તો પણ તેથી ધારો છો તેવા સુખીજ થશો, એમ કેમ કહી શકાય?"

બંને શાંત થયાં. છતાં બંનેના હૃદયમાં ભિન્નભિન્ન વિચારોનાં આંદોલનો ઉદ્ભવતાં હતાં. જીવનલાલ પરણેલો છે તેથી, તેમાં વળી બીજી પરણવા ધારે છે તેથી, લીલીના હૃદયમાં કાંઇ અજ્ઞાત લાગણીઓ થતી હતી, છતાં તે દાબીને કેવળ એક પત્નીવ્રત વધારે ઉચ્ચ છે એમ માનીનેજ તે આમ બોલતી હતી-એમ મનાવતી હતી. વિલાયતમાં મી૰ મીલનની વાતચિતથી જીવનલાલ પરણેલો છે, એ વાત જાણતાંજ હૃદયમાં આઘાત થયો હતો. તે કારણ પણ આજ હતું. તે વૃત્તિ દાબવા, દૂર કરવા, કાઢી નાંખવા બહુ બહુ યત્ન કર્યા હતા, પણ સંપૂર્ણ રીતે સફળ થઇ નહોતી. એટલામાં જીવનલાલે શાંતિનો ભંગ કર્યો: "લીલી! કમળા જેવી સ્ત્રી હોત તો મારૂં જીવન કેવું, થાત તેનો વિચાર કર્યો?"

લીલીને મીલને કરેલો આઘાત નરમ પડયો હતો. શાંતિને મળ્યા પછી હૃદયનો વેગ મંદમંદ વહ્યો જતો હતો, ત્યાં "કમળા જેવી" શબ્દે રૂઝાયેલો ઘા તાજો કર્યો. ભુંસાયેલા વિચાર સતેજ કર્યા. જીવનલાલનો હાથ તરછોડી મ્હોં દાબી ધીરે ધીરે તે બોલીઃ "એ બનવું અશકય છે. જો એ તમારીજ નાતની હોત, જો તમારાં લગ્ન થયાં ન હોત અને તમે મરજી માફક પરણી શકતા હોત તો તો વાત જૂદી હતી."

લીલીને આટલું બોલતાં નવનેજાં થયાં; પરંતુ સ્નેહાળ, પવિત્ર નિઃસ્વાર્થ વૃત્તિની લીલીએ પોતાના હૃદયમાં પ્રબળ સંયમબળથી ઈર્ષાનો કાંટો—અગ્નિ ઓલવી નાખ્યો, ઓલવાઇ ગયો—એમ એ વખતે લાગ્યું પણ ખરૂં.

લીલીઃ "જીવનલાલ! તમે ને કમળા લગ્નથી જોડાઇ શકતાં હોત તો ખરેખર મારા આનંદનો પાર ન રહેત. પણ હાલના સંજોગો જોતાં એ વાત અસંભવિત છે. એવો વિચાર કરી નાહક મનને દુઃખી ન કરશો."

જીવનલાલઃ "લીલી! તમારૂં કહેવું ખરૂં છે, પણ વિચાર આવે તેનું શું કરવું. વિચાર એ ધૂમકેતુ છે. ક્યારે આવશે ને ક્યાં જશે તે કહી શકાતું નથી. અત્યાર સુધી કાંઈજ નહોતું, પણ આજજ તમે મારે ત્યાં આવ્યાં ને મારી પત્નીને તથા તમને બેને સાથે જોયાં, ત્યારેજ વિચાર સ્ફુર્યો. શાંતિને બદલે...હોત તો તમારો આદર સત્કાર કેવો સારો કરત?"

લીલીઃ "હવે એ વાત મનમાં ન લાવશો. તમારાં પત્ની વધારે શરમાળ છે ને તમારી આગળ એમનું કાંઈ નિપજતું નથી. જ્યારે અહીં આવશે ત્યારે હું તેમને સમજાવી મેળવી લઇશ."

મેળવી લેવાનું કામ કેટલું કઠિન છે એ જીવનલાલજ સમજતો

હતો. એ સંબંધીના વિચારમાંજ તેણે લીલીની રજા લીધી. જતાં જતાં ઓટલા ઉપર મી. મીલન સાહેબ મળ્યા.

મીલનઃ "ઓહો મી૦ જીવનલાલ! હું તમનેજ મળવા ધારતો હતો. ચાલો, મારી સાથે બાગમાં—હું તમને વધારે વાર ખોટી નહિ કરું, મારે તમને કાંઇક કહેવું છે."

બંને જણ બાગના પછવાડેના ભાગમાં 'ટેનીસ કોર્ટ'માં ગયા. સફેદ ટેનીસ કોર્ટ ને તેમાં કાળા લીટા હતા, તે ઉપર ચંદ્રનું આછું અજવાળું પડતું હતું. લીમડા—આંબાના ઝાડની ડાળીઓમાંથી ચંદ્રનાં કિરણો ડોકિયાં કરતાં હતાં, માળીઓ ઝુંપડાં પાસે બેસી હોકા પીતા હતા અને માલણ હાલરડાં ગાઈ છોકરાંને સુવારતી હતી. ઝાડનાં પાંદડામાંથી વખતોવખત નિદ્રામાંથી જાગતાં પક્ષીઓનો અવાજ આવતો હતો. પહેરા ઉપરના પટાવાળા વગેરેથી દૂર આવી, કલેકટર અને આસિસ્ટંટ કલેકટર વાતો કરવા લાગ્યા.

કલેકટરઃ "ધોલેરાની નિમણુંક થઇ ગઇ?"

આસિસ્ટંટઃ "હાજી! મેં મામલતદારને આપણી તે દિવસની ગોઠવણ માફક લખી દીધું છે."

કલેકટરઃ "રાણપુરના કેસનું શું થયું?"

આસિસ્ટંટઃ "તે પૂરો થવા આવ્યો છે."

કલેકટરઃ "ગુન્હેગાર તરફથી કે બીજા કોઇ તરફથી તમને લાંચ આપવા કોઇ આવ્યું હતું?"

આસિસ્ટંટઃ "લાંચ? નહિ! કોઈ નથી આવ્યું! અને કદાચ કોઇ આવે તો પણ હું તેને પત કરૂં તેવો નથી."

કલેકટરને પોતાના ઉપર વહેમ આવ્યો છે, એ વિચારથી તેની માનવૃત્તિને આઘાત થયો હોય એમ. જીવનલાલ ચીડાયો પણ બોલ્યો નહિ.

કલેકટર, આસિસ્ટંટ કલેકટરના સામું તાકીને જોઇ રહ્યો

હતો. એના હૃદયમાં શા વિચાર હશે તે સમજ્યો હતો છતાં તેની દરકાર કર્યા વિનાજ પ્રશ્ન કર્યો: "ત્યારે કોઇ સગું વહાલું આવ્યું હતું ને લાંચ આપી હતી ?"

આસિસ્ટંટ: "નહિ સાહેબ ! ઘર આગળ હું કોઇને મળતો નથી- તેમાં સરકારી કામસર તો નહિજ. પછી કોણ આવે ને કોણ આપે ?"

કલેક્ટર: "હં, તે તો તમે ઠીકજ કરો છો, હું તમારૂં કહેવું માનું છું ને તમારા ઉપર મને પૂરતો વિશ્વાસ છે; છતાં લાંચ આપવામાં આવી હતી એટલુંજ નહિ પણ લેવામાં આવી હતી એમ માનવાને મને પૂરતાં કારણો છે."

આસિસ્ટંટ: "પણ ને સંબંધી હું કાંઇ જાણતો નથી."

કલેક્ટર: "તે હશે. તમે એવું કરો એવા નથી. એ હું સારી પેઠે જાણું છું."

આસિસ્ટંટ: "તો પછી લાંચ અપાઇ છે, અને તે લેવામાં આવી છે એ શી રીતે ?"

કલેક્ટર: "હાલ સાબિતી તો નથી, પણ ફરિયાદ છે. સામા-પક્ષવાળાનો કાગળ છે, તેમાં તમારે ત્યાં દરેક ઉમેદવારે અમુક રકમ આપી છે એમ જણાવ્યું છે. વિશેષમાં રાણપુરવાળા કેસમાં સોનાની -મોતી જડેલી બંગડી લાંચ તરીકે અપાઇ છે, એમ લખે છે."

જીવનલાલ એકદમ ચુપ થઈ ગયો-શિયાવિયા થયો. "સોનાની બંગડી શાંતિએ પહેરી હતી. તે નવીજ હતી, એની માએ-નવી કરાવી હતી એમ શાંતિએ કહ્યું હતું. શું શાંતિ જૂઠું બોલી ? રખેને એજ બંગડી હોય ! એજ..." પ્રથમ શંકા થઇ, શંકાની સાથે સર્વે સ્થિતિ, ઘરના માણસોના સ્વભાવનું દિગ્દર્શન થયું ને ખાત્રી થઈ. ખાત્રી થતાંજ તે લાલચોળ થઈ ગયો, ક્રોધ રોમરોમમાં વ્યાપી ગયો. શાંતિ આ વખતે હાજર હત તો જરૂર તેને માર્યા વિના રહેત નહિ. "બંગડી મારા ઘરમાં ! લાંચ ! લાંચને માટે કોઇ કાંઇ આપવા

આવે તો મને પૂછ્યા સિવાય કાંઇ ન લેવા કેટલી વાર મેં મારી માને તેમજ સ્ત્રીને કહ્યું છે! શાક–પાંદડું–ફૂલ–મીઠાઇ આવે તે પછી પૂછવા પર રાખી લે તો જૂદી વાત–પરંતુ તેની પણ મેં તો ના પાડી હતી. અને નાટક કંપનીની ટીકીટો એમને એમ મારી પેટી-માંજ પડી છે, પણ તેનો ઉપયોગ કરવા દીધો નથી. ધોલેરા–રાણપુરથી રૂનાં ગોદડાં મોકલી આપવા મામલતદાર–મુખી તલાટી કેટલી વાર કહે છે, પણ પૈસા વિના એમને એમ લેવા દરેક વાર મેં ના પાડી છે! કોઇની ગાડી તો વાપરતો નથી, તેને ત્યાં આવી સ્થિતિ? મારી અજાણમાં ઘરમાં આમ બારોબારીયું ચાલે છે? આપણે–અમે હિંદુઓ ખરેખર મોટી નોકરી કરવા લાયક નથી. અમારી સ્ત્રી–અમારાં કુટુંબીઓ અમારી પદવી સાચવવા મદદ ન કરે–અમારી કીર્તિ સાચવવા મદદ ન કરે, પછી અમારી કેવી ફજેતી! સાહેબ લોકોમાં પણ લાંચના દાખલા બનતા હશે ને બને છે એમ માનીએ; તોપણ આવું બારોબારીયું તો નહિજ. સોનાની થાળીમાં લોઢાની મેખ! હું શું મ્હોં લઇ બહાર ફરીશ! મેં ના કહ્યા છતાં લાંચ –બંગડીઓ આવી! મારા ઘરમાં મારી સત્તા નથી તો પછી એક પ્રાંતના હાકેમ તરીકે કામ કરવાની મારી શી લાયકાત રહી?”

જીવનલાલ ખરી સ્થિતિ સમજી ગયો. ‘પોતે જાણતો નથી છતાં વખતે આમ બન્યું હશે’ તે પોતાના મિત્ર પણ ઉપરી અમલદાર આગળ સાચેસાચું કહી દીધું. કલેક્ટર મી૦ મીલન પોતાના હાથ નીચેના હિંદુ અમલદારના શુદ્ધ વર્તનથી ખુશ થયો ને ઉપરી અમલદાર તરીકે જરાક કડક રહ્યો હતો; છતાં અંદરથી આસિસ્ટંટ કલેક્ટર માટે દયા આવી–માનવૃત્તિ થઈ. દેશી અમલદાર–દેશીઓ કર્તવ્યવૃત્તિ સમજી ઘર ને ઑફિસમાં તફાવત ગણી શકતા નથી –બે વચ્ચે અંતર રાખી શકવામાં–સ્ત્રીઓની કુટુંબની અને સગાં-

વહાલાંની અજ્ઞાનતાને લીધે કેટલી અગવડો છે તે તે જાણતો હતો. મી૦ મીલને અનેકવાર મી૦ જીવનલાલને સૂચના કરી હતી કે જગતમાં કીર્તિ મેળવવી હોય, નીતિથી ચાલવું હોય, કુટુંબ સગવડ કરતાં અગવડ કરનાર હોય ને જવાબદારી ભરેલી નોકરી કરવી હોય તો કુટુંબથી જૂદા રહેવું. કુટુંબને જૂદા ઘરમાં રાખવું. ત્યાં પદવીને છાજતી સર્વ વ્યવસ્થા કરવી. સીપાઇ–નોકરમાં ને ગામમાં પ્રતિષ્ટા જાળવવી એ જરૂરનું છે. આના ઉત્તરમાં આસિસ્ટંટ કલેક્ટર એટલુંજ કહેતો કે "વાત ખરી છે, પણ મારી સ્ત્રી બહુ નાની છે –અનઘડ છે, એટલે એકલા રહેવાય એમ નથી. એની સાથે મા અથવા એવીજ કોઇ આધેડ વયની સ્ત્રીની જરૂર છે."

મી૦ મીલનને દેશીઓના જીવનની ખબર હતી એટલે તેણે વધારે આગ્રહ કર્યો નહોતો.

મીલને ગંભીરતાથી–ઉપરીના દમામથી પણ ખોટું ન લાગે એવી ઢબમાં કહ્યું કે "તમારે જાતે એની તપાસ કરવી અને વાતમાં કેટલી સત્યતા છે તેની ખાત્રી કરવી."

જીવનલાલ: "ચોક્કસ ઘેર જઇ તરતજ તપાસ કરીશ ને બંગડીઓ પાછી મોકલાવીશ."

મીલન: "તે સાથે તમારી સ્ત્રી તેમજ તમારા કુટુંબને સ્પષ્ટ જણાવવું કે આવી રીતભાતમાં કેટલું જોખમ છે. લાંચ એ સરકારની નજરમાં મોટો ગુન્હો છે. તમારો પગાર નાનો નથી અને તમને કોઈ પણ તરેહની લાલચ ન લાગે માટેજ એવડો મોટો પગાર આપવામાં આવે છે. કાયદાનો ભંગ કરવાથી તમે ભારે આપત્તિમાં આવી પડશો. વખત છે ઘેર બેસવું પડે, એટલુંજ નહિ પણ તેથી એ વધારે..."

મીલન, એક મિત્ર તરીકે સલાહ આપતો હતો, છતાં ઉપરી અમલદાર તરીકે જ અત્યારે કહેતો હતો. ઇંગ્રેજો–ખરા કેળવાયેલા

ઇગ્રેજો ખાનગી અને જાહેર ગુણોમાં ભેદ સમજી શકે છે ને તેથીજ તેઓ વધારે ઉન્નત થાય છે. મીલનનો એક એક શબ્દ, બાહ્યથી સદોષ પણ અંદરથી નિર્દોષ જીવનલાલના હૃદયમાં ઉના તેલ જેવો હતો. ઠપકો નહોતો–સલાહ હતી, પણ સલાહ ઠપકા કરતાં ભારે હતી. જીવનલાલનો સ્વભાવ બહુજ લાગણીવાળો હોવાથી મીલનના શબ્દોની બહુજ અસર થઇ, કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના તે કલેકટરની રજા લઇ–ભવિષ્યમાં આવું નહિ થવા દેવા અંતઃકરણપૂર્વક જણાવી ગાડી મંગાવી ઘેર ગયો. ક્ષણવાર મીલન ઉપર યુરોપીઅન ઑફિસર તરીકે પોતાની સત્તા ચલાવે છે એમ લાગવાથી ખોટું લાગ્યું–દેશી અમલદારનો દોષ કાઢે છે, એમ લાગ્યું; પણ વિચાર કરતાં મીલનનું વર્તન પવિત્ર, શુદ્ધ હેતુવાળું અને ન્યાયપુરઃસરજ લાગ્યું.

પોતે આસિસ્ટંટ કલેકટર છે, તેનો લાભ લઇ પોતાની મા કેટલાકો ઉપર સરજોરી કરે છે ને સત્તા ચલાવે છે, તેની તેને ખબર હતી. બહુમાં બહુ તો શાક–દારૂખાનું વગેરે–એવી નાની નાની ચીજો લેતી હશે એમ એનું માનવું હતું; પણ કહ્યા પછી, હુકમ કર્યા પછી, રૂપીઆ–દાગીના–જવાહીર ઘરમાં આવતું હશે, તેની આપણા આસિસ્ટંટ કલેકટરને જરાએ ખબર નહોતી. માએ બંગડીઓ લીધી, વહુએ સ્વીકારીઃ છતાં સોનીને સાંથી આવી એમ કહ્યું. બંગડીઓ લેવાથી, એક ક્ષણવાર આનંદ કરવામાં, આસિસ્ટંટ કલેકટરનાં ધણીઆણીને હિરા મોતીની બંગડીઓ છે એવી વાહવાહ કહેવડાવવામાં કેટલું કેટલું જોખમ છે, તેની તેમને ક્યાં ખબર હતી? આવું થયું ત્યારે મી. મીલનને કહેવું પડયું ને! એ તો હજી કલેકટર સારો, પણ એટલું કહ્યા વિનાજ ફરિયાદ માંડી હત તો—'તો'–નો વિચાર આવતાં આસિસ્ટંટ કલેકટરને ઠેકાણે કોર્ટમાં–તહોમતદારના પીંજરામાં–ત્યાંથી કેદખાનામાં પગે બેડીઓવાળો પોતે! એ વિચાર થતાં ત્રાસ થયો, ગભરાયો ને બાળકની માફક રોઉં રોઉં થઇ ગયો.

બસ, ઘરમાં જઇ તેણે એકદમ બધાની ધૂળ કાઢી નાખવા વિચાર કર્યો. કુટુંબના વડીલ પોતાના બાપ છે, તો તેમને કહી તેમની મારફત ઘરમાં કહેવરાવવું, તે આપણા હિંદુ આસિસ્ટંટ કલેકટરને ઠીક ન લાગ્યું, પણ ઘરમાં પોતાની સત્તા કેટલી છે, પોતે શું કરી શકે એમ છે, એ જણાવવાની જરૂર જણાઇ અને ભવિષ્યમાં એવું કરી ન શકે તે માટે દાખલો બેસાડવા દ્રઢ નિશ્ચય કર્યો.

ગાડી ઘર આગળ પહોંચતાં, ગાડી ઉભી રહે તે પહેલાંજ તેનું બારણું ઉઘાડી, ઉભી રહેતાં ઉતરી પડી, ઘરમાં એમને એમ પેઠો. મોટાનાં કે નોકર ચાકરવાળાનાં ઘરોમાં બને છે તેમ, નવરાશની વેળાએ કાં તો નિંદા, નકામા ગપાટા કે ચોપાટ રમાય છે, તેમ અત્યારે આપણા આસિસ્ટંટ કલેકટરના ઘરમાં હતું. ચોપાટ ચાલતી હતી. સાસુ–વહુ–નણંદ ને ફોઇજી રમતાં હતાં. ભટ, નોકર, ચાકરડી પણ શેઠાણીબાની પડોશમાં ઘરનાંજ માણસ જેવાં હોય, તેમ બેઠાં હતા ને રમતમાં ભાગ લેતા હતાં. વળી વચમાં વચમાં લાગ આવે મશ્કરી પણ કરતાં હતા. અશ્લિલ વાતો ને મશ્કરી, એજ એમની ગમ્મત હતી. સુધરેલા–કહેવાતા સુધરેલા કુટુંબોમાં નિંદા–નિદ્રામાં વખત જાય છે. ત્યારે અજ્ઞાન પૈસાદાર કુટુંબમાં આમ વખત ગળાય છે. શાંતિની કાંકરી મરી તેની ધમાચકડી, હાહા હીહી ને હોંસાતોસી ચાલતી હતી ત્યાં જીવનલાલ જઈ ચડયો. કોઇ દિવસ નહિ ને 'સાહેબ આમ ક્યાંથી ?' એમ ભટને થતાં 'બા–બહેન–સાહેબ' કહેતો ભટ ઉભો થયો કે સઘળાં ઉભાં થયાં. શાંતિ લાજ કાઢી અંદર નાસવા ગઇ ત્યાં જીવનલાલે ગુસ્સાથી બુમ પાડી: "ઉભી રહે! કોઇએ અહીંથી જવાનું નથી." બધાં સઢ થઇ ઉભાં રહ્યાં એટલે જીવનલાલે જે કહેવાનું હતું તે શાંતિથી–ગંભીરતાથી પણ બધાના મનમાં ત્રાસ પેસી જાય એવી રીતે કહ્યું. શાંતિની પાસે જઇ તેના હાથમાંથી બંગડીઓ કાઢી લીધી. કોઇથી સું કે ચાં થાય એમ નહોતું. થોડી વારે શાંતિએ રોતાં રોતાં

સાસુનો વાંક કાઢયો ને સાસુએ વહુનો વાંક કાઢયો. એક બીજા માટે જેટલું બોલાય તેટલું બોલ્યાં. પછી તેમને મુગાં રાખી જીવનલાલે ફરીથી કહ્યું: "મારી મા અને મારી સ્ત્રી કરતાં મારી નોકરી, મારી આબરૂ મને વધારે વ્હાલી છે, તેથી તે ખોઉ કે કરતાં તમને ખોવાં એ મને વધારે સારૂં છે, સમજ્યાં! તમને એકલાંને નથી કહેતો—આખા ઘરને—નોકરથી માંડીને બધાંને કહું છું. આ સંબંધી બીજા કોઈનું ચાલવાનું નથી. મારી મરજી પ્રમાણે વર્તવું ન હોય તો કાલથી હું મારે જૂદો બંગલો રાખી રહીશ. મારે ત્યાં તમારો કોઇનો ખપ નથી. ન ફાવે તો તમે ધંધુકે જાઓ. તમને મારા બંગલામાં પગ મૂકવા નહિ દઉં—હું બીજી સ્ત્રી પરણીશ ને તે તમને કોઇને ઘરમાં પેસવા નહિ દે."

શાંતિ અનઘડ—મૂર્ખી શાંતિ આનો ઉંડો અર્થ સમજી જ નહોતી. "બંગડીઓ લીધી એમાં શું થઇ ગયું? રાજારજવાડામાં કારભારીઓ—ફોજદારો ટૂંકા પગારમાં ઘરબાર બાંધે છે ને પૈસો કરે છે તે કાંઇ લાંચ વગર? અને કોઇ ભેટ આપે તેને લાંચ કહેવાય ખરી? ને લાંચ હોય તો એ બધું લઢવાનું શું! ના, એ તો બહાનું છે. સાસુની રીસ વહુ ઉપર. મને કાંઇ છોકરૂં હત તો આમ લડત ખરા કે? આમ બધાની વચ્ચે મારી બંગડી કાઢી શકત કે? બીજી સ્ત્રી લાવીશ એમ કહી શકત કે?" આટલા વિચારની સાથે તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો ચાલવો શરૂ થયો. જીવનલાલ હતો ત્યાં સુધી સહુ મુગાં હતાં, પણ એના જવાની સાથેજ બધાંની જીભ છૂટી—એક બીજાનો વાંક—જીવનલાલ ઉપર વહી ગયાનો આરોપ, માની આમન્યાનો થતો લોપ, વગેરે ચર્ચા એક સામટી થવા માંડી. શાંતિ તો એમ સમજતી હતી કે "પેલી રાં...આવી ત્યારથીજ ઘરમાં કલેશ પેઠો છે—એણે જીવનલાલને ભોળવી દીધો છે. બીજી સ્ત્રી લાવવાની તે એ રાં...મડમડી, એ રાં...ની શી સત્તા છે કે મને ઘરમાં ન પેસવા દે. આ બધાં બહાનાં છે

ને એને ઘરમાં ઘાલવાનીજ આ બધી ખટપટ છે. એને લઈ જૂદા રહેવું છે ને નાત જાત સગાંવહાલાંની દરકાર કરવી નથી; પણ હું એ ખરી કે એમને ને એ રાં...ને જંપવાજ ન દઉં ને જીવ લઉં જીવ!'' શાંતિનો આ બળાપો સદ્‌ભાગ્યે કોઇએ સાંભળ્યો નહોતો. ફોઇજી રસોડામાં ભટને મદદ કરતાં હતાં, તેમનાથી આ ઘાંટા સંભળાયા નહિ એટલે વાસણ જોરથી પંછાડયું. ધબકારાની સાથે બધાનું ધ્યાન ત્યાં ગયું ને દોડયા, તેની સાથે ઘરમાં શાંતિ પ્રસરી.

# પ્રકરણ ૧૦ મું

## નવી મુલાકાત

આજ આસિસ્ટંટ કલેક્ટરનાં મીસીસ પોતાને બંગલે આવવાના હોવાથી મીસીસ મીલન કારભારમાં પડયાં હતાં. વખત સાત અને નવ વચ્ચેનો રાખેલો હોવાથી મીસીસ મીલન વહેલાં પરવારી બેઠાં હતાં ને મહેમાનનો સત્કાર કરવાની તૈયારી કરતાં હતાં. બંગલામાં કાગળનાં ફાનસ ને તોરણો લટકાવ્યાં હતાં. એક થાળમાં હારગોટા ને થોડાં ફૂલ ને બીજામાં પાનસોપારી, અત્તર, ગુલાબ, રાખવામાં આવ્યાં હતાં. ચાહ વગેરેની ગોઠવણ નહોતી, કારણ મહેમાન હિંદુ હોવાથી સાહેબ લોકને ત્યાંનું કાંઈ ખપે એમ નહોતું. બટલર–બૉય વગેરેને બહાર આવવાની–ફરવાની મનાઈ કરવામાં આવી હતી. કલેક્ટર સાહેબને પોતાને પણ પોતાના બંગલામાથી સાત વાગતા પહેલાં કાઢી મૂકવામાં આવ્યા હતા, એટલે તેઓ જડજ સાહેબને ત્યાં બીલીયર્ડ રમવા ઉપડયા હતા. મીસ લીલી અને મીસ ડેવીસ અંદરના ઓરડામાં રાહ જોતાં બેઠાં હતાં.

"બ્રુમ" આવી પહોંચી અને મીસીસ મીલન મીસ ડેવીસની સાથે બહાર નીકળ્યાં. મીસીસ મીલન પોતે કલેક્ટરનાં વહુ હોવાથી હિંદુઓનાં સરભરાના નિયમ પ્રમાણે બારણા પાસેજ ઉભાં રહ્યાં અને મીસ ડેવીસ ઓટલાના પગથીયાં પાસે ગયાં. ગાડીનું બારણું

ઉઘડયું ને અંદરથી એક સ્ત્રી નીચે ઉતરી. બીજી બે સ્ત્રીઓ ગાડીમાં જ બેસી રહી. મીસ ડેવીસે બહુએ આગ્રહ કર્યો, પણ વ્યર્થ. ગાડી ચાલી ગઇ.

આગળ મીસ ડેવીસ ને પાછળ પેલી સ્ત્રી એમ ઓટલા ઉપર ચઢયાં. પેલી સ્ત્રીએ જરા ઘુમટો તાણ્યો હતો ને આગળ પાછળ જોતી હતી. કોઇ પુરૂષ નથી, એમ ખાત્રી થતાં તેનામાં જરા હિંમત આવી. હોલના બારણા આગળ મીસીસ મીલન ઉભાં હતાં, તેમણે હસીને ડોકું નમાવી ને હાથ લંબાવ્યો. પેલીએ ઉચું જોયું. મીસીસ મીલને આસિસ્ટંટ કલેકટરનાં વહુને પહેલીજ વાર જોયાં. કસબી સાડી, હાથે પગે ઠસઠસીને પહેરેલું ઘરેણું, જૂના કટની ચોળી, પગમાં કલ્લા, નાકે વાળી, કપાળમાં ચાંલ્લો ને ઠેઠ મ્હોં લગભગ ઢંકાઈ જાય એવો છેડો રાખ્યો હતો. આ સુંદર આકૃતિને શરણગારવામાં જરાક ઉચ્ચ ભાવના હોત, એ સુંદર આકૃતિને અંતરથી સુઘડ–સુશિક્ષિત બનાવવા પ્રયત્ન થયો હોત તો ખરેખરજ તે દીપી નીકળી અંદર તેમજ બહારથી સુંદર અને મોહક થાત, પણ તેમાંનું કાંઈજ નહોતું. મીસીસ મીલન પોતાના પતિના આસિસ્ટંટની પત્ની સાથે ઉપરી તરીકે વર્તવા નહોતી ઇચ્છતી. મીસીસ મીલન હિંદુઓ સાથે ને તેમાં હિંદુ સ્ત્રીઓ સાથે વધારે પરિચયમાં આવી, તેને ઉચ્ચ સ્થિતિએ લાવવા–તેમના સદ્ગુણોનો વિકાસ કરવા ચાહતી હતી; પરંતુ અવકાશ–અનુકૂળતા–સહાયની ન્યૂનતા હતી. તેણે પોતાની ભાષામાં, આવવાની તસ્દી લીધી તે માટે ઉપકાર માન્યો, પણ સમજનાર કોણ ! સમજાવનાર કોણ ! જીવનલાલ હજી આવ્યા નહોતા અને આયા ફીરંગી હતી એટલે કદાચ હિંદુ આસિસ્ટંટ કલેકટરનાં હિંદુ પત્નીને ગમે કે ન ગમે. જીવનલાલ આઠ વાગે આવવાનો હતો; એમનાં વહુ થોડાં વહેલાં આવ્યાં હતાં. મીસીસ મીલને ઘડિયાળ કાઢી ટાઇમ જોયો–આઠમાં દશ મીનીટ બાકી હતી. ઘડિયાળ–લેડીઝ

વૉચ–સોનાની હતી અને તેના ઉપર નાજુક પાસા પાડેલા ઝીણા હિરા હતા. વળી તે હિરા નાના નાના તારાની આકૃતિમાં જડેલા હોવાથી શોભી નિકળતા હતા. આવેલાં આસિસ્ટંટ કલેકટરનાં વહુની નજરે ઘડિયાળ પડી અને તે જોવા હાથ લંબાવ્યો. મીસીસ મીલને તરતજ ઘડિયાળ કાઢી આપી. ઘડિયાળ હાથમાં લઇ અજવાળામાં જોતી હતી, ત્યાં તેની નજર મીસીસ મીલને પહેરેલી હિરાજડિત બંગડી ઉપર ગઇ એટલે આસિસ્ટંટ કલેકટરનાં વહુ ઘડીમાં ઘડિયાળ તરફ તો ઘડીકમાં બંગડી તરફ જોવા લાગ્યાં. ઓરડામાં દાખલ થતાંજ મીસીસ મીલને ફૂલહાર આપ્યા. અંદર કોઈ આવે છે એવી ખબર પડતાંજ મીસ લીલી કોચ ઉપરથી ઉભી થઇ અને હાથ લાંબા કરી જીવનલાલનાં પત્નીને મળવા અધીરી થઇ. જીવનલાલની પત્નીની નજરે અંધ-ઇંગ્રેજ કન્યા પડતાંજ તેનાથી ત્રાસતી હોય તેમ બે પગલાં પાછી ફરી અને સ્નેહથી લંબાવેલા હાથની જરા પણ દરકાર ન કરી. મીસીસ મીલનને આ વર્તણુંક અણછાજતી લાગી, પરંતુ અણઘડ હિંદુ સ્રીને નવું નવું લાગે એ સ્વાભાવિક છે એમ માની, એના હાથ પકડી લીલીના હાથમાં મૂક્યા; પરંતુ અંધ લીલીનો સ્પર્શ થતાંજ આસિસ્ટંટ કલેકટરનાં પત્નીનું હૃદય ચમક્યુ અને ધોળો હાથ કાળો નાગ હોય એમ લાગ્યું.

લીલી, જીવનલાલની વહુને મળવા તલપાપડ થઇ રહેલી લીલીએ સ્નેહથી આવકાર આપ્યો પરંતુ તે સઘળું તુંબડીમાંના કાંકરાજ હતા. લીલીએ એક હાથ હાથમાં રાખી. બીજા હાથે પાસે ખેંચી જીવનલાલની વહુને માથે–વાંસે–મ્હોંએ પ્રેમથી હાથ ફેરવવા માંડયો. મ્લેચ્છ આંધળીનો સ્પર્શ થતાં અભડાઇ ગઇ હોય તેમ આસિસ્ટંટ કલેકટરની પત્ની લીલોને તરછોડી દૂર જઇ ઉભી અને લીલી—નિરાશ થયેલી લીલી કોચ ઉપર, અઢેલી પડી.

મીસ ડેવીસઃ "લીલી ! કેમ તબિયત ઠીક નથી !"

મીસ લીલીઃ " ના, નાઃ પણ જરાક ગભરાઈ ગઇ."

મીસ ડેવીસઃ " શાથી ?"

લીલી કારણ આપી શકી નહિ ને તે જીવનલાલની વાટ જોતી મુગી બેઠી. મીસીસ મીલને આસિસ્ટંટ કલેક્ટરની પત્નીને તેને માટે ખાસ રાખેલી નરમ ખુરશી ઉપર લઈ જઈ બેસાડી. મહેમાન–અશિક્ષિત મોંઘા મહેમાનને ગમે તે રીતે ખુશ કરવાનું કામ મીસીસ મીલને માથે લીધું હતું અને એટલા માટે ગ્રામોફોન ચલાવી એકાદ બે દેશી ગાયનો–તુલસીકૃત રામાયણની ચોપાઇઓ સંભળાવી, પરંતુ આપણા આસિસ્ટંટ કલેક્ટરની પત્નીએ નાટકો જોયાં નહોતાં, ગાયનો સાંભળ્યાં નહોતાં. ગ્રામોફોન આમ છેક નજદીક કદી દીઠું નહોતું અને રામાયણ જેવા પવિત્ર પુસ્તકની ચોપાઇઓ પરધર્મી સંભળાવે એ તેને મનથી તો મહાન પાપ હતું, એટલે એમાં એને રસ પડ્યો નહિ–સાંભળવાની જરાએ દરકાર કરી નહિ અને પાંજરામાંના વાઘ કે સિંહની માફક તેણે આમ તેમ ફરવા માંડયું. જે લીલી આસિસ્ટંટ કલેક્ટરની વહુને જોવા માટે ઠેઠ વિલાયતથી આવી હતી, જેને જોવા માટે પોતે એને ઘેર ગઇ હતી, જેને બોલાવવા માટે પોતે ખાસ આમંત્રણ કર્યું હતું, તે લીલી અત્યારે ગ્લાનિગ્રસ્ત–તટસ્થ હોય–ઓળખતીજ ન હોય અથવા અપમાન પામી હોય તેમ મુગી બેસીજ રહી.

મીસીસ મીલન અને મીસ ડેવીસ બંને દિલગીર થયાં. દેશી આસિસ્ટંટ કલેક્ટરનાં પત્નીને ખુશ કરવાના તેમના બધા પ્રયત્ન નિષ્ફળ નિવડયા અને પ્રસંગજ ન આવ્યો હોત–મીસ લીલી શાંતિને મળવા દુરાગ્રહી ન થઈ હોત–એ પ્રસંગ આ સ્થળે ન આવ્યો હોત તો સારૂં, એમ એમના મનમાં થયું.

દિવાનખાનામાં બારી બારણાં ખુલ્લાં હતાં અને એમાંથી સાંજનો વખત હોવાથી નદી તરફનો ઠંડો ને ધીમો પવન આવતો

હતો. બાગમાં ક્વચિત પાંદડાનો ખડખડાટ અને પક્ષીઓનો ફડફડાટ સંભળાતો હતો. સર્વત્ર શાંતિ હતી. છતાં દૂર ગામનાં કુતરાંના ભસવાથી તેમજ કોઇને ત્યાં લગ્નના પ્રસંગે વાગતાં વાજાંના અવાજથી આ શાંતિનો ભંગ થતો હતો. મીસ લીલી–અંધ લીલીની નજર બારી તરફ હતી. કાન પગરવ સાંભળવા ઉત્સુક હતા, ગાડીઘોડાનો ઘોંઘાટ જરાએ સંભળાતો નહોતો; છતાં મીસ લીલીને તો પ્રત્યેક પળે મી. જીવનલાલના ભણકારા વાગતા હતા. જીવનલાલ ઓરડામાં દાખલ થતો હોય તેમ તેને મળવા મીસ લીલી ઉભી થવા ગઈ પણ બીજીજ પળે શાંત થઇ કોચ ઉપર પડી. પરંતુ તેટલામાંજ મી૦ જીવનલાલની બગી બંગલાના કમ્પાઉંડમાં દાખલ થઇ.

જીવનલાલને માટે આ સ્થળે વરધીની જરૂર ન હોવાથી સિપાઇઓ વરધી આપવા ન આવ્યા અને જીવનલાલ હૉલમાં દાખલ થયો. જીવનલાલે બૂટ મોજાં પાટલુન કોટ ઇંગ્લિશ ઢબનાં પહેર્યાં હતાં, માત્ર પાઘડી અને ખેસ સ્વદેશી હતાં. કેળવાયેલા હિંદુઓમાં આટલોજ પહેરવેશ પ્રજાદર્શક રહ્યો છે. હૉલમાં કાથાની જાજમ પાથરેલી હોવાથી જીવનલાલના બૂટનો અવાજ થયો નહિ. મીસ લીલીનેજ જીવનલાલનો બાલપરિચય હોવાથી તેનો પગરવ ઓળખાતો હતો તેથી ચર્મ ચક્ષુઓથી નહિ પણ હૃદય ચક્ષુએ પોતાના પ્રિયજનને ઓળખી કાઢયો.

જીવનલાલે હૉલમાં દાખલ થતાંજ ચોગરદમ આંખ ફેરવી, વસ્તુસ્થિતિ સમજી, તરતજ મીસીસ મીલન તરફ ગયો. જીવનલાલને જોતાંજ મીસીસ મીલન સ્મિતહાસ્ય કરતી, સભ્યતાથી ઉભી થઇને બોલી: "મી૦ જીવનલાલ! તમને જોઇ હું બહુજ ખુશી થઇ છું. ખરેખર તમારા વિના બધું અંધારૂં હતું. અમે એક બીજાની વાત સમજતાં નથી!"

મીસીસ મીલન જેવી સભ્ય સન્નારી–પોતાના ઉપરી કલેકટરની

પત્નીના અંતઃકરણપૂર્વકના સત્કારની, આપણા આસિસ્ટંટ કલેકટરે-આપણા સુશીલ ગણાતા જીવણલાલે જરાયે દરકાર ન કરી. જીવણલાલની દૃષ્ટિ તો પેલી હિંદુ સ્ત્રી ઉપર જ હતી. નજર પડતાંની સાથેજ તે સ્ત્રી કોચ ઉપર ગભરાયેલી હરિણીની માફક પડી. ક્ષણવાર ગભરાયેલી લાગી પણ પાછી તરતજ નિડરતાથી જીવનલાલ સામું જોવા લાગી. જીવનલાલે સ્વભાષામાં ઠપકો દેતો હોય તેમ તેને કાંઇક કહ્યું અને એનો ઉત્તર પેલીએ એજ ભાષામાં અને એજ ઢબમાં આપ્યો. મીસીસ મીલન ઘડીમાં ગુસ્સે થયેલા જીવનલાલ તરફ તો ઘડીમાં તેની હિંદુ પત્ની તરફ જોઇ "આ શું" એ કાંઈ સમજી શકયાં નહિ. મીસ લીલીના કાને ભાત્ર ભાગ્યાતુટયા ક્રોધના શબ્દો આવતા હતા. તે વિચારમાં પડી હતી અને એક હાથ કોચ ઉપર રાખી ઉભી ઉભી આમતેમ ડાફ્રીયાં મારતી હતી. પેલી સ્ત્રી અને જીવનલાલ વચ્ચે વળી વાગયુદ્ધ ચાલ્યું પણ આ વખતે હિંદુ સ્ત્રી નરમ થઈ ગળગળી થઇ ગઇ. મીસ લીલી પોતાનો જીવનલાલ આમ પત્નીને ધમકાવે એ ખમી ન શકી અને છેવટે બોલીઃ "જીવનલાલ! સુધરેલા થઇ આમ અમારી વચમાં તમારાં પત્નીને લઢો એ સારૂં કહેવાય! તમારાં પત્ની કયાં છે? મારી પાસે લાવશો?"

જીવનલાલઃ "ઇશ્વર જાણે કયાં છે તે? આ સ્ત્રી મારી પત્ની નહોય!"

પેલી અસભ્ય–નિર્લજ્જ સ્ત્રી–આસિસ્ટંટ કલેકટરની પત્ની થઈ આવેલી સ્ત્રી હસતી હતી. આ જોતાં મીસીસ મીલનનો મિજાજ ગયો ને એકદમ બોલી ઉઠીઃ "ત્યારે એ છે કોણ?"

જીવનલાલની સ્થિતિ અત્યારે કઢંગી થઈ હતી. શું ઉત્તર આપવો તે તેને સૂઝયું નહિ. પોતાના ઉપરી અમલદારના ઘરમાં પોતાની બેઆબરૂ થઇ, એટલુંજ નહિ પણ કલેકટરનાજ ઘરમાં તેની સ્ત્રીનું આવું અપમાન થયું એ વિચારથી આપણો આસિસ્ટંટ કલેકટર

દિગ્મૂઢ થયો. મીસીસ મીલને ફરીને પ્રશ્ન પૂછ્યોઃ "મી૦ જીવનલાલ! તમે આ સ્ત્રીને ઓળખો છો ખરા?"

જીવનલાલ: "હા, એ અમારે ત્યાં રહે છે."

મીસીસ મીલનઃ "પણ એ તમારાં પત્ની તો ન્હોયજ ને?"

જીવનલાલઃ "નહિજ; પણ એ મારી સ્ત્રીને બદલે અહીં આવી લાગે છે. આ રીતે આવનાર અને મોકલનારની હું ખબર લઇશ અને સખ્ત શિક્ષા કરીશ."

જીવનલાલ ફરીને પેલી સ્ત્રી પાસે ગયો અને સખ્ત શબ્દપ્રહારથી રોવરાવી હૉલ બહાર કાઢી. મીસ-ડેવીસ અને મીસીસ મીલન પાછળ પાછળ ગયાં. જીવનલાલે જાતે ગાડી મંગાવી, કાંઈ પણ બોલવાની સખ્ત મનાઇ કરી, ગાડીમાં બેસાડી, ગાડી બારોબાર ઘેર લઈ જવા કોચમેનને હુકમ આપ્યો. ગાડી જીવનલાલના ઘર આગળ પહોંચતાંજ બારણું ઉઘાડી તે નિર્લજ્જ સ્ત્રી માજીને ખબર આપ્યા સિવાય ચાલી ગઈ.

મીસીસ મીલન અને મીસ ડેવીસ 'આ શું થયું?' એનો હેતુ શો? વગેરે કાંઇ સમજ્યાં નહોતાં અને જીવનલાલ પાસેથી ખુલાસો મેળવવાની તીવ્ર ઇચ્છાએ તેની વાટ જોઇ ઉભાં હતાં. 'આ સ્ત્રી અહીં ક્યાંથી આવી? ને તે પણ પોતાનીજ ગાડીમાં?' એ વિચારે જીવનલાલ તો તદ્દન બેફામ બની ગયો હતો. પોતાના ઉપરી તેમ મિત્રનાં પત્નીનું આવું હડહડતું અપમાન પોતાના માણસોથી થયેલું જોઇ તે શરમિંદો થઈ ગયો હતો. મીસીસ મીલન જેવી ઉચ્ચ અમીરની સ્ત્રીને ત્યાં ખાસડા ઉપાડનાર—હલકામાં હલકી સ્ત્રી આવે વેષે એ કેમ ખમાય એનું ઓળખાણ આપવું એ પણ એક અંગ્રેજ બાનુનું અપમાન નહિ તો શું? મી૦ મીલનને મી૦ જીવનલાલ માટે કેવો અભિપ્રાય થશે? મીસ લીલી આટલા વરસે આટલા દૂર દેશથી આવી તેનો આવો સત્કાર! ન્યાત નહિ, જાત નહિ, સગાં નહિ, વ્હાલાં

નહિ—એવા પરદેશમાં મીસ લીલીએ મી૦ જીવનલાલની મરજી સાચવી હતી, મી. જીવનલાલને હૃદયમાં સ્થાન આપ્યું હતું, તેજ જીવનલાલનું આવું વર્તન ! જીવનલાલે મીસીસ મીલનને કાંઈક ખુલાસો તો આપવો જોઈએ, તેથી કહ્યું કે: "છેલ્લી ઘડીએ મારી અભણ પત્નીને અહીં આવવા હિંમત નહિ રહી હોય ને મીસ લીલીને નિરાશ ન કરવાના ઈરાદાથી આ...ને મોકલી હશે."

'આ...ને' એટલું કહેતાં આપણા આસિસ્ટંટ કલેકટરને નવનેજા થયાં. મીસીસ મીલન ! એ એટલી તો બેવકુફ છે ને યુરોપીઅન રીત-રિવાજથી એટલી તો અજ્ઞાન છે કે એના મનથી એમ થયું હશે કે પોતે ન જઈ અપમાન આપવા કરતાં પોતાને બદલે બીજા કોઈને મોકલવું સારૂં."

મીસીસ મીલન હૃદયની નિખાલસ હતી. હિંદુ સ્ત્રીઓની કુટુંબ કથાનો કાંઈક અનુભવ હતો અને મી. જીવનલાલ માટે લાગણી હતી. એટલે જીવનલાલ માટે હલકો વિચાર તેમને આવ્યો જ નહોતો.

તે બોલ્યા: "મી. જીવનલાલ ! એ બાનુ એવુંજ કાંઇ બોલતાં હતાં, પણ અમે કાંઈ સમજ્યાં નહોતાં."

જીવનલાલ: "એને હું મારી સાથે ન લાવ્યો એ ખોટું કર્યું. એને ગાડીમાં બેસાડી પાછળજ બીજી ગાડીમાં હું આવ્યો હોત તો આ સ્થિતિ ન થાત."

મીસીસ મીલન: "ત્યારે તમારાં વહુ ઘરમાંથી તો નિકળ્યાં હતાં કે?"

જીવનલાલ: "હા, હા; મારી બાએ તેને મારાં ફોઇની સાથે મોકલેલી મેં જોઇ છે ને!"

જીવનલાલે આટલું કહી સભ્યતા અને સ્વમાન સાચવી મીસીસ મીલનની ક્ષમા માગી અને પોતાની પત્નીના છોકરવાદપણા અને અજ્ઞાનપણા માટે દરગુજર કરવા વિનંતિ કરી. ભલી અને માયાળુ

મીસીસ મીલનને ઉદાર દિલે ક્ષમા આપી, એટલુંજ નહિ પણ એ વાત મનમાંથી કાઢી નાખવા કહ્યું, ખરી રીતે એમાં કાંઈ જીવનલાલનો દોષ નહોતો. જો કે આ બનાવથી પોતાને તેમ પોતાના પતિને જે ખમવું પડયું હતું તે ઓછું નહોતું; છતાં મી. જીવનલાલનો આમાં કાંઈ પ્રપંચ નહોતો એમ તે બરાબર સમજી હતી.

મીસીસ મીલનઃ "મી. જીવનલાલ! મીસ લીલી બિચારી એકલીજ છે. આ શું બન્યું તે કાંઈ તે સમજી નથી માટે એની પાસે જવું જોઇએ."

જીવનલાલઃ "મીસ લીલીને મારે લીધે સોસવું પડયું છે, માટે જાતેજ તેમની માફી માગીશ."

મીસીસ મીલનઃ "બરાબર, તમે ત્યાં જાઓ અને હું હવે જરા આરામ લઇશ, મીસ ડેવીસ! ચાલો."

મીસીસ મીલન સારી રીતે જાણતી હતી કે મીસ લીલી અને જીવનલાલ વચ્ચે ગાઢ પરિચય છે અને આવી વાતમાં એક બીજાનાં હૃદય ખોલાતાં હોય તે સમયે ત્રીજા માણસની હાજરી વિઘ્નકર્તા થઇ પડે છે.

મીસ લીલી આટલા વખતમાં એકજ વખત બોલી હતી અને પોતે એકલીજ ખરી સ્થિતિ સમજી હતી-સમજી છે એમ માની મુગી રહી હતી. આંખનો બરાબર ઉપયોગ કરનાર એકજવાર એક વસ્તુ કે એક ચહેરો જૂએ કે ફરી તે વસ્તુ કે ચહેરો ઓળખવો ભારે પડતો નથી, તેમ મીસ લીલીએ શાંતિનો સ્વર સાંભળ્યો હતો અને તે સ્વર તેના હૃદયમાં-તેના મગજમાં હમેશને માટે રમી રહ્યો હતો. એ શાંતિ અને શાંતિને નામે આવેલી જીવનલાલની પત્નીના અવાજમાં તફાવત હતો. એ તફાવત આ અંધકન્યાને તરતજ જણાયો હતો અને તેટલાજ માટે તે મુગી રહી હતી. તેનો

ઉત્સાહ–ઉમંગ નષ્ટ થયો હતો. મીસ ડેવીસે તેમજ મીસીસ મીલને શાંતિને કદી જોઇ નહોતી, તેમ બોલતાં સાંભળી નહોતી. 'આ મારી પત્ની નહોય '–એ શબ્દો મીસીસ મીલનને તાજુબ કરે એવા હતા, પણ એ શબ્દોથી મીસ લીલીને કાંઇ પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું નહોતું. શું બને છે? એનો તાલ જોવાજ મીસ લીલી કોચમાં પડી પડી બારણા પાસે મીસીસ મીલન અને મી૦ જીવનલાલ વાતો કરતાં હતાં, તેના ભાગ્યાતૂટયા શબ્દો સાંભળતી હતી. એવામાં જીવનલાલ એકદમ એના કોચ પાસે આવ્યો અને ધીરે સાદે બોલ્યોઃ "મીસ લીલી! તમને અને મીસીસ મીલનને આજે જે અપમાન થયું છે તે બદલ મને ક્ષમા આપશો?

જીવનલાલ, ઇંગ્લાંડનો સ્નેહાળ જીવનલાલ પોતાની જીવનદોરી જીવનલાલ–હૃદયનું આકર્ષણ જીવનલાલ, આમ ગદ્દગદિત અવાજે પાસે આવી ક્ષમા માગે તે આ કોમળ બાળાથી કેમ સહન થાય.

લીલીઃ "જીવનલાલ! તમારી આ સ્થિતિ માટે મને બહુ લાગે છે, જે દુઃખ તમને થયું છે તે જોતાં અમને કાંઇજ થયું નથી, એમ કહીએ તો ચાલે."

જીવનલાલઃ "લીલી! ખરેખર. મેં જાતે મારી પત્નીને અહીં આવતાં જોઇ છે. કોણ જાણે કેમ, છેલ્લી ઘડીએ તેની હિંમત રહી નહિં હોય!"

લીલીઃ "જીવનલાલ! પણ તેનો હાથ–તેનો ચ્હેરો તો તમારાં પત્ની જેવોજ કોમળ હતો. તો તે શું તમારી કોઇ સગી હતી?"

જીવનલાલઃ "ના–રે–ના. એ તો અમારી સગીજ નથી."

લીલીઃ "ત્યારે તે કોણ હતી?"

જીવનલાલઃ "અમારે ત્યાં રહે છે એટલું જ."

આટલું બોલતાં જીવનલાલ શરમિંદો પડી ગયો પણ એના સદ્દભાગ્યે લીલીથી તે જોવાય એમ નહોતું.

લીલી: "ત્યારે જે કન્યા સાથે તમારી મા તમને બીજી વાર પરણાવવા ધારે છે તે હતી?"

જીવનલાલ: "ના, ના; લીલી તમે મને એવા પ્રશ્ન પૂછી શરમાવો નહિ. હિંદુ સંસારની જાળ ઉકેલવી કઠિન છે અને તેમાં તમને સમજણ નહિ પડે! તમો વિદેશીઓને બધું વિચિત્રજ લાગશે. ખરેખર આજના બનાવ માટે મને બહુજ ગ્લાનિ થાય છે. લીલી! ઇગ્લાંડમાં તમારા પિતાને ત્યાં મારી ભૂલ થતાં ઘુંટણીએ પડી હું ક્ષમા માગતો તેમ આજે મને માગવા દો."

આટલું બોલી આસિસ્ટંટ કલેક્ટર લીલીને પગે પડયો અને ઇંગ્લાંડમાં કરતો, તેમ એ હાથ ને માથું લીલીના ખોળામાં નાંખ્યું. જીવનલાલનો સ્પર્શ થતાં—જીવનલાલનાં સ્નેહાળ વચનો સાંભળતાં, લીલીનું હૃદય ભરાઇ આવ્યું—જૂનો સ્નેહ જાગૃત થયો—હૃદયમાં ક્ષણવાર ઉભું થયલું અંતર નષ્ટ થયું અને નાજુક બાળાએ પોતાના બંને હાથ જીવનલાલના વાંસા ઉપર ફેરવ્યા અને અંધ નેત્રમાંથી સ્નેહજળ ટપકવા લાગ્યું.

લીલી: "જીવનલાલ! જીવનલાલ! આ શું? ઉભા થાવ! એમાં ક્ષમા માગવા જેવું કાંઇજ નથી."

જીવનલાલ: "લીલી! નહિ કેમ? મારી બાલ્યાવસ્થાના—જીવનના એકજ મિત્રનું એ કાંઇ ઓછું અપમાન છે? લીલી! લીલી! ક્ષમા કરો!"

ગુજરાત પૈકી પોતાના વિભાગના લોકો ઉપર સામ્રાજ્ય ભોગવનાર આસિસ્ટંટ કલેક્ટર એક નાના બાળકની માફક ડુસકાં ભરતો હતો અને તેમાં ક્ષમા! ક્ષમા! એ શબ્દો સિવાય કાંઇ બોલી શક્યો નહિ.

લીલીએ પોતાનું માથું જીવનલાલના વાંસા ઉપર નાખ્યું

ને ધીરે ગદ્દગદ્દ સ્વરે બોલીઃ "ક્ષમા આપું છું, ઉભા થાવ–આમ હિંમત ન હારો." આટલું કહેતાં સ્નેહની મૂર્તિ લીલીએ બંને હાથે જીવનલાલનું માથું ઉંચુ કર્યું અને ઇંગ્લાંડમાં રમતા–ખેલતા જીવનલાલને અનેકવાર બચ્ચીઓ કરતી તેમ આજ પણ તેના કપાળ ઉપર દયાથી–સ્નેહથી ચુંબન કર્યું.

બંને હ્રદયો ઉછળતાં હતાં–બંનેનાં નેત્રો બંધ હતાં–અને એક બીજાંને જોતાં નહોતાં–કોઇ હાલતું નહિ છતાં; બંનેનાં હ્રદયો વચ્ચે તાર ચાલતો હતો. બંનેનાં હ્રદયો એક બીજાનું હાર્દ સંપૂર્ણ સમજતાં હતાં. બંનેના શરીરોદ્વારા ઝણઝણાટ ચાલતા હતા. બહાર શાંતિ હતી છતાં અંદર તો લોહી ઉછળતું હતું. પ્રેમાશ્રુનો ધોધ કાંઇ પણ સંયોગ સાધન ન છતાં જોસબંધ વહેતો હતો.

---

# પ્રકરણ ૧૧ મું

## ધાંધળ

હિંદુસ્તાનમાં વસતા યુરોપીઅનોનાં અને તેમાં અમલદારોનાં રહેઠાણ પાસે નાનો બાગ, વૃક્ષો, લીલોતરીવાળું નાનું મેદાન, ટેનીસ ગ્રાઉંડ, બંને બાજુ ઉપર ઘટાવાળા રસ્તા વગેરે હોય છે. આથી ભર ઉન્હાળામાં પણ ઠંડકનો અનુભવ થાય છે અને સાંજ સવાર ફરવા હરવા માટે સગવડ મળી આવે છે. આ યુરોપીઅનના સીપાઇઓ, બુટલેલો, ચીઠ્ઠીચપાટી લઇ આવનાર પટાવાળા, ગાડી લઇ વાટ જોનારા ગાડીવાનો આવા છાંયડામાં બેસી ગપ્પાં મારતા, બીડી તમાકુ પીતા અગર ઉંઘતાં અનેકવાર નજરે પડે છે.

આસિસ્ટંટ કલેકટરની પત્ની તરીકે પેલી સ્ત્રી ગાડીમાંથી ઉતરી બંગલામાં દાખલ થઇ, એટલે ગાડી હંમેશની માફક બહાર વડના ઝાડ નીચે ઉભી રહી, કે તરતજ શાંતિ ગાડીમાંથી ઉતરી અને તેની પાછળ આધેડ વયની સ્ત્રી ઉતરી થોડે દૂર ગયાં. ત્યાં બન્ને વચ્ચે ટપાટપી શરૂ થઇ. શાંતિ ઘણે દિવસે ઘર બહાર નીકળી હતી અને કલેકટર સાહેબના બંગલામાં તેને કાંઇક એકલા જોવાની તીવ્ર ઉત્કંઠા હતી, કલેકટર સાહેબના હુકમથી પટાવાળા, ભંગી, ધોબી વગેરેને આજ બહાર–તેમની ઓરડી બહાર જવાની મનાઇ હતી; એટલે બંગલાની આસપાસ કોઇજ નહોતું. શાંતિ આજ સ્વતંત્ર રીતે ફરશે,

ઉત્સુક હતી, ત્યારે તેની સાથે આવેલી ફોઇજી તેને એકલી મૂકી ભત્રિજાનો ઠપકો સાંભળવા તૈયાર નહોતી. શાંતિને જરા પણ વીલી ન મૂકવી એવો આસિસ્ટંટ કલેક્ટરનો હુકમ હતો. શાંતિને યુરોપીઅનોની મડમોની અને તેમાં લીલીની તો ખાસ સુગ હતી. કલેક્ટરને બંગલે જવું એ પાપ હતું, ન્યાત જાતમાં નાક કપાવવા જેવું હતું; પણ પતિનો હુકમ હતો એટલે ગયા વિના ચાલે એમ નહોતું. લુગડાં ઘરેણાં પહેરી શાંતિ ગાડીમાં બેઠી, સાથે ફોઈજી આવ્યાં. ગાડી ઘર આગળથી નિકળી કે શાંતિની હિંમત નષ્ટ થઇ, શું કરવું તે સૂઝ્યું નહિ; ત્યાં ઘરમાં કામ કરતી કણબણ સામી મળી. વગે ને બાંધે તે શાંતિ જેવડીજ હતી. શાંતિ ગોરી હતી ને કણબણ ઘઉંવર્ણી હતી, પણ કલેક્ટરને બંગલે એને કોણ ઓળખે છે? આ વિચાર થતાં શાંતિ હરખાઇ, ફોઇજીને વાત કરી ને ખટપટમાં પાવરધાં થયેલાં વિધવા ફોઇજીએ વહુને ઉત્તેજન આપ્યું. કણબણને બોલાવી ગાડીમાં બેસાડી અને ગાડીમાં ને ગાડીમાંજ લુગડાં ઘરેણાં બદલાવ્યાં.

કલેક્ટરનો બંગલો આવ્યો અને કણબણ આસિસ્ટંટ કલેક્ટરની વહુ તરીકે અંદર દાખલ થઇ. ગાડી ઝાડ નીચે ઉભી અને શાંતિ તથા ફોઇજી ઉતર્યાં. એ બન્ને વચ્ચે ટપાટપી શરૂ થઈ એ આપણે આગળ કહી ગયા.

શાંતિ: "ફોઇ! મને જવા દો હોં! હાથ છોડો, નહિ તો બચકું ભરીશ."

ફોઈ: "શાંતિ! મારે તારી સાસુને જવાબ દેવો પડે તેનું તને ભાન છે? તું તો વાંદરીજ રહી. મારા હીરા જેવા ભત્રિજાનો અવતાર બોળ્યો છે. તું તો ચૌદમા રતનનીજ ઘરાક છે. હું તને જવા દેવાની નથી, જ્યાં જઇશ ત્યાં આવીશ."

શાંતિએ જોર કરી ફોઇનો હાથ તરછોડી નાંખ્યો અને પાછલા બાગ તરફ દોડી. અંધારીયું શરૂ થયું હતું એટલે ચંદ્રને ઉગવાની વાર

હતી. ઝાડની ઘટા અને રાત્રિ થવા આવી હતી તેથી બાગમાં અંધારૂં હતું. રખેને બાગમાં ભૂત હોય એમ બ્હીતી ફોઇજી શાંતિની પાછળ જતી હતી. “ પકડાઇશું તો ભોગ મળશે માટે પાછી ચાલ, મોઈ તું !” વગેરે શબ્દો શાંતિ સાંભળતીજ નહોતી.

વચલા હૉલમાં દિવા સળગ્યા હતા તેથી પાછલી બાજુથી તે તરફ શાંતિ ગઈ. બંગલાના ઓટલા ઉપર વેલા ચઢાવ્યા હતા, તેની પાછળ સંતાઇ બંગલાની અંદર જોવા લાગી. કણબણને મળતું માન–કણબણને આવતું હસવું અને કણબણના ચાળા જોઈ શાંતિને શાંતિ થઇ. આવું અપમાન આપવું જોઇએ અને તે અપાય છે એ જોઇ, તે ખુશ પણ થતી હતી. કણબણનું ખરૂં રૂપ જણાય–વાત ઉઘાડી પડે તો મજા પડે–જેથી બીજી વાર કલેક્ટર કે સાહેબ લોકોને બંગલે જવાનું કોઈ કહેજ નહિ, એમ એના મનમાં હતું. ફોઇજી ઘડી ઘડી શાંતિને પાછી વળવા ટોકયા કરતી, પણ શાંતિ એકની બે ન થઇ. આ રકઝક ચાલતી હતી, ત્યાં હૉલમાં જીવનલાલ દાખલ થયો. ફોઇજી તો ગભરાઇજ ગયાં ને શાંતિની શાંતિ–આનંદ ક્ષણવાર નષ્ટ થયાં. કણબણને જોતાં જીવનલાલને થયેલો ક્ષોભ–ગુસ્સો ખુલાસો વગેરે શાંતિ સમજી ગઇ અને એ જાણતી હતી કે જીવનલાલ આ વાતનો છૂપો ભેદ કોઈને કહેશે નહિ; કારણકે તે ન કહેવામાંજ તેનો પોતાનો લાભ હતો. ‘ ઠપકો મળશે, સાસુ ગાળો દેશે અને બહુ તો ધણી મારશે, એજને !’ હિંદુ સ્ત્રીઓને પતિના હાથનો માર ખાવાની નવાઇ નથી અને હિંદુ પતિઓમાં–કેળવાયેલા પતિઓમાં હજી પણ એવી માન્યતા છે કે ‘ બુધે નાર પાધરી’ માટે દશે પંદરે ધોલ ધપ્પો તો કરવોજ જોઇએ. આ માન્યતા હોય, પોતાને હલકી માનવાના જ જન્મથી સંસ્કાર હોય, અજ્ઞાન હોય, સહવાસ સારો ન હોય; પછી સ્ત્રીઓ ઠપકાને માટે મારને માટે નઠોર હોય એમાં શી નવાઈ !

વાત ઉઘાડી પડતાં લીલીને ખેદ થયો. પોતાના મિત્રની પત્નીને મળવાની મુરાદ નષ્ટ થતાં જે શોક થયો તે જોઇને શાંતિને હર્ષ

થયો. કણબણને કાઢી મૂકી તે, અને જીવનલાલે પોતાનીજ ગાડીમાં મોકલી દીધી તે, શાંતિએ જોયું.

ફોઈ: "શાંતિ ! હવે તો ચાલ ! ઘર આગળ પીટણી પડશે."

શાંતિ: "ચુપ મરોને ! તાલ તો જોવાદો. કલેકટરનાં મડમ સાહેબ એમના ઉપર ગુસ્સે થશે ને પેલી રાંડ ચીડાશે, તે તો જોવાદો."

જીવનલાલ, મીસીસ મીલન અને મીસ ડેવીસ ઓરડામાંથી બહાર નીકળ્યાં. શાંતિ આગળ ગઇ ને બીજા ઓરડામાં ડોકીયું કર્યું. જીવનલાલ લીલી પાસે આવ્યો, ઉભો રહ્યો અને બંને વચ્ચે વાત શરૂ થઈ. શાંતિ વતમાં કાંઇ સમજતી છતાં બંનેના ચહેરા–બંનેના સ્વર–બંનેના હાવભાવ સમજતી, તેથી તેના હૃદયમાં ઇર્ષાનો કીડો જાગ્રત થયો. શાંતિ માત્ર નામેજ શાંતિ રહી, આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. આખું શરીર ધ્રૂજવા લાગ્યું. તે એક કોમળ સ્ત્રીને બદલે વાઘણ થઇ અને શકિત કે હિંમત હોત તો કૂદીને પોતાના પતિ ઉપર પણ પડત. લીલી શાંત હતી, જીવનલાલનું માથું અને હાથ–લીલીના ખોળામાં હતા, લીલીના કોમળ હાથ–કોમળ હૃદયથી પ્રેરાયેલા હાથ જીવનલાલના માથા ઉપર–વાંસા ઉપર ફરતા હતા અને શ્વેત–શાંત–સ્નેહાળ લીલીના મૃદુ ઓષ્ઠ જીવનલાલના ભવ્ય કપાળને અડક્યા. ઓરડામાં આ બંનેના હૃદયમાં શાંતિ–અલૌકિક વૃત્તિ–પ્રેમઝરણ વહ્યું હતું અને સ્વર્ગીય સુખ અનુભવાતું હતું; ત્યારે બહાર શાંતિ ઉભી ને ઉભી બળી જતી હતી. "હાય ! હાય આ શું જોઉં છું ! એ રાક્ષસણીએ મારા પતિ ઉપર જાદુ કર્યું લાગે છે, એનામાં એવું તે શું છે કે આમ કલેકટરના ઘરમાં ઉઘાડે છોગ એક બીજાને બાઝેલાં છે. મુવા એ ગોરાઓમાં તો લાજ શરમજ નહિ. આપણા લોક વિલાયત જઈ આવા થતા હશે ! મારાથી આ કેમ ખમાય ! મારી સાથે તો કોઇ દિવસ આમ હસ્યા બોલ્યા નથી, મને કોઇ દિવસ વહાલથી બોલાવી નથી અને આ રાં...ના ખોળામાં માથું

મૂકી પડયા છે ને એમની સગલી વાંસે હાથ ફેરવે છે! હાય! હાય! શું કરૂં? એ રાંડને આખીને આખી કરડી ખાઉં એમ થાય છે!" આની સાથે શાંતિ ધસી પણ ફોઇજીએ તેને પકડી જોરથી બહાર લઇ જવા યત્ન કર્યો ને લઇ પણ ગઇ, પરંતુ જતાં જતાં એકાદ બે કુંડાં ગબડાવી નાંખ્યા. ફોઇજીએ શાંતિને ગાડીમાં જોરથી બેસાડી, પોતે બેસી, બારણું બંધ કરી, ગાડીવાળાને ગાડી એકદમ હાંકવા હુકમ કર્યો. ગાડી ચાલી ને રસ્તામાં સામેથી આસિસ્ટંટ કલેકટરની ગાડી પાછી આવતી મળી.

હિંદુસ્તાનમાં વસતા યુરોપીઅનો મોડી રાત્રિ સુધી રમતગમત કરતા નથી, દસ અગીઆર વાગ્યામાં તેમની મોજમજાહનો અંત આવે છે. કલેકટર મી૦ મીલન જડજ સાહેબને ત્યાં, બીલીયર્ડની એકાદ બે રમત રમી દસ વાગ્યાને સુમારે બંગલે પાછો ફર્યો. બંગલાના પગથીઆં આગળજ આસિસ્ટંટ કલેકટર મળ્યો અને એની સાથે શેકહેંડ કરી તે બોલ્યો:

"કેમ! મી૦ જીવનલાલ! હું ધારૂં છું કે તમને કોઈ જાતની હરકત નહિ પડી હોય અને આજની મુલાકાતમાં આનંદ આવ્યો હશે. તેમ હું ધારૂં છું કે હવે મુલાકાત ખતમ થઇ હશે. એટલે બાનુઓ ગઇ હશે તેથી મારી હાજરી વિઘ્નરૂપ નહિ થાય."

જીવનલાલ: "તેઓ તો કયારનાંએ ગયાં! (જતાં જતાં) સાહેબજી"

આસિસ્ટંટ કલેકટર આમ એકાએક ચાલ્યો ગયો તે મી૦ મીલનને કાંઇ વિચિત્ર લાગ્યું, પણ મોડી રાત ગઇ છે, ઉતાવળમાં હશે, થાકી ગયો હશે એમ માની મનમાં બડબડ્યો; "જીવનલાલને ત્રણ મહિનાની હક્ક રજા ઉપર જવાની જરૂર છે, એટલુંજ નહિ પણ તેની કુટુંબજાળ પણ વિખેરી નાખવી જોઇએ, નહિ તો એને કોઇ દિવસ સુખ આવવાનું નથી. કુટુંબથી જૂદો રહેશે તોજ તે સુખી

થશે." એટલામાં મીસ ડેવીસ અને મીસીસ મીલન બહાર આવ્યાં અને ત્રણે અંદર હોલમાં ગયાં.

મીલનઃ "કેમ! મહેમાનગીરી સારી કરીને ?"

મીસીસ મીલનઃ "મેં ધાર્યું હતું એવી નહિજ. એમ થાય કે કે આ ધાંધળ ન થયું હોત તો સારૂં."

મીલનઃ "એમ કેમ ?"

મીસીસ મીલનઃ "તમારા આસિસ્ટંટ કલેકટરનાં વહુ પધાર્યાંજ નહોતાં. કાંઇ વાતજ વિચિત્ર બની. હિંદુઓમાં એવી રીત હશે એ મને ખબર નહિ. જો કે લગનમાં તો એવા ઘણા ઘોટાળા બને છે એમ મેં સાંભળ્યું છે. ખરાં વહુને બદલે બીજું કોઇ વહુ બની આવ્યું હતું !"

મીસીસ મીલને અથથી તે ઇતિ સુધી બધી વાત કલેકટરને કહી અને કલેકટર—ગુજરાતનો સુબો પોતાનાજ ઘરમાં આવું બન્યું જાણી ગુસ્સે થયો. 'પણ તે હતી કોણ ?' એવું પૂછી તેનો ઉત્તર મળે તે પહેલાં વળી બોલ્યોઃ 'અને મી૦ જીવનલાલ કાંઈજ બોલ્યો નહિ ?'

લીલીઃ "એ તો જીવનલાલના ઘરનીજ કોઇ સ્ત્રી હતી. એ વાતની મી૦ જીવનલાલને જરાયે ખબર નહોતી, અરે ! એની માને પણ ખબર નથી. એ બધાં કારસ્તાન અહીં આવતાં રસ્તામાંજ થયાં."

મી૦ મીલનને ગુજરાતમાં રહે ઘણાં વર્ષ થયાં હતાં. તે દેશીઓની સાથે ગાઢ પરિચયમાં આવ્યો હતો અને દેશીઓના કાવાદાવા, તેમની ખટપટો અને તેમના સદ્ગુણો સમજતો હતો એટલે આ વાતથી તે ઘણો ધુંવાપુંવા થઇ ગયો ને બબડયો.

રખેને જીવનલાલ ઉપરનો ભાવ ઓછો થાય કે તેને નુકશાન થાય. એ બીકે સ્નેહાળ લીલી નિર્ભયતાથી પણ નરમાશથી બોલીઃ

"પણ! એમાં મી. જીવનલાલ ઉપર ગુસ્સે થશો ના. એ ભલા આદમીનો જરાયે દોષ નથી. એ તો વાત જાણતાંજ બહુ દિલગીર થયા હતા અને અમો બન્નેની કેટલીએ માફી માગી હતી. જો આમાં કોઈનો વાંક હોય તો તે મારોજ છે. જીવનલાલની વહુને જોવા હુંજ બહુ ઇંતેજાર હતી અને મારે લીધે તમારૂં અને મીસીસ મીલનનું અપમાન થયું. મને માફ કરો!"

મીલન: "મીસ લીલી! એવું ના બોલો! એમાં તમારો શો દોષ! તમે તો સારૂં કરવા ગયાં ત્યાં આવું બન્યું. મી. જીવનલાલનો પણ દોષ નથી. પરંતુ આ વાતથી એટલું તો સિદ્ધ થાય છે કે, હિંદુઓમાં સુધારો કરવાની અંદરથી ઇચ્છા ન થાય તે પહેલાં સુધારો કરવાનાં ફાંફાં મારવાં નકામાં છે. પુરૂષો પોતાની અજ્ઞાન સ્ત્રીઓને મીટિંગોમાં કે જાહેર સભામાં બહાર લાવવા બહુ ઉત્સુક હોય છે, પણ સ્ત્રીઓ જાતેજ અજ્ઞાન હોવાથી વખતે ઘણાં માઠાં પરિણામ આવે છે. એવી રીતે તેઓ નવા વેશમાં ને નવા સંયોગોમાં ગભરાય છે, જે તેમના વર્તનથી જણાય છે, ને કેટલીકવાર હાંસીપાત્ર પણ થાય છે. બીજી રીતે વખતે વધારે સ્વતંત્ર થવાથી છેક બીજે છેડે જઈ બેસે છે. (પોતાનાં મડમ તરફ ફરીને) તમારે માટે પણ હું દિલગીર છું. આજથી એટલુંજ નક્કી કરો કે હિંદુઓ અને તેમાં હિંદુ સ્ત્રીઓની સાથેની મુલાકાતનો તમારે કોઈ દિવસ તેમને આગ્રહ કરવો નહિ. એમની પોતાની મરજી થાય તો જૂદી વાત."

કલેક્ટરના મનમાંથી આ વાત ખસી ગઇ નહતી. પોતાની પત્નીને તેમજ લીલીને એ વાત ભૂલી જવા કહ્યું હતું, પણ પોતે જાતે વિસરી ગયો નહોતો. બીજે દિવસે સરકારી કામ પ્રસંગે ઑફિસમાં જીવનલાલ મળ્યો તે વખત કલેક્ટરે વાત કાઢી. જીવનલાલે ખરી બિના હતી તેટલી કહી અને કલેક્ટરનાં પત્ની તથા લીલીને માટે દિલગીરી દર્શાવતાં યોગ્ય શબ્દોમાં ક્ષમા પણ માગી, આમ

છતાં સામાન્ય રીતે બને છે તેમ, આપણે અહીંના તાબાના માણસોની પેઠે પોતાનો ભાર ખોઇ પગે પડવા જાય છે, તેમ આપણા આસિસ્ટંટ કલેકટરે કર્યું નહિ. તેણે તો એક સભ્ય ગૃહસ્થ બીજા સભ્ય ગૃહસ્થની મર્યાદાપુરઃસર પણ અંતઃકરણથી માફી માગે, તેમ માફી માગી અને આપણો કલેકટર પણ આસિસ્ટંટ કલેકટરની આ વર્તણુંક માટે એક સાચા ઇંગ્રેજ નરની માફક ખુશ થયો અને બાયલાપણાના અભાવ માટે તેના ઉપર વધારે સ્નેહ દર્શાવ્યો. મીલનને મી. જીવનલાલ માટે, તેના કુટુંબ માટે અને સામાન્ય રીતે હિંદુ કોમ માટે લાગણી થઈ. જીવનલાલે જેવા દેશી ઉપર પશ્ચિમની કેળવણીની આટલી સારી અસર થઇ, તો પછી દેશી સ્ત્રીઓ, જેઓ બુદ્ધિમાં—નીતિમાં—હૃદયબળમાં કોઈ રીતે ઉતરતી નથી તેમને યોગ્ય ઉંચી—નીતિની કેળવણી મળે તો કેટલી ઉન્નત થાય એમ એને થયું.

જીવનલાલઃ "મી૦ મીલન! અમારા હિંદુ કુટુંબની જાળ બહુજ કઠિન છે. ગુજરાતના મોટા ભાગ ઉપર રાજ્ય ચલાવનાર, મોટા ગંભીર ગુન્હાનો નિર્ણય કરનાર, બહાર માન અને સલામ મેળવનાર, એવો હું, ઘરમાં જાઉં એટલે મારી કિંમત કોડીની પણ નહિ. મારાં માબાપ કે વડિલની આમન્યા ઉથાપવા માગતો નથી; પણ હું બીજાઓમાં પણ મારૂં માન જળવાય નહિ, મારા પોતાના ઑફિસના કામમાં પણ એ માથું મારે, વિવેકથી—સ્નેહથી મને સૂચના કરે એ જૂદી વાત—પણ આ તો સીપાઇઓ, પટાવાળા, કારકુનોના દેખતાંજ મારી સન્મુખ કે પછી મારી બદબોઇ કરે, મારૂં વાંકું કે હલકું બોલે, પછી એ લોકોને મારે માટે શું માન રહે? હું સીપાઈને એક હુકમ કરૂં કે માજી બીજો હુકમ આપે—મારી પત્ની પણ એમજ."

મીલનઃ "મી૦ જીવનલાલ! મેં તમને એકવાર નહિ પણ અનેકવાર કહ્યું છે કે મોટા દેશી અમલદારને સરકારી નોકરી કરવી હોય અને પોતાનું સ્વમાન જાળવી રાજા—પ્રજાનું ભલું કરવું હોય

તો એકજ રસ્તો છે. જ્યાં સુધી કુટુંબના અન્ય માણસો અજ્ઞાન છે ત્યાં સુધી......"

જીવનલાલ: "એ રસ્તો પકડવા મારી પ્રબળ ઇચ્છા છે. પણ શું કરૂં?"

મીલન જીવનલાલની મુશ્કેલી સમજતો હતો એટલે તે આ વખત વધારે ન બોલતાં મુગોજ રહ્યો. જીવનલાલ જવા તૈયાર થયો પણ કલેક્ટર સાહેબની પરવાનગી સિવાય જવાય કેમ! 'રજા લઉં છું!' એ શબ્દો હિંદુ નોકરો અધિકારી સાહેબ પાસે કાઢવાની હિંમતજ કરી શકતા નથી. આજ તો મી૦ મીલનને બીજા સરકારી કામ બાબત જીવનલાલને કાંઇક કહેવાનુંજ હતું.

કલેક્ટર સાહેબ ઉપર એક અરજી આવી હતી તેમાં આસિસ્ટંટ કલેક્ટર મી૦ જીવનલાલે અમુક નોકરી માટે લાંચ લીધી હતી એવી ફરિયાદ હતી. મી૦ મીલનને મી૦ જીવનલાલ ઉપર વિશ્વાસ ન હોત તો ખાનગી તપાસ કરી, કમીશનરની મંજુરીથી જીવનલાલને સસ્પેંડ કરત; પણ મી. જીવનલાલના કામ માટે–તેના પ્રમાણિકપણા માટે મીલનને સંપૂર્ણ ખાત્રી હતી અને તેટલાજ માટે આ વાત તેણે અત્યારે કાઢી હતી.

જીવનલાલ: "એ વાત ખરી પણ હોય. હું ધારૂં છું કે કદાચ ખરી હશે."

મીલન: "પણ આવી વર્તણુંકથી તમને કેટલું નુકશાન છે, તે તમારા કુટુંબીઓ જાણે છે?"

જીવનલાલ: "હા; એટલુંજ નહિ પણ ફરીને એવું થશે તો હું જૂદો રહીશ એ પણ મ્હેં જણાવી દીધું છે."

મીલન: "એમ કરશો ત્યારેજ સુખી થશો. ગામમાં ભલે એ રહે! તમે બહાર બંગલામાં રહો. ગામમાં જજો આવજો પણ સાથે રહેશો તો નહિજ."

મીલન ભલા દિલનો અને ખરો ક્રીશ્ચિયન હતો. એના હૃદયમાં દેશી માટે તિરસ્કાર કે અપ્રીતિ નહોતાં. એની જગાએ બીજો તુમાખી અમલદાર હત તો આપણા આસિસ્ટંટને ઘેર બેસવું પડયું હત અને દેશીઓ આવી જોખમ ભરેલી નોકરી માટે નાલાયક છે એવું લખીએ દીધું હત. પણ મી. મીલન તો જીવનલાલને સુખનો રસ્તો કેવી રીતે કરી આપવો એ વિચારતો હતો. 'બસ! જીવનલાલે હાલ ત્રણ મહિનાની રજા લેવી, કુટુંબ સાથે ધંધુકા જઈને રહેવું, ત્રણ મહિના પછી એકલાજ આવવું; અગર તો કુટુંબ માટે ગામમાં ન્યાત જાતના પાડોશમાં-ઘર રાખવું ને પોતે બહાર બંગલામાં રહેવું. એમ ન બને તો બીજા જીલ્લામાં કામ ચલાઉ બદલી માગી લેવી ને એકલા જવું. કામ ચલાઉ બદલી હોવાથી એ ત્રણ માસ માટે કુટુંબ સાથે નહિ આવે ને ત્યાર પછી અહીં આવી જૂદા રહેવાની ગોઠવણ કરવી.'

મી૦ જીવનલાલને આ યુકિત રૂચી પણ તે યુકિત અમલમાં મૂકતાં પહેલાં શી મુશ્કેલીઓ આવશે તે તે જાણતો હતો. હિંદુ સંસારનાં કુટુંબના દરેક માણસને એકજ ઘરમાં રહેવાનો હક્ક છે એમ મનાય છે. કુટુંબને છોડી જૂદા રહેવું, એ ન્યાત જાતમાં આબરૂના કાંકરાં થવા જેવું થાય. જીવનલાલનાં માબાપને હવે ધંધુકામાં રહેવું ગમતું નહિ. અમદાવાદ જેવા શહેરમાં રહેવાનું, ન્યાત જાતમાં કલેકટર સાહેબનાં માબાપ તરીકે માન મળે, છોકરાને કહી ચાર સગાં વ્હાલાં ઠેકાણે પડાય ને વળી એ પૈસા મેળવવા સરળ; આ બધું મૂકી ધંધુકે કોણ પડયું રહે? શહેરમાંને શહેરમાં જૂદા રહેવાય કેમ! બંગલાના મહિનાના પચાસ પોણોસો રૂપિયા ભાડાનાં આપવાના ને વળી ગામમાં ઘર તેનું ભાડું જૂદું. તેમજ "એ ચુલે બમણો વેરો" થાય.

જીવનલાલઃ 'વારૂ, ત્યારે મને રજા કયાર સોરી મળશે?"

મીલનઃ "અરે, એકાદ બે અઠવાડીયામાંજ."

જીવનલાલઃ "તો તો એ દરમિયાન પાણીની તકરાર મારી જગાએ આવશે તેજ સાંભળશે ને નક્કી કરશે."

એક ગામમાં. પાણીની નહેરમાંથી ખેતરોમાં પાણી લેવાનો હક્ક હતો, તેની તકરાર હતી. નદી કાંઠે આવેલા એક ખેતરની હદ નદી આઘી જવાથી વધી હતી તો તે હદ કોની વધી તે સંબંધી બીજી તકરાર હતી. ભીમનાથના બે પુજારીઓ પૂજા કરવાના હક્ક સંબંધી અને મંદિરની ઉપજ માટે લઢતા હતા. જીવનલાલે આ ત્રણે કેસોની જાતે તજવીજ કરી હતી, જૂના લેખ–ખતપત્રો અને ઇતિહાસ જાતે વાંચી ઠરાવ કર્યો હતો. ઠરાવ બહાર પાડ્યા પહેલાં પોતાના ઉપરી અને મિત્ર મી. મીલનને તે વંચાવવો યોગ્ય છે ધારી વંચાવ્યો. ગમે એવો અનુભવી પરદેશી અમલદાર ન કરી શકે એવી બાહોશી અને બુદ્ધિથી જીવનલાલે એ ઠરાવ કર્યો હતો, કે જે વાંચી મી. મીલન પણ અત્યંત ખુશ થયો.

આવા બાહોશ–બુદ્ધિશાળી હિંદુ અમલદારો માત્ર પોતાના કુટુંબની બેડીથી, અજ્ઞાન સગાંવ્હાલાંના પ્રપંચને લીધે કેટલું ખમે છે, તેનું તેને ભાન થયું. દેશીઓ પણ આવી રીતે કેળવાઈ સ્વતંત્રપણે નોકરી કરી શક્યા હોય તો તેઓ પરદેશી અમલદારોથી જાય એમ નથી. પરદેશી અમલદારોને એમના કુટુંબ તરફથી કે એમના સગાંવ્હાલાં તરફથી નોકરીને અંગે કનડગત હોતી નથી અને તેથીજ તેઓ વધારે સારૂં કામ કરી શકે છે.

હિંદમાં જ્ઞાતિબંધનો અને સાંસારિક બંધનો એવાં તો દ્રઢ હોય છે કે એક દેશી અમલદાર ગમે તેવો પ્રમાણિક, બુદ્ધિશાળી અને ભવિષ્યની સારી આશા આપનાર હોય; છતાં તેને પોતાના વતનના જ જીલ્લામાં, જો નિમવામાં આવ્યો હોય તો તે બંધનોથી કદાચ એકવાર પણ તે છક્કડ ખાઇ જાય. તેમ છતાં પણ જો બુદ્ધિપ્રભાવથી

તે મુશ્કેલી પસાર કરે તો, અગર તે મુશ્કેલીની સામે થાય તો, નોકરી પરથી ફારેગ થયા પછી પણ પોતાના વાનપ્રસ્થ જીવનમાં તેને જ્ઞાતિ-સ્નેહી-સંબંધી તરફથી તિરસ્કાર અને હાંસીને પાત્ર થવું પડે છે. એટલુંજ નહિ પણ વખતે તેમાંની કેટલીક અજ્ઞાન વ્યકિતઓ તરફથી વેઠવું પણ પડે છે.

જો કે ઉપરની હકીકત એ કાંઈ સામાન્ય નિયમ કે ધોરણ નથી-એમાં પણ કોઇ કોઈ સ્થળે-પ્રસંગે અપવાદો હોય છે; તો પણ એક દેશીને જોખમદારીની નોકરી પોતાના જીલ્લામાં સરકાર ન આપે તો તેમાં સરકાર વ્યાજબી છે, એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

આસિસ્ટંટ કલેકટર, કલેકટરની રજા લઈ ગયો ને મી૦ મીલન તેને જોતો ઉભો રહ્યો. જીવનલાલ ગાડીમાં બેઠો, ગાડી ગઇ ને મીલને નિશ્વાસ નાંખ્યો.

'આ દેશમાં જીવનલાલ જેવા અમલદાર અપવાદ રૂપે નહિ પણ તે સ્થળે સ્થળે નિકળશે ત્યારેજ હિંદુસ્તાન ઉન્નતિની ટોચે પહોંચવા ભાગ્યશાળી થશે. પણ એ દિવસો ક્યારે આવશે?'

# પ્રકરણ ૧૨ મું

## વિવાહની ભાંજગડ

ઊનાળો શરૂ થઈ ગયો અને ગરમી પડવા લાગી. અમદાવાદમાં આમ સાધારણ રીતે ગરમી હોય છે ને તેમાં ગયું ચોમાસું કોરૂં ગયેલું એટલે તો આ ફેરી તાપનું પૂછવુંજ શું? જેકોબાબાદમાં ૧૨૭, ડીસામાં ૧૧૭ અને અમદાવાદમાં ૧૧૪ ડીગ્રી. આમ તાપમાં અમદાવાદનો ત્રીજો નંબર હતો. મીસ લીલીથી આવો સખત તાપ ન ખમાય એ સ્વાભાવિક હતું. કલેક્ટર સાહેબનો બંગલો નદી કાંઠે હતો, બંગલામાં બાગ હતો, બારીબારણાં પાસે ટટ્ટી નાંખી દીધી હતી અને આખો દિવસ પંખો ચાલતો હતો; છતાં મીસ લીલી તાપથી અકળાતી. સદ્‌ભાગ્યે મીસ લીલીને બહાર જવાનું નહોતું એટલે બહારના તાપની એને ખબરજ પડતી નહિ. ઘરમાંજ મીસીસ મીલન અગર મીસ ડેવીસ કાંઈ કાંઇ પુસ્તકો—પેપરો વાંચી સંભળાવતાં: અગર એકલી પડતી તો બ્રેઇલ પદ્ધતિ ઉપર લખેલાં પુસ્તક જાતે વાંચતી. વળી અમદાવાદમાં રહેતા યુરોપીઅનો મીસ લીલીની મુલાકાતે આવતા અને તેથી મીસ લીલીનો દહાડો પસાર થતો.

કમળા દરરોજ બપોરે અગીઆર વાગ્યાને સુમારે આવતી અને સાંજના ચાર વાગ્યા પછી પાછી જતી. આમ કેટલાક દિવસ નભ્યું, પણ પછી એકદમ કમળા આવતી બંધ થઇ, તેની ચીઠ્ઠીઓ કે કાગળો

ખેડુત ! તે પોતાના માલિકના સામી ફરિયાદ માંડે અને સરકાર સાંભળે ! જૂના વખતની મોગલાઈમાં મગદુર છે કે શેઠના સામે નોકર માથું ઉંચું કરે ! એટલામાં મારા ફાધર આવી પહોંચ્યા. એ રહ્યા જૂના મતના, એટલે ખેડુતોને સમજાવી પટાવી ફરિયાદ પાછી ખેંચાવી લેવડાવી. આમજ હલકા માણસો બગડી જાય ! એવાને તો ફટકાવવાજ સારા.”

લીલી ચુનીલાલનું બોલવું સાંભળી હસતી હતી. તેના મનમાં તો એમજ હતું કે ચુનીલાલ માત્ર તેના સ્વભાવ પ્રમાણે ઠોકે જાય છે.

લીલીઃ “વાર, ચુનીલાલ ! તમે દરેક માણસને સ્વતંત્ર વર્તન જોઈએ એ મતના નથી ?”

ચુનીલાલઃ “અલબત્ત, છુંજ; અને મારા એ સિદ્ધાંતો અમલમાં મૂકી મજુરવર્ગ ને માલિકોનો સંબંધ સમજી હું મારી સ્વતંત્રતા મજુરો ઉપર ચલાવવા માગું છું. ત્યાં તમારી સ્વતંત્રતાની હિમાયતી વિચિત્ર ન્યાયપદ્ધતિ વચમાં આવે છે ને લાકડીનો ઉપયોગ કરતાં અટકાવે છે.”

સ્વતંત્રતાનો આવો અર્થ ચુનીલાલ કરતો હશે એ લીલીના ધ્યાનમાં નહિ. આપણા મીલ માલેકો, નોકરીએ રાખતા ઉપરીઓ, ચાહ કૉફીનાં ખેતરોના માલીકો ને ખાણોના મજુરવર્ગના માલીકો સ્વતંત્રતાનો આવો અર્થ ઉઠાવી તાબાના ખેડુતો અને મજુરોની બહુધા આવીજ સ્થિતિ કરે છે. એક બાજુ સ્વતંત્રતાનાં વ્યાખ્યાનો કરે ને પોતે પોતાનેજ ત્યાંના નોકરોને–ખેડુતોને ગુલામો કરતાં પણ અધમ સ્થિતિના ગણે; એનું નામ સ્વતંત્રતા ? સ્વતંત્ર વર્તન એટલે પોતે મરજી માફક વર્તે અને સામાને એવું વર્તન ન જોઈએ ? હિંદુ સંસારમાં પતિઓ પણ ઘણે ભાગે ઓછા જુલમી નથી હોતા. કેળવાયેલા સોસાયટીમાં ફરનારા, સ્ત્રી–સ્વાતંત્ર્યના હિમાયતીઓ ગણાવતા, પોતાનીજ સ્ત્રીઓના

જીવન ઉપર ક્યાં ઓછો અંકુશ રાખે છે! પોતાને ગમે ત્યાં જવાની છૂટ, પણ સ્ત્રીઓને નહિ; પોતે ગમે તે વાંચે, પણ સ્ત્રીઓને તો અભ્યાસ કરવાનું હોયજ નહિ–તેમાં અંગ્રેજી તો નહિજ. સ્ત્રીઓએ તો પોતે જે કહે તે વખત જાગવું, સુવું, વર્તવું; એમને નિર્દોષ બાબતમાં પણ સ્વતંત્રતા નહિ! લગ્ન વગેરે સંસારનાં કેટલાંક કાર્યોમાં સ્વતંત્રતા આપી છે, તે આપવા ખાતર નહિ; પણ એ માથાકુટ ગમતી નથી–એ ભાંજગડ ગમતી નથી માટેજ. જો એ કાર્ય પસંદ હોય, એ માથા-કુટ થઇ શકતી હોય તો એમાં પણ માથું માર્યા વિના રહે નહિ. સ્ત્રીઓને લુગડાં લેવામાં, બાળકો માટે કપડાં ઘરેણાંમાં, લગ્ન મરણની રીતભાતમાં, જમવાની વાનીઓમાં ઘણે સ્થળે જરા પણ છૂટ મળતી નથી. જ્યાં તેમને–સ્ત્રીઓને–સ્વતંત્રતાની જરૂર નથી પણ અંકુશની જરૂર છે ત્યાં, એટલે લગ્ન પ્રસંગે ગવાતાં ફટાણાંનાં ગીતોમાં અને મરણ પ્રસંગે છડેચોક બજાર વચ્ચે ઉઘાડી છાતીએ છેડા કમ્મરે ખોસી નિર્લજ્જપણે કૂટવાના–છાતીઓમાં હાથના ઉપરાછાપરી ધબકારા મારી લોહી વહેરાવનારા પ્રસંગોમાં સ્ત્રીઓ ઉપર જે દાબ–અંકુશ જોઇએ, તે ન રાખતાં, તેથી તેમના આરોગ્યને હાનિ પહોંચશે એવું જાણવા છતાં–સ્વતંત્રતા અપાય છે.પરંતુ તેવા નિર્લજ્જ કૃત્યો ન કરવાની સમજણ જે કેળવણીથી મળે તે કેળવણી તેમને લેવાદેવામાં જે સ્વતંત્રતા તેમને આપવી જોઇએ તે અપાતી નથી–એ હિંદુ સંસારનું કેવું બંધન! કેવું વિચિત્ર! અફસોસ!

ચુનીલાલ આમાંનો એક હતો. તેનો પિતા છોટાલાલ ખેડુત વર્ગ–મજુર વર્ગ તરફ સદ્ભાવ રાખતો. તેમની પાસે કામ લેવામાં સખ્ત હતો; છતાં તેમને પોતાનોજ માનતો અને તે પ્રમાણે વર્તતો. ચુનીલાલના ખેડુતો પ્રત્યેના વર્તનની ખબર પડતાંજ છોટાલાલે દોડી જઇ બધી વાતની તપાસ કરતાં પોતાના પુત્રનો વાંક જણાયો અને ઘરમેળે સમાધાન કરવા તજવીજ કરી. છોટાલાલને કૉર્ટને બારણે

ચઢવાનો કંટાળો હતો, તેમજ ગરીબ બિચારા ખેડુતો પોલીસનાં ધાંધળ, વકીલો અને ગુમાસ્તાઓના કાવાદાવાથી કંટાળતા. અનેકવાર કામધંધો મૂકી કોર્ટમાં જવું, મુદતો પડતાં ધક્કા ખાવા અને પોલીસનાં માણસો હેરાન કરે એ જૂદાં—આવાં કારણોથી સમાધાની થઈ. સમજાવટ અને પ્રેમથી ખેડુતોને નવી પદ્ધતિથી ફાયદો છે એમ છોટાલાલ સમજાવી શક્યો. પોતે આ ભાંજગડમાં પોતાના ખેડુતો પાસે રોકાયો હોવાથી કમળાની માને કમળાને માટે વર શોધી કાઢવા કહ્યું હતું.

લીલીને ખેડુતની વાત સાથે કાંઈ નિસબત નહોતી, એટલે લગ્નની વાત આવતાંજ તે બોલી ઉઠીઃ "વારૂ, હવે લગ્નનું કેમ છે! મેં સાંભળ્યું છે કે કમળા જેવી કેળવાયેલી અને સુશીલ છોકરી માટે શોધી કાઢેલો વર યોગ્ય નથી!"

ચુનીલાલઃ "માફ કરો લીલી! તમે અમારી વાતમાં ન સમજો. એ બધી રીતે યોગ્ય છે, એનું કુળ ઉંચું છે, એટલુંજ નહિ પણ એની પાસે કેટલો પૈસો છે એની તમને ક્યાં ખબર છે?"

લીલીઃ "પૈસા તથા કુળમાં તમે કહો છો એમ હશે; પણ એના પોતાનામાં શું છે તે જણાવશો? તેને ચાલીસ પીસ્તાલીસ વર્ષ તો થયાં છે, અને કમળાથી મોટાં મોટાં તો છોકરાં છે."

ચુનીલાલઃ "એ બે એવાં કારણો નથી કે જેથી કમળાને માટે એ યોગ્ય ન હોય."

લીલીઃ "શું તે ભણેલો છે?"

ચુનીલાલઃ "બી૦ એ૦—એમ૦ એ૦ નથી, ઇંગ્રેજીનું જ્ઞાન નથી; છતાં તે પોતાના કામમાં પાવરધો છે."

લીલીઃ "તે હશે, પણ કમળાની જીવનયાત્રાનો સોબતી તો તે ન થઇ શકે ને?"

ચુનીલાલઃ "એ બધું તમને સોંપ્યું. પતિ એ સ્ત્રીનો પાલક છે, સોબતી નહિ. હિંદુ સ્ત્રીને પુરૂષ, માત્ર બાળકોનો પિતા અને ઘરનો ધણી હોય એટલે બસ."

લીલી: "ચુનીલાલ! તમે ઇંગ્લાંડમાં કેળવાયેલા છો, તમારા દેશનાં ધર્મ પુસ્તકો તમે વાંચ્યાં છે. તે વખતે સ્ત્રીઓના શા હકો હતા–કેટલું સન્માન હતું તે તમે જાણો છો; તો પછી આવા વિચારો શા માટે રાખો છો! હું તો એમ ધારતી હતી કે તમારા વિચાર ઉન્નત હશે, તમે સુધારકમાં ખપાવવા ઇચ્છો છો, તમારા પિતા પણ સુધારકમાં ખપે છે; આમ છતાં આવું હલકું પગલું ભરો તે ઠીક નહિ."

ચુનીલાલ: "હા; હું અને મારા પિતા બંને સુધારક છીએ, તે છતાં પણ અમે એક બીજાના વિચારમાં મળતા આવતા નથી. એમનું એમ માનવું છે કે, સંસારસુધારાથી દેશનો ઉદય થશે ને હું તેમ માનતો નથી."

લીલી: "તે તો ઠીક, પણ એમાં કમળા મારી પાસે કેમ આવતી નથી?"

ચુનીલાલ: "હું અને મારી મા અમારી ન્યાતને માન આપીએ છીએ. આવતા મહિનામાં મારાં લગ્ન થનાર છે. એ લગ્ન પહેલાં કમળાને પ્રાયશ્ચિત્ત કરવું પડશે. મારે માટે મારી માએ કન્યા શોધી છે. મારા પિતાની મરજી એમ છે કે હું પોતે કન્યા શોધું ને મારી મા શોધે એમાં કાંઇ તફાવત નથી. કેટલીક ન્યાતોમાં છોકરા છોકરીના વિવાહ વહેલા કરી લેવામાં આવે છે, ત્યાં કેળવાયેલાં માબાપ એક બીજાને અનુકૂળ પડે તેવી કેળવણી આપવા તજવીજ કરે છે, તેમને વારંવાર સુખડી વગેરેના બહાને પરસ્પર સમાગમનો લાભ અપાય છે ને વય પછી આડકતરી રીતે માબાપો તેમના વિચાર પણ જાણી લે છે, પણ તે બધું તમારૂં અનુકરણ. હું ઘેરઘેર ફરી કન્યા શોધું, જોઉં શી રીતે? કન્યા શોધવી ને પરણવું એમાં શું? રોટલા કરી આપે, ઘરનું કામકાજ કરે ને છોકરાં સાચવે એટલે બસ! એ સિવાય આપણે સ્ત્રીનું શું કામ? મારા પિતાના વિચારો ઉન્નત છે ખરા, પણ તે હજી હવામાં ઉડે છે. મારે માટે મારી માએ

પસંદ કરેલી કન્યા દસ અગીઆર વર્ષની છે, મારે અને એને વીસ વર્ષનો તફાવત છે. મેં એને જોઈ પણ નથી અને જોયાથી વધારે છે પણ શું!"

લીલીએ નિશ્વાસ નાખ્યો અને તે બોલીઃ "ચુનીલાલ! તમારા વિચાર એવા હોય તો ભલે, પણ બિચારી કમળાની શી સ્થિતિ! તે કેમ નથી આવતી તેનું કારણ તમે મને કહ્યું નહિ."

ચુનીલાલઃ "તે હું ભૂલી ગયો. કારણ તો ખુલ્લુંજ છે. તેને પ્રાયશ્ચિત્ત આપી જ્ઞાતિમાં લેવાની, એટલે હવે સાહેબ લોકોને ત્યાં જાય આવે એ ઠીક નહિ. વળી અહિં આવે એટલે ચાહપાણી પણ પીએ. તેમ બીજું કારણ એ પણ છે કે એ વારંવાર અહિં જીવનલાલને મળે છે."

'જીવનલાલને મળે છે' એ શબ્દો નિર્દોષ લીલીના હૃદયમાં ભારે થઈ પડયા. તે લાલ લાલ થઈ ગઈ અને કમળા તેમજ જીવનલાલની નિર્દોષતા ઉપર આક્ષેપ આવ્યો હોય એમ ધારી બોલીઃ "પણ તેઓ મારી હાજરીમાંજ મળે છે."

ચુનીલાલઃ "તે હશે, પણ ન મળે તેમાંજ લાભ છે. કદાચ હું તમને વિચિત્ર લાગતો હોઈશ પણ તમે અમારી સાંસારિક સ્થિતિ જાણતાં નથી. એક પુરૂષ બીજી ઉમ્મરલાયક સ્ત્રીને, તેમાં પણ કુંવારીને આમ વારંવાર મળે, એક બીજા સાથે વાત કરે એ ઠીક નહિ. અમારા સંસારમાં તો આબરૂ જાય, આબરૂ."

લીલીઃ "કમળા અને જીવનલાલ જેવાં વિશુદ્ધ ઉપર આવી શંકા લાવવી એ પાપ છે. શું પુરૂષ અને સ્ત્રી મળ્યાં એટલે થઈ રહ્યું? તમે આવા વિચાર ક્યારે કાઢી નાખશો? શું પુરૂષો-કેળવાયેલા પુરૂષોમાં નૈતિક બળજ નથી? ત્યારે તો સ્ત્રી-પુરૂષ-ભાઈબ્હેન પણ સાથે ન મળી શકે. એક વિદુષી સન્નારી સાથે પુરૂષથી વાતજ થાય નહિ? તમે સર્વત્ર પાપજ જુઓ છો પછી તમારો ઉદ્ધાર ક્યાંથી થાય?

ખેર ! તમારા પિતા આવશે ત્યારે તેમને કહી-મારાથી બનશે એટલું કહી, આ લગ્ન-બંધ કરાવીશ."

ચુનીલાલ: "મારા પિતાથી કાંઇજ થાય એમ નથી. અમે હવે સમજણાં થયાં છીએ. મીસ લીલી ! લ્યો હવે હું રજા લઉં છું. કમળા માટે ચિંતા કરશો નહિ. તે ખુશીમાં છે, પણ માત્ર તમારી પાસે નહિ આવી શકે."

'કમળાને મારાવતી બોલાવજો'-એટલું કહેતાં આ અંધ પણ સ્નેહથી ભરપુર બાળાની આંખમાંથી આંસૂ નીકળી પડયાં. ચુનીલાલ લીલીની રજા લઈ ગયો. ગાડીનાં બારણાંની ઉઘાડવાસનો અવાજ-ગાડીનાં પૈડાંનો અવાજ સાંભળતાં પોતે કમળાથી હમેશને માટે વિખુટી પડી હોય એમ લીલીને લાગ્યું ને તે કોચ ઉપર ઢીલી થઇ પડી.

ચુનીલાલના મગજમાં હિંદની ઉન્નતિ માટે કાંઇક વિચિત્રજ વિચાર ભરાઇ ગયા હતા. તે ધારતો હતો કે સંસારસુધારા કે સ્ત્રી કેળવણીની તો જરૂરજ નથી. બાળલગ્ન, એ દેશને લાભકારક છે ને સખ્ત જ્ઞાતિબંધન દેશની આર્થિક સ્થિતિના રક્ષણમાં સહાયભુત છે. આમ છતાં તે નિર્દય કે દુષ્ટ નહોતો. નોકરો-ખેડુતો કે સ્ત્રીઓને મારવાની જરૂર છે, એમ એ માનતો ને મારતો; પણ તેમનાં દુઃખોમાં તે આનંદ પામતો નહિ. તેમને સુધારવાનો એકજ ઉપાય માત્ર માર છે, એમ અંતઃકરણપૂર્વક ધારતો. ગાડીએ જોડેલા બળદને પરોણાની આરવતી ઘણા ગાડીવાનો લોહીલુહાણ કરે છે, અનેક કુંભારો ગધેડાંને વારંવાર ડફણાં લગાવે છે, ઘોડાને ચાબુકો મારતા ઘણાને જોઇએ છીએ; આ બધાં પોતાના ઢોર તરફ ક્રૂરજ હોતા નથી. મારવામાં તેમને મજાહ કે આનંદ લાગે છે એમ નહિ, પણ એજ એમને જાગૃત કરવાનું સાધન છે એમ માને છે. તેજ પ્રમાણે બાળકો, સ્ત્રીઓ, અને નોકરોને, માર જરૂરનો છે એમ ચુનીલાલ માનતો. મારથીજ પોતાનો મોભો સચવાય છે, ધાક રહે છે અને ધારેલું કાર્ય થાય છે એવો એનો સિદ્ધાંત હતો.

ચુનીલાલે કમળા ખુશીમાં છે એમ લીલીને કહ્યું ખરૂં, પણ ખરી રીતે તે કમળાને નિરાંતે મળ્યોજ નહોતો. હિંદુસંસારમાં વ્યાપારી વર્ગ આખો દિવસ દુકાને અગર ધંધાર્થે બહાર જાય, બપોરે આવી જમી પાછા ધંધે વળગે, વળી મોડી રાતે આવી વાળુ કરી સુઇ જાય અગર શહેરમાં નાટક–સીનેમા જોવા જાય. વચલા તેમજ શેઠીયા વર્ગમાં પણ એવુંજ. સ્ત્રીઓ માત્ર જમવા ટાણે–અને તે પણ જ્યાં ભય ન હોય ત્યાંજ–અગર રાત્રેજ નજરે પડે. દિવસમાં એકવાર નિરાંતે આખું કુટુંબ મળ્યું છે–બધાં સાથે આનંદથી જમ્યા છીએ–વાતો કરી છે કે આનંદ કર્યો છે; એ વાત હાલમાં જવલ્લે જોવામાં આવે છે. સ્ત્રીઓ–પુરૂષો સાથે હોય તો પુરૂષો સામ્રાજ્ય ભોગવે છે, સ્ત્રીઓ મુગી બેસી રહે છે, બાળકોને યુવાન–પુત્રોને પણ મુગા બેસવું પડે છે.

સ્ત્રીઓ–વહુઓ ઘુમટા તાણી કામ કરે જાય, અથવા પુરૂષોની વાતો સાંભળી છાનીમાની બેસી રહે. કુટુંબના પુરૂષોની ગેરહાજરીમાંજ તેમને બોલવાની છૂટ હોઇ–તેને પરિણામે સ્ત્રીઓ, નોકરો–ભટ અને એવી હલકી જાતનાં સ્ત્રી પુરૂષો સાથે સ્વતંત્ર વર્તન ચલાવે છે. ચુનીલાલને ત્યાં પણ આમજ હતું. બધાં જમતી વખત સાથે બેસતાં: પરંતુ શરૂઆતથી કેળવણી જ એવી એટલે કાં તો બોલવામાં મોટાં નાનાંની આમન્યાજ ન રહે અગર લઢી પડે, ઘોંઘાટ થાય ને ખાતાં પીતાં જે આનંદ રહેનો જોઇએ તેને બદલે 'મને ઘી ન આપ્યું, મને કાચી રોટલી આપી, આ થાળીમાં નહિ બેસું, ફલાણાને શાક બહુ આપ્યું,' એવી ફરિયાદો ને કલેશ થયાંજ કરે ને તેમાં કોઇ મહેમાન હોય તો તેને તો એમજ થાય કે હું અહિં ક્યાંથી આવ્યો! એવો પણ વખત આવે છે કે પોતાનીજ બહેન, ભાભી કે માસીને કેટલાં છોકરાં છે તેની, કે તેઓ સાજાં માંદા થાય તો તેની ખબરજ પડતી નથી. કમળા અને ચુનીલાલ આ રીતે ભાગ્યે

ચુનીલાલ ઘેર પહોંચ્યો. ઘરની અંદર પરસાળમાં માજી એક માંચી ઉપર બેઠાં હતાં ને પાડોશની બે ચાર સ્ત્રીઓ આવી ઘઉં વીણાવતી અને માજીની ખુશામત કરતી બેઠી હતી. ચુનીલાલે એકદમ અંદર જઈ તેની માને પૂછ્યું: "બા! કમળા ક્યાં છે?"

માજી: "આજ મેં એને શિક્ષા કરી છે, ઓરડામાં પૂરી છે. એ રાં...આજ સવારે મને કહે છે કે જો હું નહિ જવા દઉં તો તે છાનીમાની જતી રહેશે; ને પેલી રાં...મડમડીને મળશે. ચુની! જોયો આ જુલમ! છોકરીઓને વિલાયત મોકલ્યાનાં ફળ! તુંએ સુવો એવોજ હતો. તારા બાપને તો વિલાયત-વિલાયત થઈ રહ્યું છે. ઘરમાં કેરીની ચટણી થઈ રહી છે તે કરવાની તો વાત બાજુએ રહી ને મેમ સાહેબને પેલી આંધળી મડમડીને મળવા જવું છે. કેવી જાય છે, જોઉં તો ખરી! ટાંટીયોજ કાપી નાખું! ભણી તેમાં મારે શું?..........."

માજીએ તો પોતાનું પંચોપાખ્યાન ચલાવ્યું ને હજુ પણ ચલાવત; પરંતુ હવે ચુનીલાલની ધીરજ ન રહેતાં તે બોલ્યો: "પણ એ છે ક્યાં? મને બતાવ."

માજી ચુનીલાલને ઉપર લઈ ગઈ. પાછલા ઓરડાની ગજારમાં અંધારામાં એક ખૂણામાં ચુનીલાલ સુધારકની બ્હેન, છોટાલાલ સંસારસુધારકની પુત્રી, વિલાયત જઈ આવેલી કમળા પડી હતી. તેના હાથપગ બાંધેલા હતા.

માજી: "ચુની! જો. આ રહી તારી બ્હેન! હવેજ એને અક્કલ આવશે. હું નાની હતી અને મારું લગ્ન થયું તે વખતે હું ઢીંગલી સાથે રમતી હતી. ઢીંગલી છોડી, પરણવા જવા ગમતું નહોતું, ત્યારે મને મારી માએ મારી હતી તે હજી પણ સાંભરે છે; તો મારા કરતાં તો એ મોટી હોળેયા જેવડી છે!"

ચુનીલાલ નિર્દય નહોતો. તેનામાં ઉમદા લાગણી નહોતી એમ નહિ. લીલી કમળાની આ સ્થિતિ જાણે તો પોતાને માટે કેવો અભિપ્રાય બાંધે એ વિચાર થતાંજ તે બોલી ઉઠ્યોઃ "બા! હું તને શું કહું! આવું તે થતું હશે?"

આટલું બોલી ચુનીલાલે કમળાના હાથ પગ છોડયા.

માજીઃ "તેં મને લાકડી મારવાની કે ડામ દેવાની ના કહી ત્યારે હું શું કરૂં? પરણીને સાસરે જશે એટલે ત્યાંજ પાંશરી થશે. ધણી લાકડી ચલાવે એવો છે ને નણંદે પહેલી વહુને ડામ દઇ મારી નાંખી તે તને ખબર નથી કે?"

કમળા! નિર્દોષ કમળા, ભણેલી એટલાજ માટે દુર્ભાગી કમળા, ડુસકાં ખાતી બહાર આવી. કમળાની આની દયાજનક સ્થિતિ જોઇ ચુનીલાલને ક્ષણવાર લાગણી થઇ આવી, જીવનમાં પહેલીજ વાર બહેન પાસે ગયો, બહેનને ભળ્યો ને દિલગીર થયો. તેણે પોતાની માને કહ્યુંઃ "બા! ફરીને આવું ના કરીશ."

માજીઃ "જો પાછો મારો વાંક કાઢે છે કે? તેં પોતેજ પેલીને ત્યાં જવા ન દેવા કહ્યું હતું ને? મારા—તારા કહ્યા ઉપરાંત ત્યાં જવા તૈયાર થઇ ત્યારે પૂરૂં નહિ તો શું કરૂં? ચટણી તો કરી નથી. કોણ જાણે કયારે એ થશે! રસોડામાં કોણ જાણે શાએ ધોંટાળા બળ્યા હશે! વિલાયત મોકલ્યા કરતાં એને જો પરણાવી દીધી હોત તો આજ તે કેવી ડાહી થઈ હોત! પણ તારા બાપને વિલાયતનો શોખ લાગ્યો ને ઘરમાં કંકાસ ઘાલ્યો."

માજી તો રીસમાં ચાલ્યાં ગયાં. ચુનીલાલે પાસે પડેલા કુંજામાંથી ઠંડુ પાણી લાવી કમળાને આપ્યું. કમળાએ આંખો ધોઈ પાણી પીધું ને જરા શાંત થઇ. ચુનીલાલે તેને લીલીનો સંદેશો કહ્યો પણ કમળા જોઇએ એવી શાંત થઈ નહોતી. મી. જીવનલાલ તરફથી એક શબ્દ આવ્યો હોત તો બસ હતું. તેના પ્રત્યેની જીવનલાલની મીઠી નજર

તેનાં હજાર દુઃખ દૂર કરવા સમર્થ હતી. જીવનલાલના નામથી કમળાના હૃદયમાં-શરીરમાં શાંતિ પ્રસરતી.

પોતે, લીલી કે જીવનલાલને મળવાનો વિચાર માંડી વાળે, પિતા આવે ત્યાં સુધી ગુપચુપ ઘરમાં બેસી રહે તોજ આવી શિક્ષા નહિ થાય, એવી ગર્ભિત ધમકી ચુનીલાલે કમળાને આપી અને કમળા, દુઃખી કમળા તેમ કરવા કબુલ થઇ. તે રોતી રોતી આંસુ લુછતી રસોડામાં ગઇ. ત્યાંથી ચટણીનો સામાન લઈ ઓટલા ઉપર પડેલા પથરા ઉપર ચટણી તૈયાર કરવા બેઠી.

ચુનીલાલ પણ ત્યાંથી ઉઠ્યો અને ઉઠતાં ઉઠતાં તેને કમળાનાજ વિચાર આવ્યા. 'કમળાનું લગ્ન આ વખતે થવુંજ જોઇએ. હવે તે કાંઇ નાની છે! જેમ વખત જાય છે તેમ તેને સાસરે નભવું ભારે પડશે. ફાધરના આવ્યા પછી લગ્ન જેમ બને તેમ જલ્દી કરી નાંખવા આગ્રહ કરીશ.'

જેની સાથે કમળાનું લગ્ન કરવાનો વિચાર હતો તે સંબંધી કેટલીક હકીકત તો છોટાલાલને પહોંચી પણ હતી. છોટાલાલે માત્ર કાગળની પહોંચજ સ્વીકારી હતી. લગ્ન-વિવાહ સંબંધી-આમ કે તેમ-કાંઇ લખ્યું નહોતું, એટલે એ રખેને કમળાનો પક્ષ લે એની સર્વને બીક હતી.

---

# પ્રકરણ ૧૩ મું

## મહાત્માનું આગમન

પુત્રે કરેલી ભૂલો સુધારી, ખેડુતોને સંતોષી છોટાલાલ ઘેર આવ્યા. ચુનીલાલને બદલે કુટુંબના બીજા ઠરેલ માણસને તમાકુના પાકના દેખરેખ રાખવાનું સોંપ્યું. આથી ચુનીલાલને ખોટું લાગ્યું નહિ. ઉલટું એણે તે માટે પિતાનો ઉપકાર માન્યો. નોકરોને-ખેડુતોને પાક પકવવાનું શિખવવામાં તેને રસ પડતો નહિ. તે માત્ર ભાષણોના બરાડા પાડવામાંજ સાર્થક માનતો અને તેમાં પોતે વધારે લાયક છે એમ વખાણ થતાં ફુલાતો. આ સંબંધમાં છોટાલાલ ગોટક્ષુંજ કહેતો કે માત્ર બડબડવાથી-બોલવાથી પેટમાં પડવાનું નથી. એને માટે તો ધંધામાં ધ્યાન રાખવાની જરૂર છે. સિગારની એજન્સી રાખી આપણી તમાકુની ખપત વધારવામાંજ આપણો ખરો લાભ છે." ચુનીલાલ એ ટોણાનો મર્મ ન સમજતો છતાં લગ્ન પછી ધંધામાં ધ્યાન લગાડવાનું તેણે વચન આપ્યું હતું.

લગ્નનો આનંદ સર્વ દેશમાં-સર્વ કોમમાં-ગરીબ તેમ તવંગરમાં સરખોજ હોય છે. જેને જેવી અનુકૂળતા તેના પ્રમાણમાં તે આનંદ ભોગવવાની પદ્ધતિમાં ફેર, તે આનંદના બહારના આવિર્ભાવમાં-

મુદતમાં ફેર; પણ જો લગ્નનો આનંદ, ટાઢ કે તાવની માફક મપાઈ શકાતો હોત તો જણાત કે તે આનંદ તો જ્યાં જાઓ ત્યાં લગભગ સરખોજ. કેટલીકવાર ગરીબનાં કે સ્નેહથી ઉદ્ભવેલાં લગ્નમાં આંતર આનંદ વિશેષ હોય છે. રાજાઓનાં લગ્નોમાં રાજકીય કારણો વિશેષ હોય છે, પૈસાદારના લગ્નમાં આકર્ષક વસ્તુ દ્રવ્ય હોય છે; પરંતુ ગરીબ અને સામાન્ય વર્ગનાં લગ્નોમાં ઘણીવાર હૃદયનો ભાવ એજ ચાલક વસ્તુ હોય છે. આથી આ લગ્નના બાહ્યરૂપની મુદત ટૂંકી હોય છે, છતાં જ્યારે મહિના ને મહિના સુધી ચાલતાં લગ્નો–મિજબાની' મેળાવડા, ભેટ સોગાદવાળાં લગ્નો–નો આનંદ લગ્ન પછી બે ત્રણ વર્ષમાં નષ્ટ થાય છે; ત્યારે ગરીબનાં કે સ્નેહથી થયેલાં લગ્નોનો આનંદ નિઃસીમ અને સમતોલ રહે છે.

કુટુંબમાં બે લગ્ન હતા. ચુનીલાલ, કે જે તમાકુના માતબર વ્યાપારી, મ્યુનીસીપલ કાઉન્સીલર સાહેબ, લોકોમાં માનીતા અને દ્રવ્યમા આળોટતા છોટાલાલનો પુત્ર હતો. તે વિલાયત ગયો હતો, સ્વદેશીઝમનો હિમાયતી હતો અને લોકોમાં ભાષણો વગેરેથી અગ્રેસર ભાગ લેતો હતો. આવાં લગ્નમાં પૈસા સામું જોવાયજ કેમ! લગ્નમાં કેટલું ખરચવું, વરઘોડામાં કોને કોને નોતરવા, સાહેબ લોકોને પાર્ટી આપવી, કેમ્પનું બેંડ મંગાવવું, વરઘોડામાં હાથી–લશ્કર–વાડી–વગેરે રાખવું તે નક્કી થયું. માનસિક સૃષ્ટિમાં ચુનીલાલનાં લગ્ન થયાં.

કમળાના લગ્નની વાત શરૂ થતાં છોટાલાલ શાંત થયો, વિચારમાં પડ્યો: " કમળાનાં લગ્ન? હા, કરવાંજ પડશે. હિંદુ સંસારમાં કન્યા કુંવારી રહી સાંભળી છે? બુદ્ધિભિખ-ખુણીઓ કુંવારી રહી હશે! સરસ્વતી કુંવારી હતી. પુરૂષો કુંવારા રહે પણ સ્ત્રીઓથી કુંવારા રહેવાય? કન્યા આજ પરણે અને કાલે રાંડે–સાર પછી જીંદગી પર્યંત વિધવાજીવન–શુદ્ધ, પવિત્ર જીવન ગાળી શકતી અનેક વિધવાઓ આ દેશમાં છે; પરંતુ કુંવારાં જીવન ગાળવું–ગાળી શકે, એ સ્ત્રીને માટે તો અશક્ય–અસંભવિત–પાપમય મનાય છે!

કન્યા ગમે તેવી ડાહી હોય, સમજુ હોય, પવિત્ર હોય, ઉન્નત જીવન ગાળવા ઇચ્છતી હોય; છતાં એણે તો પરણવુંજ જોઇએ. કારણ કે હિંદુસ્તાનમાં હાલમાં પરણવું એમ નહિ પણ પરણાવવું–એ ચાલ પ્રચલિત છે. યોગ્ય વર ન મળતો હોય તો ગમે તેવું ચોકઠું ગોઠવી દેવું એ વાત ખરી. પછી ભલે તેનું જીવન કલેશમય દુઃખમાં વ્યતીત થાય! પણ કુંવારાં તો રહેવાયજ નહિ! લગ્ન એ આવશ્યક છે–સંસારયાત્રામાં સરળતાનું સાધન છે. પરનાં દુઃખ સમજવાનું, હૃદયને કોમળ બનાવવાનું, જનસેવા શીખવાનું, પ્રભુને ઓળખવાનું એક પગથીયું છે એ વાત ખરી, પરંતુ કુંવારૂં જીવન ગાળવાથી એ માર્ગ બંધ થાય છે–પરસેવા થતી નથી, હૃદય કઠિન થાય છે, આત્માનો અધઃપાત થાય છે એ માનવું તે પણ અયોગ્ય નથી. ગમે તેવાને પણ પરણવું? શા માટે? ઇચ્છા ન હોય–યોગ્ય સાથી ન હોય તો પછી તેના ઉપર એટલું દબાણ શા માટે? બાલ્યાવસ્થામાં યોગ્ય કેળવણી આપો, નૈતિક બળ વધારો, ઉન્નત કરો, યોગ્ય–અનુકૂળ પતિ, જીવનમિત્ર ખોળી આપવા મદદ કરો; પરંતુ તે ન મળતાં જો તેઓને બ્રહ્મચર્ય પાળવું હોય–જનસેવા કરવા પ્રબળ ઇચ્છા હોય તો પછી તેમના ઉપર પરણવાની ફરજ શા માટે પાડવી? કમળાના લગ્નની મુદત જેટલી બની તેટલી લંબાવી, વિલાયત મોકલી, ઉંચી કેળવણી અને ઉન્નત વાતાવરણમાં રાખી; છતાં આખરે શું અભણ વૃદ્ધની સાથેજ લગ્ન કરવાં? માનચંદ લાખો રૂપીઆનો ધણી છે. ચાર છોકરાઓ ને ત્રણ છોકરીઓ છે, વય લગભગ પચાસ વર્ષની છે, શરીર મજબુત છે, ધંધામાં પ્રવીણ છે, એ વાત ખરી; પણ કમળાનો સાથી, કમળાનાં આનંદ–ઉન્નત વિચારો–ઉચ્ચ પ્રાસઙ્ગોમાં તે ભાગ લઇ શકશે?" આ વિચારો છોટાલાલને મુંઝવી નાખવા બસ હતાં. તેણે એકદમ માનચંદને કમળા આપવાની ના કહી.

ચુનીલાલ: "એને નહિ આપો તો એને માટે બીજો વર છે? કાંઈ ગોરાને તો નહિ અપાય! ત્યારે શું આવડી મોટીને કુંવારીએ રખાશે?"

છોટાલાલ તો એટલો વિચારમાં પડયો હતો કે ઉત્તરજ આપી શકયો નહિ.

ચુનીલાલે પોતાનું ભાષણ ચલાવ્યું: "કમળા વારંવાર કલેકટર સાહેબને બંગલે જાય છે અને ત્યાં મી૦ જીવનલાલને મળે છે એ જાણો છો? એમ આટલી મોટી વયે તે એકાંતમાં મળે એ ઠીક નહિ. હા, શાંતિ સાથે જીવનલાલને બરાબર બનતું નથી, એ વાત ખરી; પણ તેથી કમળાને કબુલ કરશે એ માનવું મુશ્કેલ છે! પ્રથમ તો એક ઉપર બીજી કરશે નહિ ને બીજું એ વીસા અને આપણે દશા. કમળાને પ્રાયશ્ચિત્ત કર્યાં સિવાય છુટકો ન થાય. વળી આપણે રૂપીઆ આપવા પડે. આમ છતાંએ જીવનલાલની મા-ફોઈ સુખે રોટલો ખાવા દે ત્યારે. માનચંદશેઠને ત્યાં જશે એવીજ તેને પટારાની કુંચીઓ મળવાની. આપણે કયે દિવસ ભાષણો કરાવવાં છે કે પુસ્તકો લખાવવાં છે? માટે એને તો એજ વર યોગ્ય છે. લગ્ન થતાં સુધી કમળાને કયાંય જવા દેવી નહિ. તેમાં જીવનલાલને તો મળવાજ ન દેવી."

છોટાલાલે સઘળું શાંત ચિત્તે સાંભળ્યું અને થોડીવારે બંધ ગાડી જોડવા હુકમ કર્યો. કમળાને બોલાવી-પિતા પુત્રી બન્ને કલેકટરના બંગલા તરફ ગયાં.

છોટાલાલ અનેકવાર કલેકટરને મળતો, વાર તહેવારે પટાવાળાને બક્ષીસ આપતો; એટલે જેવી ગાડી આપી કે તરતજ પટાવાળાઓ ઉભા થયા, ગાડીનું બારણું ઉઘાડયું ને નીચા વળી કુરનસ બજાવી. યુરોપમાં તેમજ એશિયામાં-આફ્રિકામાં તેમજ અમેરીકામાં-જગતમાં સર્વત્ર જે માનને લાયક ન હોય તે માન

પૈસાદારને મળે છે અને ગરીબ વર્ગને જે માર્ગ દુર્ગમ થઇ પડે છે તેજ માર્ગ પૈસાદારને સુગમ થઈ પડે છે.

ડ્રૉઇંગ રૂમમાં રાઉંડ ટેબલની આસપાસ મંડળ બેઠું હતું. મીસીસ મીલન ચાહ કાઢતી હતી. છોટાલાલ આવે છે એ સાંભળી મી૦ મીલન પોતે બહાર તેડવા આવ્યો. છોટાલાલ અને કમળાને આમ અકસ્માત આવેલાં જોઇ મી૦ મીલન આશ્ચર્ય પામ્યો તેમજ ખુશ થયો. બંને શેકહેંડ કરી અંદર દાખલ થયા.

મીલનઃ " મી૦ છોટાલાલ! કેપ્ટન હંટર ડીસા જતાં અહીં ઉતર્યા છે અને મી૦ જીવનલાલ મીસ લીલીને મળવા આવ્યા છે."

આ બંને મહેમાનોની હાજરી છોટાલાલને રૂચિકર થઈ પડશે કે કેમ તે જાણવા મી૦ મીલને ઉપલી હકીકત જાહેર કરી. આના ઉત્તરમાં છોટાલાલે કહ્યું: " આપના મિત્રોને મળતાં ખરેખર મને સંતોષ થશે."

છોટાલાલ વિગેરેની એક બીજા સાથે ઓળખાણ કરાવવામાં આવી. છોટાલાલ એક યુરોપીઅન અમલદાર હોય તેમ, તેની સાથે સર્વે વર્તતા હતા. કમળા મીસીસ મીલન સાથે શેકહેંડ કરી આનંદ અને કાંઇક શરમથી લીલી પાસે જઈ બેઠી. મી૦ જીવનલાલ અને વિલાયતના હોડીના અકસ્માતવાળા કેપ્ટન હંટર સાથે હતા. તેમને કમળાની ઓળખાણ કરાવવામાં આવી.

કમળા દેશી કન્યા હોવા છતાં ઇંગ્રેજી રીતભાતથી માહિતગાર હતી. એનામાં આર્ય વિનિતતા અને પાશ્ચાત્ય નિર્ભયતા—બંને હતાં. વિદેશી રીતભાત દાખલ કર્યા પછી મુંબાઇની અનેક ફેશનેબલ લાગતી સ્ત્રીઓને સ્ટેશન ઉપર, નાટકશાળામાં કે જાહેર સભામાં લાજ કાઢતી—પતિની પાછળ પાછળ જતી જોઇએ છીએ તેમ કમળામાં નહોતું. તે મર્યાદા—વિવેક જાણતી, તેનામાં મનોબળ હતું, તે પોતાની મેળે જ્યાં ત્યાં ઘુસતી નહિ, તેમ ખૂણામાં પણ ભરાતી

નહિ; પરંતુ પોતાના મિત્રો કે પોતાના સ્નેહીના મિત્રો મળતા ત્યારે તે સભ્યતાપૂર્વક વાતો કરતી.

કેપ્ટન હંટર કમળાને જોઇ બહુ પ્રસન્ન થયો અને દેશી સ્ત્રીઓને માટે તેનો હલકો અભિપ્રાય નષ્ટ થયો. લીલીને કમળાનો ઘાંટો પરિચિત હતો. પોતાની પાસે બેઠેલી કમળાના વાંસે-માથે હાથ ફેરવ્યો ને તેના મ્હોં ઉપર આનંદ છવાયો. કમળાના પિતા છોટાલાલ આવ્યા છે જાણી અંધ કન્યા ઉભી થઇ અને જીવનલાલને છોટાલાલ પાસે પોતાને લઇ જવા આગ્રહ કર્યો. મીસીસ મીલન ચાહના પ્યાલા ભરતી હતી ત્યાંજ મી. છોટાલાલ ઉભા હતા. છોટાલાલ, આમ એક ઇંગ્રેજ કુટુંબ સાથે બેસી ચાહ પીતું હતું તે જોઇ આનંદિત થયા. આખું કુટુંબ રોજ સવારે ભેગું થાયજ એ કેવો આનંદ! દરેકની મેડીએ કે દરેકના ઓરડામાં ચાહના પ્યાલા મોકલવાના નહિ, તેમજ સાથે બેસી ચાહ પીવાના આપણા દેશમાં દાખલા નથી બનતા એમ નહિ. પણ કાં તો પુરૂષો એકલાજ પીએ છે ને બાળકો-છોકરાઓ-સ્ત્રીઓ જૂદાં, અગર જો સાથે બેઠેલાં હોય તો નહિજ જેવાં. છોટાલાલની નજર ચોગરદમ ફરતી હતી. લીલીનો હાથ ઝાલી મી. જીવનલાલ આવતા હતા. લીલીએ હાથ લાંબો કર્યો ને છોટાલાલે શેકહેન્ડ કરી.

લીલી: “મારે આપને કેટલોક વખત થયાં મળવાની બહુ ઇચ્છા હતી.”

છોટાલાલ: “હું પણ ઘણો ઇંતેજાર હતો પણ કામને લીધે મળાતું નહિ.”

છોટાલાલનો અવાજ-છોટાલાલની વિનિતતા, ચુનીલાલ સાથે સરખાવતાં લીલીને છોટાલાલ માટે માનવૃત્તિ થઇ.

લીલી: “તમે આજ ઘણે દિવસે કમળાને આવવા દીધી તે માટે હું આપનો ઉપકાર માનું છું. આટલા દિવસ ગયા તે તેટલા યુગ સમાન હતા.”

લીલી અને છોટાલાલ વાતમાં પડયાં, તેમ જીવનલાલ અને કલેકટર વાતમાં હતા. મીસીસ મીલને ચાહનો પ્યાલો મીસ ડેવીસને કમળાને આપવા આપ્યો. કમળા એકલી પડી હતી એટલે એની પાસે કેપ્ટન હંટર હતો. મીસ ડેવીસે ચાહના પ્યાલો કમળાની પાસે મૂકયો કે તરતજ કેપ્ટન હંટર ડેક ધરી આ હિંદુ વિનીત કન્યાનો આદર કરવા લાગ્યો. વિલાયતમાં આમ અનેક સભ્યજનો વર્તતા અને તેમની સાથે કેવી રીતે વર્તવું તે શિક્ષણ લીલીએ કમળાને આપ્યું હતું. છોટાલાલ પોતાની કન્યાના વર્તનથી સંતુષ્ટ થયો અને આશ્ચર્ય પામ્યો. કમળાની જગાએ બીજી કોઇ હિંદુ કન્યા હોત તો તે ગભરાઈ ગઈ હોત અને એકલી પડી હોત. કમળાનો પ્યાલો ખાલી થતાં કેપ્ટન હંટરે તે આઘો મૂકયો અને બંને પાછાં વાતમાં પડયાં.

મી. જીવનલાલ કલેકટરની સાથે વાત કરતો હતો ખરો પણ તેની આંખ બધે ફરતી હતી. છોટાલાલ અને લીલી વાતમાં તલ્લીન હતાં. કમળાના લગ્ન માટેજ વાત થતી હશે એમ એણે ધાર્યું. કેપ્ટન હંટર અને કમળા વાત કરતાં હતાં. ઘડીઘડીમાં કમળા સ્મિતહાસ્ય કરતી હતી. તેઓ શું વાત કરતાં હતાં તે તે સમજ્યો નહિ પણ કેપ્ટન કોઇ આનંદની વાત કરતો હશે એમ ધાર્યું.

કેપ્ટનની વાત પૂરી થઇ ને કમળા હસી. કમળાનું હસવું જીવનલાલે સાંભળ્યું ને તે ચીડાયો. તેની વિચારમાળા શરૂ થઇ— ‘એક પુરૂષની સાથે આમ હસાયજ કેમ? એની સાથે આમ વાતો થાયજ કેમ! કમળા હિંદુ કન્યા છે. સ્ત્રીઓએ તો પુરૂષો સાથે જરા પણ બોલવું ન જોઇએ. એ વાત કમળા ભૂલી ગઇ લાગે છે! સગા ભાઈ સાથે ન બોલાય તો પછી અજાણ્યા સાથે વાત જ શી? પાંચ સાત વર્ષની વય સુધી કન્યા ગમે તેની સાથે બોલે ચાલે એ ઠીક, બાકી ઉમ્મરમાં આવ્યા પછી તો સ્ત્રીએ પતિ સિવાય કોઇની સાથે વાતજ કરવી ન જોઇએ. એ તો અવિવેક કહેવાય.

હસવું! સ્ત્રીઓએ હસવુંજ શું? પુરૂષો, પુરૂષો સાથે–સ્ત્રીઓ સાથે હસે બોલે પણ સ્ત્રીઓએ તો હસવુંજ નહિ. એ કુદરતી આનંદનું સાધન સ્ત્રીઓને માટે તો હંમેશાં બંધ હોવું જોઇએ."

કેપ્ટન હંટરે ખૂણામાં પડેલા ટેબલ ઉપરથી આલ્બમ લીધું અને અંદરથી છબીઓ જોવા લાગ્યો. જોતાં જોતાં વિલાયતમાં પડાવેલી એક છબી નિકળી. એ ગ્રુપમાં કમળા પણ હતી. કમળા અને કેપ્ટન હંટર એ છબી જોતાં હતાં. છબી જોઇ ટીકા થતી હતી અને ટીકાથી કમળાને વળી સહેજ હસવું આવ્યું. જો કે કમળા વિવેકપૂર્વકજ હસતી હતી છતાં આસિસ્ટંટ કલેકટરનું મગજ ફરી ગયું. આમ એક હિંદુ કન્યા યુરોપીઅન સાથે છૂટથી વાત કરે એ એને મન પાપ લાગ્યું, જો કે પોતે લીલી સાથે એથી પણ વધારે છૂટથી વાત કરતો અને શાંતિ ચીડાતી તેથી તેને મૂર્ખી લેખતો. જાણે જગતમાં પોતેજ પવિત્ર, બાકી બીજા બધાં અપવિત્રજ. તે કલેકટરની સાથે વાત કરતો હતો પણ એને એમાં આનંદ પડતો નહિ.

કલેકટર તે સમજ્યો ને બોલ્યોઃ "તમે હવે જવા ધારો છો એમ હું માનું છું. તમે હવે રજા માગી એ સારૂં કર્યું. હવે રજાના દિવસો કેમ ગાળવા તેનો તમે કાંઈ વિચાર કર્યો છે?"

જીવનલાલઃ "પ્રથમ ધંધુકા જઇ પછી અમારે ભૈરવનાથની બાધા છે ત્યાં હું ને મારી પત્ની જવાનાં છીએ. જોકે બાધા મારી પત્નીને છે, તોપણ મારે તેની સાથે જવું જોઇએ."

મી૦ મીલને જીવનલાલ જાય છે તે ખબર મીસીસ નીલનને કહી. કલેક્ટરની પત્નીએ જીવનલાલ સાથે શેકહેન્ડ કરી સ્મિત હાસ્ય કર્યું. લીલીની છોટાલાલ સાથે વાત પૂરી થઈ નહોતી અને કમળા તો કેપ્ટન હંટરની સાથે વાતમાં હતી એટલે બીજું જૂએજ શું કામ! છતાં જીવનલાલની માન્યતા ખોટી હતી. કમળાની નજર આસિસ્ટંટ કલેક્ટર તરફજ હતી. પોતાના પિતા ન જૂએ અને જીવનલાલ શું

કરે છે તે જોવાય એ ઉદ્દેશથીજ તે હંટર સાથે વાતમાં પડી હતી. છોટાલાલ લીલી સાથે વાત કરતો હતો ખરો પણ 'જીવનલાલ અને કમળા એક બીજાંને મળે છે' એ પોતાના પુત્રની શંકા ખરી છે કે કેમ, તે જોતો અને એ શંકા અત્યારે નષ્ટ થઈ.

આસિસ્ટંટ કલેકટરે રજા લીધી અને જવા માંડયું. કમળાએ વાત અધુરી મૂકી એ તરફ નજર કરી; તે વેળા આસિસ્ટંટ કલેકટરે જોયું નહિ. કલેકટર ઓટલા સુધી મૂકવા ગયો અને પટાવાળો ગાડી લાવે ત્યાં સુધી બંને વાતો કરતા ઉભા. આસિસ્ટંટ કલેકટર વાત કરતો હતો તે વેળા તેની નજર તો અંદરના ઓરડામાંજ હતી. ગાડી આવી, પટાવાળાએ બારણું ઉઘાડયું, કલેકટર સાથે શેકહેંડ કરી, ગાડીમાં બેઠો ને ગાડી ચાલી. ગાડીના પૈડાંની સાથે જીવનલાલનું મગજ પણ ભમ્યા કરતું હતું. ક્રોધ વૈર–ઇર્ષા–કે કોણ જાણે કઇ વૃત્તિથી હૃદય બળ્યાં કરતું હતું. 'પશ્ચિમની કેળવણીજ સ્ત્રીઓને સ્વતંત્ર બનાવી દે છે. એ સ્વતંત્રતાનો કેમ ઉપયોગ કરવો એ સ્ત્રીઓ સમજતીજ નથી'–વળી વિચાર ફર્યા. ઇંગ્રેજોનો તેને અનુભવ થયો હતો. લીલી જેવા ખાનદાન કુટુંબોમાં ફર્યો હતો. અનેક યુવાન સ્ત્રીપુરૂષોના પ્રસંગોમાં તે આવ્યો હતો. ઉચ્ચ કેળવણી અને ધાર્મિક, નૈતિક સંસ્કારવાળાં સ્ત્રીપુરૂષોની વાતો નિર્દોષ હોય છે તે તે જાણતો હતો. કમળાને તે ઓળખતો હતો અને તો પછી તેના ઉપર આક્ષેપ મૂકવો, તેના વર્તન માટે શંકા લાવવી, એ કેવળ મુર્ખાઇ ભરેલું છે. મી૦ મીલન જેવા ઉમદા કલેકટરના ઘરમાં એવી વાતો–એવા વિચારો થાય એ કેટલું વિવેકહીન–કેટલું ખોટું? આમ છતાં કમળા કેપ્ટન હંટરની સાથે–પર પુરૂષ સાથે વાત કરે, એ એના હૃદયને ગમ્યું નહિ. આજ કમળા જ્યારે જ્યારે લીલીને મળવા આવતી ત્યારે ત્યારે તેની સાથે પોતે શાંતિનો પતિ–પરપુરૂષ સાથે સ્ત્રીએ વાત ન કરવી જોઇએ એવું [illegible] વાત કરતો તે રચતો, તે તો જાણે કાંઇજ નહિ.

અનેક હિંદુઓ, પશ્ચિમની કેળવણી લીધેલા હિંદુઓ, સુધારકો, સ્ત્રી સ્વાતંત્ર્ય ઇચ્છનારા, સ્ત્રીઓને સફ્રીજેટ કરવા ઇચ્છતા ગ્રેજ્યુએટો અને ઉચ્ચ કોમના હિંદુઓ જીવનલાલ જેવાજ છે. વાતોમાં–લેખોમાં ડાહી ડાહી વાતો કરનારા, અન્યને બીજી સુશિક્ષિત સ્ત્રી સાથે અને જનસેવા કરનારી સ્ત્રીઓને એવાંજ કાર્ય કરનાર પુરૂષો સાથે વાતો કરતાં–ફરતાં જૂએ છે કે તરતજ તેમનાં ચરિત્ર ઉપર આક્ષેપ મૂકતાં જનસમાજમાં તેમને નિંદતાં–હલકાં પાડતાં જરા પણ સંકોચાતા નથી. બીનકેળવાયેલા નિરક્ષર હિંદુઓને આવી શંકા આવતીજ નથી. આવે છે તો પણ ખુલાસો થતાં તેમનાં હૃદય ઘડીવારમાં નિર્મળ થાય છે; પરંતુ આવા સુધારકો–કેળવાયેલા ફૂટુંઓ તો તે વાત માનતાંજ નથી ને જગતમાં પોતેજ શુદ્ધ છે યા શુદ્ધ હોઈ શકે એમ માને છે, તેમ તેમને તિરસ્કાર કે શંકાની નજરે જૂએ છે. યુરોપીઅન કેળવણી, યુરોપીઅન રીતભાત દાખલ કર્યા છતાં આપણા લોકોનો આ શંકાશીલ સ્વભાવ નષ્ટ થતોજ નથી. યુરોપમાં એક કન્યાના પાણીગ્રહણ માટે હરીફાઇ કરતા યુવાનોમાં આવી શંકા થાય છે, બાકી નહિ. આપણે ત્યાં મરદને સર્વ સ્વતંત્રતા. મરદ કદાપિ શિથિલ વૃત્તિવાળો હોય તો પણ તેમાં હીણપત મનાતી નથી. સ્ત્રીઓ નિરંતર નબળા મનની હોય છે એમ મનાય છે, તેથી અન્ય પુરૂષ સાથે વાત કરતી જૂએ તો તેમને ઝનાનામાં કે ઘરમાં પૂરી રાખનાર ઘણા મળી આવશે. સ્ત્રીઓ તરફજ આવી શંકા આવે છે એમ નહિ; પરંતુ બીજા પુરૂષો પણ એવાજ, એમ તેઓ માને છે. પોતાના મનોબળની પરીક્ષા કરે છે. મી. જીવનલાલના હૃદયમાં પણ આવાજ વિચારો થતા હતા. કેપ્ટન હંટર સારો માણસ નથી– ન હોવો જોઇએ એ ચોક્કસ, એમ નિશ્ચય થયો. કેપ્ટન હંટર કેવળ નિર્દોષ હતો. હિંદુ કન્યાનો તેને આ પહેલો અનુભવ હતો. હિંદુ કન્યાઓ બુદ્ધિશાળી હોઇ શકેજ, નહિ, પુરૂષોની વાતચિતમાં રસ લઇ શકેજ નહિ, રીતભાત સભ્યતા

હોયજ નહિ, અને આવડે પણ નહિ, એ તેની માન્યતા કમળાના પ્રસંગથી નષ્ટ થતાં તેની સાથે વાત કરવા, હિંદુ સ્ત્રીઓના જીવન સંબંધી કાંઇક માહિતી મેળવવા ઇચ્છા થઈ અને તે માટેજ તે વાત કરતો હતો. મી. જીવનલાલ જો કે તે કાંઇક સમજ્યો હતો છતાં તેની સ્વભાવજન્ય શંકાશીલ વૃત્તિ એમ માનવા દેતી નહિ.

સ્ત્રીઓના સંબંધમાં આપણા લોકો હમેશાં એવાજ શંકાશીલ રહેવાના. અનેક રાજ્યોના હાથમાં ઉછરેલી પ્રજા-શારીરિક અને માનસિક નિર્બળતાવાળી અને અનેક ધાર્મિક વહેમોની ભોગ થયેલી પ્રજામાં નિડરતા, મહત્તા, મનોબળ ક્યાંથી હોય! એ મનોબળ પોતાનામાં ન હોય પછી સામામાં શી રીતે દેખે? લગ્ન-સ્ત્રી-એ માત્ર વિષયવાસનાની પરિતૃપ્તિનુંજ સાધન સમજનારી પ્રજામાં વિષયવાસનાજો રમ્યા કરે-એવાજ રોગો-દવાઓ અને વૈદોનું ચલન થાય એમાં શી નવાઇ! સ્ત્રી જાતિને વિષયવાસનાથી દૂર રહી શુદ્ધ નિર્મળ ચિત્તથી જોઈ શકાય છે, એ આપણે માનતા નથી-માની શકતાજ નથી. સ્ત્રીની સાનિધ્યમાં કાયિક-માનસિક શુદ્ધિ રહી શકેજ નહિ, એવું માનનારી પ્રજા એક સ્ત્રીને અન્ય પુરૂષ સાથે જોતાં પતિપત્ની સિવાય અન્ય સંબંધ-શુદ્ધ સંબંધનાં માનીજ ન શકે એમાં શું આશ્ચર્ય! સ્ત્રીને અન્ય પુરૂષ સાથે મિત્રતા-સહકાર્યત્વ હોઈ શકેજ નહિ! આપણા લોકો પ્લેટો-ટેનીસન-કીટસ-શૅલીનો ભલે અભ્યાસ કરે, મીલના સ્વતંત્ર વિચારો મગજમાં ઠેરવે, સ્ત્રી હક માટે વ્યાખ્યાનો કરે-યુરોપમાં વર્ષોનાં વર્ષો ગાળે, છતાં એક સ્ત્રી બીજા પુરૂષ સાથે હસે-વાત કરે ત્યાં પવિત્રતા હોયજ નહિ એ માન્યતા મગજમાંથી ખસવાની નહિ. આટલાજ માટે કેટલાક હજી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવા, ઇંગ્રેજી કેળવણી આપવા અને ઝનાનો દૂર કરવા ના પાડે છે. આવી સ્વતંત્રતા આપવાથી સ્ત્રીઓ છેક છેલ્લે પાટલે બેસશે-જીવનમાં ઉંધા રસ્તા પકડશે-એમ તેઓ માને છે. તે હોય કે ન હોય તોપણ

એવી સ્વતંત્રાથી પુરૂષવર્ગ વધારે ઈર્ષાખોર–વધારે સાંકડા મનના થાય છે એ વાત તો ખરીજ છે.

આપણો જીવનલાલ પોતાનું હૃદય સમજી શકતો હતો અને કેળવણી અને જૂના સંસ્કાર વચ્ચેનું યુદ્ધ હૃદયચક્ષુથી નિહાળી શકતો હતો. જૂના સંસ્કાર ખરા લાગતા, પશ્ચિમની વિદ્યામાં કાંઈક દોષ છે, એ વિદ્યા માટે હજી લાયકાત આવી નથી, એમ તે સમજતો; આમ છતાં જ્યારે તે કમળાને જોતો, તેના આંતર સ્વરૂપ માટે વિચાર કરતો, ત્યારે અનેકવાર લાગતું કે–"શાંતિને બદલે કમળા સાથે લગ્ન સંબંધ થયો હોત–હજી પણ ન્યાતની રૂઢી પ્રમાણે પશ્ચિમનો એ પત્નીનો તિરસ્કાર ન ગણકારે તો, કમળા પત્ની થાય તો, તે ખરેખર સુખી થાય. પરંતુ કમળા પત્ની થાય તો પછી વિલાયત જઈ આવેલો પતિ–પશ્ચિમનીજ પદ્ધતિસર કેળવાયેલી પત્નીને કેપ્ટન હંટર સાથે આમ વાતો કરવા દેશે ? તેને બહાર ફરવા હરવા દેશે ? અગર શાંતિની માફક તેને પણ લાજ કાઢવાની ખરી? પરપુરૂષ સાથે વાત ન કરવાની બંધી થવાની ખરી ?"

મી૦ જીવનલાલ આનો ઉત્તર આપી શક્યો નહિ. હિંદુ અને પતિ તરીકે પોતાનોજ અંગત મિત્ર પોતાની હાજરી કે ગેરહાજરીમાં પોતાની પત્ની સાથે હસે–વાત કરે, એ વિચારજ ત્રાસદાયક લાગ્યો. એ બનેજ કેમ ? જોવાયજ કેમ ? અત્યારેજ જાણે કમળા પોતાની પત્ની હોય ને કેપ્ટન હંટર સાથે વાત કરતી હોય એમ લાગ્યું. હૃદયમાં વૈર–ઈર્ષા જાગ્રત થયાં અને રીવોલ્વરવતી બંનેને ઠાર કરવા ક્ષણવાર ઉશ્કેરાયો.

આપણા આસિસ્ટંટ કલેકટર જરાક શાંત થયા. દશા વિશાનો સંબંધ કદાપિ સંભવિત થાય છતાં કમળાના સ્વતંત્ર વર્તનને લીધે એની સાથે લગ્ન થતાં સુખી નહિ થવાય એમ લાગતાં, શાંતિ

મહાત્માને મળી આવેલા કાર્તાંતિકોને હાથ બતાવવા જાય છે, તેમના કહ્યા પ્રમાણે કરેછે; ત્યારે આપણાં ગામડાંની–શહેરની સ્ત્રીઓ જોષી ને--બાવાને--ભજન કરનાર ભગતોને અને ગુરૂ થઇ પડેલા વિલાસી જનોને ગુરૂ માને એમાં શું આશ્ચર્ય ? એમના કહેવા પ્રમાણે કરે, એમને પ્રભુ તુલ્ય માને, દરરોજનાં કાર્ય એમને પૂછીને કરે, એમાં એમનો શો દોષ ?

આપણા આસિસ્ટંટ કલેકટરની જ્ઞાતિના મહાત્માનું નામ મદન-મોહનજી હતું. આસિસ્ટંટ કલેકટરને પ્રાયશ્ચિત્ત એજ મહાત્માએ આપ્યું હતું. એજ મહાત્મા ઘણે વર્ષે પાછા આવનાર હતા અને એમનો મુકામ આસિસ્ટંટ કલેકટરને ત્યાંજ થોડોક સમય રાખવા નિશ્ચય કર્યો હતો. આ ગુરૂકૃપા હતી. પૃથ્વીમાં સ્વર્ગસુખ હતું, એમ માજી, ફોઇ ને શાંતિ માનતાં. આસિસ્ટંટ કલેકટરના ઘરમાં આનંદ છવાઇ રહ્યો હતો, ઘર સાફસુફ થયું હતું, સુખડની પેટીઓમાંથી રેશમી કપડાં બહાર કાઢવામાં આવ્યાં હતાં, ઘરનાં વાસણકુસણ સાફસુફ થયાં હતાં. મહાત્માને માટે ચાંદીનાં વાસણ, રેશમી તળાઈ ને પંખા તૈયાર થયા. સારામાં સારો ઓરડો તૈયાર રાખવામાં આવ્યો હતો અને એમાં અંદર તેમજ બહાર સાથીયા પુરાયા હતા. અનેક જાતના મોંઘામાં મોંઘા સુગંધી પદાર્થો, સ્વાદિષ્ટ મિઠાઇઓ અને ઉંચામાં ઉંચાં શાક તૈયાર રાખવામાં આવ્યાં હતાં. મહાત્મા મદન-મોહનજી જરાએ દિલગીર ન થાય એ સર્વનું લક્ષબિંદુ હતું.

ભોળી–મૂર્ખી શાંતિ મહાત્માના દર્શન માટે જેટલી ઉત્સુક હતી, તેટલી ઉત્સુક જીવનલાલ માટે કદી થઈ નહોતી. કલેકટર સાહેબના ઘરનો બનાવ વિસરાઈ ગયો હતો. માજીના મનથી એ કાંઈ મહત્વની વાત નહોતી, એટલે આસિસ્ટંટ કલેકટરનો ગુસ્સો નિરર્થકજ નિવડયો. બીજીવાર એવી મુલાકાત નહિ કરાવે એજને ! એ તો જોઇતુંજ હતું. ઘરમાં આનંદ–ઉત્સાહ–દર્શન લાલસા છવાઇ રહ્યાં હતાં.

કલેક્ટરને ત્યાં જીવનલાલ આવ્યો, ત્યારે ઘરમાંથી પટાવાળાએ મહાત્મા આવે છે તેની ખબર કહી. નોકરથી તે માજી સુધી સઘળાં મહાત્માને આવકાર આપવા–તેમનાં દર્શનથી જન્મોજન્મનાં પાપ દૂર કરવા તૈયાર થઈ રહ્યાં હતાં. બંનેએ સારામાં સારાં લુગડાં પહેર્યાં હતાં ખરાં, પણ તેમાં શાંતિની વાત જૂદીજ હતી. ઉત્તમમાં ઉત્તમ ઘરેણાં–કાશીનો પોપટીઓ સાળુ, માથામાં ફૂલ–ગળામાં મોતીની માળા, સફેદ કપાળ ઉપર લાલ ચાંલ્લો, તેમાં બાંધી દડીનું શરીર એટલે શાંતિ વધારે મોહક લાગતી. શાંતિના રૂપમાં તેના હૃદયના આનંદે અને ઉત્સાહે વધારો કર્યો હતો. આવું રૂપ જીવનલાલે પહેલાં કદી જોયું નહોતું. જીવનલાલને આવતો જોતાં શાંતિનો આનંદ જતો રહ્યો. ઘુમટો તાણી તે સાસુની સોડમાં ઉભી. આ તાલ જોઈ આસિસ્ટંટ કલેક્ટરે માજીને પૂછ્યું: “મહાત્માને મળવા તમે ક્યાં જાઓ છો? આ.. ત્યારે અહિંથીજ આવકાર આપવો એ ઠીક.”

માજીનાં ભવાં ચઢયાં: “દિકરા! તું એમાં ન સમજે! મહાત્માના દર્શન તો ચાલીને કરવાં જોઈએ, ત્યારેજ ફળ મળે!”

જીવનલાલ: “જો તમે જતાંજ હો તો હું સાથે આવું!”

માજી: “ધન્ય! હવે તો છોકરો સમજ્યો. ચાલ દિકરા! મહાત્મા આશીર્વાદ આપશે.”

આ વાત શાંતિને ગમતી નહોતી, તે બબડી: “એમનું ત્યાં શું કામ છે?”

માજી: “ચૂપ! જેમ આવે તેમ ભસે છે શું!”

ત્રણે જણ ચાલ્યાં. જેવું ઘર સાફ હતું તેવો રસ્તો સાફ નહોતો. અજીઠવાડ–વિષ્ટા વગેરે એમને એમ હતું. ઘર સાફ કરવું એટલે ઘરનો ગંદવાડ બારણા પાસે નાખવો એજ. બારણા પાસે આંગણામાંજ કચરો નંખાય કે ત્યાં બાળકો જંગલ જવા બેસે, તેની કાંઇજ હરકત મનાતી નથી. આસિસ્ટંટ કલેક્ટર સમજતો હતો, પણ ઘરમાં અમલ કરી

શકતો નહોતો. મ્યુનીસીપાલીટીવાળાને કહી ધમકાવી સારૂં રખાવતો, પરંતુ જ્યાં સુધી ઘરનાં માણસો કે પાડોશીઓ સમજે નહિ અને મ્યુનીસીપાલીટીને સાફસુફ રાખવામાં મદદ કરે નહિ, ત્યાં સુધી સર્વ ઉપાયો નકામા.

ઘીની મશાલોનો પ્રકાશ આવતો હતો. આકાશમાં ગુલાલ અબીલ ઉડતાં હતાં. ઝાંઝપખાજ વાગતાં હતાં. નેકી પોકારાતી હતી. લોકોનાં ટોળાં પગે લાગતાં આવતાં હતાં. વચમાં મહાત્માની પાલખી હતી. પાલખીની બે બાજુ ભાવિક ભક્તો ચમર ઉડાડતા હતા. આપણા આસિસ્ટંટ કલેકટરને આ દેખાવ જોતાં કાંઈક કાંઈક વિચાર ઉદ્ભવ્યા. ઇતિહાસમાં વાંચેલી રોમન કેથોલીક ગુરૂઓની કથા, બાલ્યાવસ્થામાં પોતે મહાત્માને ત્યાં જતો આવતો, એમના પગમાં પડતો તે અને ભૂતકાળના મહારાજોનાં વૃત્તાંતો નજર આગળ તરી આવ્યાં. જમાનો બદલાતો જતો હતો. ધર્મ ઉપર લોકોને આસ્થા રહેવાની, ગુરૂ ભાવ પૂજ્ય ભાવ વધવાનો, પરંતુ લાયકને માટેજ. સાધુ–ગુરૂ–મહાત્મામાં ગુણ હોય, શક્તિ હોય, જનસમાજના નેતા થઇ શકતા હોય તો તેમને નમવા, તેમના શબ્દ સાંભળવા પશ્ચિમમાંજ ઉછરેલો હિંદુ સદા તૈયાર રહેશે; પરંતુ કેવળ મહાત્મામાં ખપાવવા, અજ્ઞાન ઉપર સામ્રાજ્ય ભોગવી પોતાની ક્ષુદ્રવૃત્તિ સંતોષવા ઇચ્છા રાખનાર મહાત્મા પૂજ્ય એ માનવું નિરર્થક છે. મહાત્મા મદનમોહનજી સામાન્ય બ્રાહ્મણ હતો. થોડાંજ વર્ષથી તેણે ધાર્મિક જીવન શરૂ કર્યું હતું. શરૂઆતમાં તે એક નાના રાજ્યમાં ન્યાયાધીશ હતો. બુદ્ધિ વિશાળ, વાંચવાનો શોખ, અવલોકન શક્તિ તીવ્ર, વાક્ચાતુર્યતા એટલે તેને ત્યાંથી ફારેગ થયા પછી ધાર્મિક જીવન ગાળવા ઇચ્છા થઇ. સામુદ્રિકશાસ્ત્ર ને જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો અને સાથે વૈદકનો અનુભવ કરવા માંડયો હતો. એના પિતા ભૈરવનાથના પૂજારી હતા. ભૈરવનાથને લીધે બે પૈસા સારા પેદા થતા હતા. આ

બધા સંયોગોને લીધે મહાત્મા થવામાં મદનમોહનને અનુકૂળતા થઈ હતી. યુવાવસ્થા, તેમાં ભૈરવનાથના મંદિરમાં મદિરાદેવી અને કામદેવના ઉત્સવોથી થતા સંસ્કાર મદનમોહનના હૃદયમાંથી ખસ્યા નહોતા. ત્યાં ખૂણામાં પડેલા દેશી રાજ્યમાં ન્યાયાધીશની પદવીની સાથે મળી આવતી અનુકૂળતાએ એ સંસ્કાર ખીલવ્યા હતા. આપણો આસિસ્ટંટ કલેકટર આ સઘળું જાણતો હતો, એટલે તેને આ મહાત્મા માટે માન ન હોય તે સ્વાભાવિક છે. સ્ત્રીઓને સત્કાર આપવા રાખી ત્યાંથી ખશી જવા તેને વિચાર થયો પણ શાંતિનો ઉત્સાહ–શાંતિની અસ્વસ્થતા જોતાં તે ખંચકાયો.

મહાત્માની પાલખી આવી પહોંચી. મહાત્મા રેશમી, ભરેલી ગાદી ઉપર અઢેલી બેઠા હતા. સો સો વાર સુધી સુગંધી ફેલાઇ રહી હતી. પાલખીનો વાંસ અને પાલખી ઉપાડનારાઓ ઉપર અત્તર ગુલાબ ને સુગંધી પદાર્થો બહેંકી રહ્યા હતા. પાલખી ઉપાડનારા શાંત ચાલ્યા જતા હતા પણ નેકીદાર નેકી પોકારતા હતા, તેમ લોકો–બાળકો–સ્ત્રીઓ જય–જયના ઘોષથી–કેવળ શુદ્ધ ચિત્તે પગે પડતાં હતાં. મહાત્માએ અંદરથીજ દોરી ખેંચી કે ઘંટડી વાગી ને પાલખી ઉભી રહી. આસિસ્ટંટ કલેકટરને ત્યાંથી કોણ સામું આવ્યું છે, એ જોવા મહાત્માએ બહાર જોયું. ઘનવાદળમાંથી ડોકીયાં કરતા ચંદ્રનાં દર્શન કરવા જેટલી ઉત્સુકતા જણાય, તેથી વિશેષ ઉત્સુકતાથી મહાત્માનું મુખારવિંદ જોવાતું હતું. માજી એકદમ પગે પડ્યાં અને મહાત્માએ આશીર્વાદ આપ્યો. તરતજ શાંતિ પગે પડી. ઘરમાં રાત્રે પતિને માટે સારૂં લુગડું પહેરવું પડતું તો બગડી જવાની બીકે ઘુમાઘુમ કરી મૂકતી શાંતિ, આજ સારામાં સારી સાડી ધૂળમાં રગદોળતાં ખંચકાઇ નહિ. મહાત્મા પોતાની આ સેવિકાની ભક્તિથી સંતુષ્ટ થયા. શાન્તિને પાસે બોલાવી–વાંસે હાથ ફેરવી આશીર્વાદ આપ્યો. શાંતિએ, માજીએ, અને અનેક સ્ત્રીઓએ માન્યું કે આજ એને સ્વર્ગ મળ્યું–જન્મ ધર્યાનું સાફલ્ય થયું.

માજી: "બેટા! તું પણ મહાત્માને પગે લાગ. જો એમણે શાંતિ ઉપર કૃપા કરી છે તો જરૂર એને સારો દિવસ આવશે. નીચો વળી પગે પડ. એમના પ્રતાપથી—એમના આશીર્વાદથી તારૂં કલ્યાણ થશે. એમની અવકૃપાથી તો આપણું સત્યાનાશ જાય, માટે નમ."

આપણા આસિસ્ટંટ કલેક્ટરને મહાત્મા તરફ દ્વેષ નહોતો. તેનામાં અમુક શક્તિ હતી માટે પૂજાય છે એટલે તેને યોગ્ય માન આપવું, એવો તેનો વિચાર હતો, તેથી પોતે બે હાથ જોડયા અને માથું નમાવ્યું. ધર્મગુરૂ—તે જે રાજા કરતાં પણ પોતાને વિશેષ માનતો—તેને આ વર્તન અસભ્ય લાગે એમાં શી નવાઇ! મહાત્મા જો કે મુગાજ રહ્યા, પરંતુ તેમની ભ્રકુટી ચઢી; તોપણ ક્ષણ વાર પછી તે આંખમાં ક્રોધને બદલે કૃપાછાયા દેખાઈ. પાલખી સાહી શાંતિ ચાલતી હતી અને તેજ આ કૃપાછાયા—શાંતિનું કારણ હતું.

આસિસ્ટંટ કલેક્ટર તો વિચારમાં પડયો. જે શાંતિ પોતાની સાથે બહાર આવવા ના પાડે, કલેક્ટરને ત્યાં લીલીને મળવા જતાં ગભરાય, પોતાના મિત્રોને યોગ્ય—વિવેકસર ઉત્તર આપતાં ઘુમટો તાણે, પોતાની પાસે સારાં વસ્ત્રો પહેરી આવવા અનેકવાર કહેલું તે ન માને, તેજ શાંતિ મહાત્મા સાથે તડાકા મારે, મહાત્માને ચમર ઉરાડે અને ભરબજારમાં દોડે, એ કેટલી નવાઇ! કેટલી અંધશ્રદ્ધા! શાંતિ અને કમળાની સરખામણી તેના મનમાં થવા લાગી અને નિરાશામાં પડતાં ઉભોજ રહ્યો. સઘળાં વેરાઇ ગયાં હતાં જ્યારે રસ્તામાં માત્ર આપણા આસિસ્ટંટ કલેક્ટર સૃષ્ટિસૌંદર્ય કે સૃષ્ટિ વિલક્ષણતા નિહાળતા હતા.

હિંદુસ્તાનના સામાન્ય વર્ગની પથારી. તેમને નથી હોતા પલંગ કે નથી હોતી મચ્છરદાની. ઘરના ઓરડામાં, પરસાળમાં ઓટલા ઉપર આવી પથારીઓ અનેક પથરાય છે ને હિંદુસ્તાનના ગરીબ–સંતોષી-સ્નેહાળ ગામડીયાની શયનક્રિયા પૂરી થાય છે. સ્ત્રીઓ અંદર સુવે છે, બાકી પુરૂષોને તો નથી જોઈતા પડદા કે નથી જોઈતાં રંગ–તળાઇઓ. ગાડાંવાળા ખેડુતોનાં શયનભુવન, આંબા, વડ કે લીમડાના વૃક્ષ નીચે ગાડામાંજ કે હોકો સળગાવવા કરેલા તાપણાની આસપાસજ થાય છે. બળદીઆ તેમના ચોકીદારો–સોબતી આવી રીતે કુદરતની શાંતિ અને સાદાઈ ભોગવતા તેઓ જીવન વ્યતીત કરે છે. આજ સમયે આપણો આસિસ્ટંટ કલેકટર આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો વિચાર કરતો હતો, ત્યાં 'જમવાની વખત થઇ છે'ની વરધી આવી: મી૦ જીવનલાલ હમેશાં એકલોજ જમતો એટલે એ અને ભગવાનજી જમવા ગયા. આજ રસોઇ જૂદાજ પ્રકારની હતી. બાળકો–મનુષ્યોને ઘણીવાર અમુક ભોજન લેવાની વૃતિ થાય છે. આ વૃત્તિ કવિચત્ સંતોષાતી હોય, આ વૃત્તિ લાલચનું રૂપ ન લે એટલું ધ્યાનમાં રાખી વડીલ વર્ગ તે પરિપોષતાં હોય, તો અનેક યુવાનો છાનામાના હૉટેલમાં કે બજાર સારી ખોટી વસ્તુ ખાય છે, પૈસા અને શરીર બગાડે છે તે ન બગાડે; પરંતુ આપણામાં બાળકોની ઇચ્છા, બાળકોની વૃત્તિઓ, બાળકોની લાગણીઓ ઉપર કોણ ધ્યાન આપે છે? તેમની ઇચ્છાઓ ગમે તેવી યોગ્ય હોય પણ ઘણીવાર તેમને ધમકાવી કાઢવામાં આવે છે, અને બુદ્ધિનો વિકાસ આ પ્રમાણે સંકુચિત કરવામાં આવે છે. જીવનલાલે નાનપણમાં અનેકવાર અમુક જાતની રસોઇ કરવા કહ્યું હશે; પરંતુ 'બાળકો ખરાબ થઈ જાય! એમનું કહ્યું કરાય!' એ વિચારે એ વૃત્તિ પરિપોષાયેલી નહિ. આનું પરિણામ એ આવ્યું કે જીવનલાલ જે હોય તે ખાય. તેને 'અમુક જોઇએ–અમુક હોય તો સારૂં' એવી કદિ વૃત્તિ થતી નહિ. સંસારથી વિરક્ત રહેનારને આ વૃત્તિ સારી, પણ પોતાની વૃત્તિ કબજે ન રાખનારની સ્વાભાવિક

વૃત્તિઓ ઉપર આવો અંકુશ રહે, એ લાભને બદલે હાનિજ કરે. જીવનલાલે આજની રસોઇ જોઈ તેવી રસોઇ ઘરમાં કદિ થઇ નહોતી. અનેક વાનીઓ થાળીમાં પડેલી જોઇ એમજ થયું કે ઘણા કુટુંબોમાં છોકરાં મહેમાન આવે એમ ઇચ્છે છે, તેનું કારણજ આ મહેમાનને બહાને તેમની વૃત્તિઓ સંતોષાય. ઓરડામાં જીવનલાલ ને ભગવાનજી બેજ હતા. જીવનલાલના મ્હોં આગળ ઉત્તમ ભોજન છતાં આજ તેને તેમાં આનંદ પડ્યો નહિ. ભગવાનજીએ કહ્યું : " ભાઇ ! જમી લ્યોને ! શો વિચાર કરો છો ?"

જીવનલાલ: " ભગવાનજી ! મારૂં કોઈ નથી ! અને જે છે તે મારાં નહિ રહે ! તું મારો રહીશ ?

ભગવાનજી : "ભાઇ ! ભાઇ ! આજ આટલા દિલગીર કેમ છો ? તમારૂં કોઇ નથી, તો હું તમારોજ છું એ ખાત્રી રાખજો. પણ મહાત્માને ચીડવશો નહિ હોં ! એ શાપ આપશે. એમનો શાપ એનો વિચારજ કરતાં હું ગભરાઉં છું ! "

જીવનલાલ : "ભગવાનજી ! તું મહાત્માના શાપથી બ્હીએ છે ?"

ભગવાનજી સ્ત્રીઓ અને લોકોની વહેમ કથાઓમાંજ ઉછરેલો એટલે એવી ધાર્મિક અંધશ્રદ્ધા રાખે એમાં શું આશ્ચર્ય !

ભગવાનજી : "ભાઈ ! મને મારે પોતાને માટે જરાએ બીક નથી, પણ તમને કાંઇ થાય તે મારાથી જોવાય નહિ. દેવો અને મહાત્માને ગુસ્સે કરવા એ ઠીક નહિ "

જીવનલાલ : " ભગવાનજી ! આજ તું આખી રાત મારી પાસે રહીશ ? "

ભગવાનજી : "હા. ઘણી ખુશીથી."

જીવનલાલ : "મહાત્મા ગુસ્સે થાય તોએ ? "

ભગવાનજી: "મહાત્મા તમારા ઉપર તો શું પણ આખા જગ ઉપર ગુસ્સે થાય તોએ તમને નહિ છોડું."

જમવાનું પૂરૂ થયું અને બંને ઓરડામાં ગયા. પાન ખાઈ જીવનલાલ થોડીવાર આરામ ખુરશી ઉપર પડયો. પલંગ તૈયાર હતો. તેના ઉપર સફેદ ચાદર હતી, મચ્છરદાની હતી. બીજો નાનો પણ સાદો ખાટલો શાંતિનો હતો. આજ શાંતિને પોતે સાંભરતો નહોતો–સંભારવાની નવરાશ નહોતી. ભગવાનજીએ ઓરડાનાં બારણાં બંધ કર્યાં ને બારીની જાળી ઉઘાડી રાખી. આ ઓરડાને બે બારણાં હતાં. એક બહાર જવાનું ત્યારે બીજું ઘરમાં જવાનું. બહાર જવાનું ઠાલું વાસ્યું. થોડીવાર થઈ ત્યાં 'ભાઇ!' ની બુમ પડી, અને જીવનલાલે પોતે ઉભા થઇ બારણું ઉઘાડયું. બારણું ઉઘાડતાં રેશમી સાડીવાળાં, કપાળમાં કંકુનો મોટો ચાંલ્લો ને અક્ષત ચોઢેલાં, એવાં માજી નજરે પડયાં.

"દિકરા! મારે તારી સાથે વાત કરવી છે."

"માજી! કહોને–નિરાંતે!"

માજી ચોગરદમ જોઇ ધીરે રહી બોલ્યાં: "વાત તો મહાત્મા સંબંધીજ છે."

"મહાત્માની! શી છે? જલ્દી કહો, મને કાંઇ કાંઈ વિચાર આવે છે."

"તું મહાત્માને ઘરમાં આવ્યા પછી પગે નથી લાગ્યો?"

"હજી સુધી નહિ."

"દિકરા! તું ભૂલ કરે છે! મહાત્મા પધાર્યા ત્યારે પણ તું પગે પડયો નહોતો. એ ઠીક નહિ."

"માજી! હું નાનો છું. મારે માથે મારા પિતા હોય, પછી એ બધું મારે હોય નહિ. મહાત્મા કાંઈ કહેતા હતા?"

"નારે ના; મહાત્મામાં તો જરાયે ક્રોધનો અંશ નથી. ઉલટા તે તો આપણા ઉપર સંતુષ્ટ છે, એમ તેમના માણસો કહેતા હતા. એમને પોતાને કાંઇ પાંઇ જોઇએ છીએ? એ તો પૈસાને પણ અડકે તો

અપવાસ કરવો પડે. ભેટ માણસોને આપી દેવાની અને થોડીક ભૈરવનાથ ખાતે જવાની. મહાત્મા તે મહાત્માજ છે. ઘણી સ્ત્રીઓ મહાત્માના પગ ચાંપવા કહે છે પણ નાની ના. માત્ર એમને ધર્મનો બોધ કરવાનો, અને એમની કૃપા જેમના ઉપર ઉતરે તે સ્ત્રીને ઉપદેશ આપે. મંત્રેલું પાણી પાય. તે પણ એકાંતમાં–એજ. બાકી કાંઈ નહિ. આપણાં ધનભાગ્ય કે મહાત્માએ આપણે ત્યાં કહ્યા કહાવ્યા વિના આવવા કૃપા કરી. એમની પધરામણી માટે લોકો મરી રહે છે. એ કાંઇ બીજા મહારાજો દીઠા કે ઘેર ઘેર પધરામણી કરાવે? એમને તો કાંઈ તથા નથી. તારા બાપ અને હું બંને મહાત્માની સેવા કરીએ છીએ, ત્યારે તારી વહુને મંત્રેલું પાણી પાવા કબુલ કર્યું છે. હવે જોજે, વહુને સારા દિવસ આવે છે કે નહિ? હમણાંજ એ વહુને બોલાવશે.”

જીવનલાલઃ “માજી! મંત્રેલું પાણી લઇ આવજો, હું પાઈ દઇશ. પાણી પીવા માટે મહાત્મા પાસે જવાની જરૂર નથી.”

માજીઃ દિકરા! એવું ગાંડું ગાંડું બોલીશ નાહ. એમ થાય નહિ. એમ મંત્રેલું પાણી મળે એ નહિ, અને પીવડાવાયે નહિઃ આજ કેટલાંક વર્ષ થયાં વહુને દિવસ ચઢતાજ નથી. ઘેર બેઠાં ગંગા આવી છે પછી શું મ્હોં ધોવા જવું?”

જીવનલાલઃ “જો એમજ હોય તો હું સાથે જઈશ. સ્ત્રીને પતિની હાજરીનો વાંધો હોયજ નહિ અને મહાત્મા એવો વાંધો કાઢી શકેજ નહિ.”

માજી ગુસ્સે થયાં. મહાત્મા–પ્રભુરૂપ મહાત્માના વિચારોની સામે થવાની ધૃષ્ટતા દિકરો કરે એ કેમ ખમાય! વિલાયતે ઘર ઘાલ્યું–ધર્મ બોળ્યો અને મહાત્માથી આ વાત અજાણી રહેજ નહિ. તે તો ભૂત, ભવિષ્ય, વર્તમાન સમજી શકે છેઃ તો નક્કી દિકરાને શાપ આપ્યો હશે કે આપશે–એમ ધર્માંધ માતા બ્હીવા લાગી.

માજી: "ના, એમ થાય નહિ. મહાત્મા માટે શંકા લાવવામાં પાપજ કરે છે. મહાત્માની મરજી એવી છે કે એ એકલી આવે. જો નવ વાગવા આવ્યા છે, હમણાંજ તેને બોલાવશે."

જીવનલાલ મુગોજ ઉભો હતો, ત્યાં મહાત્માના ઓરડામાં ઘંટડી વાગી.

માજી: "તારાં ફોઈ બ્હાર આવ્યાં છે. હવે વહુને હમણાં બોલાવશે."

જીવનલાલ: "એને અહીં મોકલ અને બોલાવે ત્યારે માણસ મોકલજે."

માજી: "શું તારે સાથે જવું છે?"

જીવનલાલ: "એ જશે તો હું પણ જઈશ."

માજી: "તે તો જશેજ. એ તો જવા ક્યારનીએ તલપાપડ થઈ રહી છે. પણ તું સાથે ના જઈશ. તને અંદર જવાજ નહિ દે!"

એટલામાં માણસ આવ્યું ને 'મહાત્માને કપૂર જોઈએ છીએ' એવો સંદેશો આવતાંજ માજી ઘરમાં દોડયાં. મહાત્માને જોઈએ તો ઘરબાર, પૈસો, જાત બધું હાજર છે તો પછી કપૂરની શી વિસાત! વાડકા ભરી કપૂર મહાત્માના ઓરડામાં ગયું.

આસિસ્ટંટ કલેક્ટરનો જીવ આજે ઠેકાણે નહોતો. મેજ ઉઘાડી તે સરકારી કાગળો ફેરવવા લાગ્યો પણ તેમાં ધ્યાન લાગ્યું નહિ એટલે પાછા મૂક્યા. જીવનલાલ ઉંચા જીવે આરામખુરશીથી પલંગ ને પલંગથી આરામખુરશી ઉપર પડતો. જીવનલાલની મુખમુદ્રા આજ વિચિત્ર હતી, તેનું લોહી ગરમ થયું હતું, આંખમાંથી અગ્નિ વરસતો હતો, સંસાર શુષ્ક ભાસતો હતો. આજ તે પોતાની પત્ની વિસરી ગયો હતો અને પ્રસંગ આવે ખૂન કરવા પણ તૈયાર થયો હોય, એમ તેના મ્હોં ઉપરથી લાગતું હતું.

ભગવાનજીઃ "ભાઇ! ભાઈ! આજ કેમ આમ છે? આજ કાંઈ અનિષ્ટ થવાનું લાગે છે, ભાઈ! સમજીને મહાત્મા ગુસ્સે થાય એવું ન કરશો!"

જીવનલાલઃ "ભગવાનજી! તું મહાત્માથી બીતો હોય–શાપની બ્હીક હોય તો ચાલ્યો જા. તારા ઉપર હું જરાયે ચીડાતો નથી. જા ભાઇ જા! હું એકલોજ રહીશ."

ભગવાનજી કાંઇજ બોલી શક્યો નહિ, પણ વખત આવે મદદ કરવા દૂર સાદડી ઉપર જઈ ભીંતને અઢીંગી બેઠો.

---

## પ્રકરણ ૧૫ મું

### મહાત્માની નિરાશા

દસ વાગ્યા અને શાંતિ ઓરડામાં દાખલ થઇ. આજ શાંતિનું રૂપ મોહક–ચિત્તાકર્ષક હતું. પગમાં નાજુક સાંકળાં, હાથમાં સોના મોતીનાં ઘરેણાં, કોટમાં હીરામોતીની માળા, માથામાં ફૂલ, કાનમાં ઉંચામાં ઉંચાં પાણીદાર મોતીનાં એરીંગ હતાં. આખા શરીરમાંથી સુગંધની બ્હેક આવતી હતી. ગૌર વર્ણનું મ્હોં શોભતું. કપાળ ઉપર રકત ચાંલ્લો રૂપમાં વધારો કરતો હતો અને પહેરેલું લુગડું પણ કીમતી અને ઉમદા હતું. પરણીને આવી તે રાત્રે પણ શાંતિનું રૂપ આટલું મોહક નહોતું. તેના હૃદયમાં આજ કાંઇ નવીન ઉત્સાહ હતો, તેના ચહેરા ઉપર આનંદ–સ્વર્ગ પ્રાપ્તિ નજીક લાગતાં હતાં. અંદર આવતાંની સાથેજ ભગવાનજીએ બારણાં બંધ કર્યાં–તાળા કુંચી લગાવી.

"ચાલો ! ચાલો ! મહાત્મા ખોટી થાય છે."

"શાંતિ ! ઉતાવળ શી છે ?"

"ઉતાવળ શી છે ? મહાત્મા ખોટી થાય છે. પછી આપણે મળીશું. હમણાં ચાલો."

"તું અંદર આવ. આપણા સુવાના ઓરડામાં ચાલ." એટલું કહી તે બંને અંદર ગયાં અને બારણાં બંધ થયાં.

ઓરડામાં એક ઝાંખો દીવો હતો. ઝાંખા પ્રકાશમાં પણ શણગારાયેલી શાંતિ મોહદેવી–મોહિની લાગતી હતી. આસિસ્ટંટ કલેક્ટરની વૈરવૃત્તિ નષ્ટ થતાં મોહવૃત્તિ જાગી. તે શાંતિ પાસે ગયો–તેના ખભા ઉપર હાથ મૂક્યો અને નીચાવળી તેના મ્હોં તરફ અડપલું કરવા વળ્યો; ત્યાં શાંતિ ગાજી ઉઠી! "મને અડકો નહિ. મહાત્મા વાટ જૂએ છે. જલદી ચાલો, તમે સાથે આવતા હોતો આવો–પાછા મારે એકલા મળવાનું છે. વાર થાય છે ને મહાત્મા ગુસ્સે થશે."

શાંતિ પલંગ ઉપર બેઠી હતી. જીવનલાલ ખુરશી ખસેડી પલંગ પાસેજ ખુરશી પર બેઠો. જીવનલાલ ઉઠશે એમ માની પોતે પલંગ ઉપરથી ઉઠી, પણ જીવનલાલ ઉઠયોજ નહિ એટલે પાછી તે અસ્વસ્થ ચિત્તે બેઠી.

મહાત્માના ઓરડામાંથી એક પછી એક ઘંટડીના અવાજ જાળીઆમાંથી સંભળાવા લાગ્યા. શ્રી કૃષ્ણની વાંસળીથી ગોપીઓનાં ચિત્ત વલોવાય, તેમ મહાત્માની ઘંટડીથી શાંતિની શાંતિ નષ્ટ થઇ હતી. ચથારીમાંથી એકદમ ઉભી થઇ ને તે બોલી: "હા! મહાત્મા બોલાવે છે? હું આવું છું."

શાંતિ બારણું ઉઘાડી વચલા હોલમાં આવી. બહાર જવાનું બારણું ઉઘાડવા ગઇ પણ બંધ. ઉઘાડવાનાં ઘણાં ફાંફાં માર્યાં, તાળું તોડવા યત્ન કર્યો, પણ લાચાર. જે રસ્તે આવી હતી તે રસ્તે ગઇ, ત્યાં પણ બારણાં બંધ. બારીએથી કુદવા વિચાર કર્યો તે પણ બંધ. પાંજરામાં પૂરાયલો સિંહ બહાર જવા સળીયા કરડે તેમ શાંતિ અબળા–કરવા લાગી પણ તેનું કાંઇજ વળ્યું નહિ. શાંતિના ચિત્તમાં મહાત્માજ રમી રહ્યા હતા. તે પતિનું અસ્તિત્વજ વિસરી ગઇ હતી. ભગવાનજી દૂર ખૂણામાં બેઠો હતો તેને પણ તે જોઇ શકી નહોતી. એનું સઘળું ધ્યેયધ્યાન મહાત્મામાં હતું અને જેટલી પળ જતી તેટલી તેને યુગ યુગ સમાન લાગતી હતી. તે બોલી:

નહિ જવા દો ? કપૂરની આરતી થઈ ગઈ; ઘંટડી ઉપર ઘંટડી વાગે છે. મહાત્માને ખોટી કરવાથી લાભ નથી. બારણાં બંધ કોણે કર્યાં ? આ શું ? મહાત્માની મરજી વિરૂદ્ધ થવાની કોણે હિંમત કરી છે ? જવા દો ? મહાત્માના ચંડીપાઠના મંત્રો સંભળાય છે! વાર થાય છે, મહાત્મા ગુસ્સે થશે ! ચાલો કે જવા દો !"

શાંતિ વળી બારણાં તરફ દોડી. બારણાં હચમચાવી નાખ્યાં. સાંકળ તોડી નાખવા જોર કરી ફેરવવા–મરડવા લાગી, પણ લાચાર. જીવનલાલ શાંતિથી દૂર ઉભો ઉભો જોયા કરતો હતો, તેમ તેમ શાંતિની અધિરાઇ–ક્રોધ–તિરસ્કાર વધતાં હતાં. આખરે શાંતિનો ક્રોધ હાથમાં ન રહ્યો, સ્વામી ઉપર ગુસ્સે થઇ, સ્વામી પ્રત્યે તિરસ્કાર થયો ને બોલીઃ "તમારામાં અક્કલ છે કે નહિ ? આ શું કરવા માંડયું છે ? પેલી રાં...ના શીખવ્યા પ્રમાણે મારા ઉપર જુલમ કરવા માંડયો છે તે હું જાણું છું. બારણાં ઉઘાડો, મને જવા દો, નહિ તો મહાત્માનો શાપ લાગશે. સમજો ! જરા સમજો !"

જીવનલાલે ઉત્તર ન આપ્યો, તે તરફ બેદરકાર રહ્યો, એટલે શાંતિનો અગ્નિ પ્રજ્વલિત થયો. બારીની આંકડી ઉઘાડી બારીએથી કૂદવા વિચાર કર્યો. ખુરશી લઇ આંકડી ઉઘાડવા શાંતિ ખુરશી ઉપર ચઢી, એટલે જીવનલાલે જઇ એક બચ્ચાંને પકડે તેમ પાંગોઠું પકડી શાંતિને હેઠળ ફેંકી. શાંતિને આજ જ પતિના હાથનો અનુભવ થયો. ભગવાનજી દૂર બેઠો બેઠો આ તાલ જોતો હતો. તેને જીવનલાલની આ વર્તણુંક પસંદ પડી. એના મનથી તો એમજ થયું કે આસિસ્ટંટ કલેક્ટરે સ્ત્રી સ્વાતંત્ર્યના વિચાર દૂર કરી શાંતિને દશે પંદરે મેથીપાક આપ્યો હોત તો શાંતિ આવી ઉદ્ધત ન થાત અને આવો વખત ન આવત !

જોર કરવાથી, સામે થવાથી કાંઇ લાભ નથી એમ જ્યારે શાંતિને જણાયું, ત્યારે તે પોતે પતિને પગે પડી. પતિ આગળ રોઈ

અને મહાત્માનો ગુસ્સો ન લેવા–મહાત્માના દર્શનનો લાભ લેવા જવા દેવા વિનંતી કરી–આજીજી કરી કહ્યું: "મહાત્મા માટે શંકા લાવવાની જરૂર નથી–મારા ઉપર શંકા લાવશો નહિ–કેવળ દર્શન કરવા એજ ઉદ્દેશ છે." શાંતિનું પોતાના માટેનું કહેવું ખરું હતું. મહાત્મા–ધર્મ ગુરૂઓ પ્રત્યે હિંદુ સ્ત્રીઓનો એટલો ભાવ હોય છે–શ્રદ્ધા હોય છે કે તેઓ તેમને પતિ કરતાં પણ વધારે માને છે–અરે! પ્રભુજ માને છે અને એ શ્રદ્ધાને લીધેજ–એ અંધભક્તિને લીધેજ પ્રભુતુલ્ય મહાત્મા–ગુરૂની માગણી, પછી તે યોગ્ય હોય કે અયોગ્ય–તો પણ તેની ના પાડી શકતી નથી; એમનામાં વિષયવાસના હોતી નથી, વ્યભિચારવૃત્તિ હોતી નથી, વ્યભિચાર તરફ તિરસ્કાર હોય છે; પરંતુ પ્રભુતુલ્ય મનાતા મહાત્મા–ગુરૂની ઇચ્છા વિરૂદ્ધ જતાં નર્કમાં પડાય–ઇશ્વર ક્રોધે ભરાય, એવી માન્યતાને લીધે ઘણું કરી તેઓ તેમની સારીનરસી વૃત્તિને તાબે થાય છે. સ્ત્રીઓ અજ્ઞાન હોય છે, સ્વતંત્ર વિચાર કરવા શક્તિ નથી–તેમને વિચાર કરતાં શિખવ્યું નથી, પછી પોતાની બુદ્ધિ અનુસાર વર્તે એમાં શું નવાઇ!

જીવનલાલનું હૃદય આજ પત્થર કરતાં–વજ્ર કરતાં વધારે, કઠિન થયું હતું. શાંતિની આજીજી–શાંતિનાં અશ્રુ એના હૃદયને પલાળવા અશક્ત હતાં. વખત જતો ગયો તેમ બહાર અધિરાઇ વધતી ગઈ. ઘરનું સ્ત્રીમંડળ ઉતાવળ કરાવવા ઓરડા પાસે આવ્યું અને શાંતિની આશાનાં કિરણ ફૂટયાં. મદદ આવી એમ લાગતાં તેજાગૃત થઈ. શાંતિ દોડી–બારણાં પાસે ગઇ, તડમાંથી પોતે કેદમાં છે, આવવા દેતા નથી, ને બારણા બંધ છે તે હકીકત કહી. વાત ઘરમાં ગઇ અને ત્યાં ત્રાસ વર્તાયો. મહાત્માના ઓરડામાં શાંતિ પ્રસરી. ઘરનું એક માણસ સુતું નહોતું, મહાત્માના સુતા સિવાય કેમ સુવાય!!

પાંચ મીનીટમાં માજીએ બારણાં ઠોક્યાં. જીવનલાલ ધારતોજ હતો અને તેથી શાંત ચિત્તે માજીને કહ્યું કે: "પોતે મહાત્માના દર્શન કરવા આવશે નહિ અને શાંતિને આવવા દેશે નહિ.

આટલાજ શબ્દ કહી જીવનલાલ પાછો ફર્યો. શાંતિના મનમાં હતું કે માજીના હુકમનો અનાદર નહિ થાય, ત્યાં તો પરિણામ આ આવ્યું. તે દોડી, બારણાં ફરીને અફાળ્યાં. માજીને, પોતાને છોડાવવા મહાત્માની મદદ લેવા કલ્પાંત કરી આજીજી કરી. બહાર માજી અને સ્ત્રી મંડળ પણ કલ્પાંત કરતું એકઠું થયું. બહાર ઉભાં ઉભાં માજીએ જીવનલાલને સમજાવ્યો—ગાળો દીધી—કુટુંબનું સત્યાનાશ જશે એમ કહ્યું; પણ જીવનલાલ એકનો બે થયો નહિ.

માજી: "શાંતિ! ગભરાઇશ નહિ. ઘરના નોકરોને બોલાવી હું બારણું તોડાવું છું ને પછી તને બહાર કાઢીશ, ગમે તેમ કરી તને છૂટી કરીશ, પણ મહાત્માનો કોપ નહિ લઉં. મૂઓ! એના કરતાં છોકરાં ન હોત તો સારૂં! હું કહેતી હતી કે વિલાયત ન મોકલો! જૂઓ! આ વિલાયત જઈ દીકરા ડાહ્યા થઇ આવ્યા!"

આસિસ્ટંટ કલેક્ટરનો મિજાજ ગયો: "બા! ઉભી રહે—ગડબડ ન કર."

આટલું બોલી જીવનલાલ ઓરડામાં ગયો. ઓરડામાં કબાટ ઉઘાડી નાની લાકડાની પેટીનું તાળું ઉઘાડયું અને અંદરથી ભરેલી બંદૂક કાઢી, બહાર આવી, જાળીમાંથી માને દેખાડી. માએ બંદૂક દેખતાંજ ચીસ પાડી: "તારે તારી માને મારી નાખવી છે?"

જીવનલાલ: "ના. હું સ્ત્રીને મારતો નથી, પણ જે માણસ મારી મરજી વિરૂદ્ધ મારા ઓરડામાં પગ મૂકશે, તે માણસને રામ-શરણ પહોંચાડીશ. સમજ્યાં? તે માણસ પછી ભલે નોકર હોય—ભાઇ હોય—બાપ હોય કે મહાત્મા પોતે હોય! શાંતિ મારી સ્ત્રી છે—મારી મિલ્કત છે, તેને લઇ જવાનો કોઇનો હક નથી. જોઉં છું અંદર આવવાની—બારણાં ભાંગવાની કોણ હિંમત કરે છે?"

આસિસ્ટંટ કલેક્ટરની આ ધમકી સાંભળતાંજ સર્વે શાંત થઇ ગયાં. સર્વેને ત્રાસ થયો. સીપાઇઓ—નોકરોને સ્વપ્ને પણ ખ્યાલ

નહોતો કે આવા ભલા શેઠનામાં આવો ક્રોધ હશે. કુટુંબનાં માણસો બંદૂકથી બીન્યાં ધમકીથી બીન્યાં, તે કરતાં 'મહાત્મા હશે તો પણ મારીશ' એ વિચારે વધારે બીન્યાં હતાં. જરૂર કુટુંબ ઉપર આફત આવવાની. મહાત્મા બધાંને બાળી નાખશે કે શું-હવે શું થશે-એ વિચારે સઘળાં બેબાકળાં થયાં હતાં. ભગવાનજી પણ જીવનલાલના છેલ્લા શબ્દે ત્રાસ્યો હતો. ગીરધરલાલ, જે જીવનલાલનો પિતા તે તો છોકરાની ઉદ્ધતાઈ સમજી-હવે ઑફિસર થયો એટલે નહિ માને ધારી ચાલ્યોજ ગયો.

માજી અકળાયા-રોયાં-ગભરાયાં પણ શું કરે! બારણાં બંધ હતાં. તે ઉઘાડાય શી રીતે? ઉઘાડનાર મોતને શરણે જાય એ વાત પણ નિઃસંદેહ. એકજ ઉપાય હતો-મહાત્મા પોતે કામ માથે લે તો થાય, એમ માની મહાત્માને વાત કહી. મહાત્મા મદનમોહનજી પણ આપણા આસિસ્ટંટ કલેકટરની માફક આગ્રહી થયા હતા. તેમણે શાંતિને ઉપદેશ આપવા દ્રઢ નિશ્ચય કર્યો હતો; એટલે એમના ધૈર્યની કસોટી થતી હતી. મહાત્માએ જીવનલાલને સમજાવવા પોતાના અંગત માણસને મોકલ્યો. તે માણસે જીવનલાલને સમજાવ્યો: 'શાંતિને એકલી ન મોકલો તો હમણાં સાથે લઇ ચાલો પછી થઇ પડશે.' એમ કહ્યું; પરંતુ જીવનલાલ જરા પણ ડગ્યો નહિ. અંતે મહાત્માની ઇચ્છા મુજબ નહિ થાય તો મહાત્મા શાપ આપશે એમ પણ કહ્યું, તોએ જીવનલાલના હૃદય ઉપર કાંઇ અસર થઇ નહિ. શાપની વાત સાંભળતાં શાંતિ રોઇ પડી અને માથું પછાડ્યું. ભગવાનજી પણ ત્રાસ પામ્યો ને 'ભાઈ હઠીલાઈ કરે છે'-એમ લાગ્યું.

નોકરો-માણસો કામ કરતાં હતાં, પણ સર્વેનાં કાળજાં ધબકતાં હતાં. ઘરમાં ખૂન થયું હોય, લોહીની નીક નજર આગળ વહેતી હોય ને સર્વે ત્રાસી જાય, તેમ આજના બનાવથી સર્વ ત્રાસ્યાં હતાં.

દીવા–પ્રકાશિત દીવા–ચિતાના અગ્નિ જેવા લાગતા, ચામાચીડીયાં ઉડાઉડ કરી બીવડાવતાં હતાં. બિલાડી ઉંદર ફરતાં, તે પણ ત્રાસ અનુભવતાં હોય એમ લાગતું.

મહાત્મા પોતે ઓરડામાંથી ગર્જના કરી ઉઠયા. જો કે તેમણે આસિસ્ટંટ કલેક્ટરની ધમકી–બંદુકની વાત સાંભળી હતી, એટલે ઓરડીમાંથી બહાર જવા વિચાર માંડી વાળ્યો હતો! તો પણ મહાત્માનો ઘાંટો શાંતિએ ઓળખ્યો–એકવાર બારણા તરફ દોડી, પાછી આવી પતિને વિનવવા લાગી; પણ વ્યર્થ. મહાત્માને મદદે આવવા ઘાંટા પાડ્યા, પોતાના પતિને ગાળો દેવા લાગી, પોતાને છોડાવવા માણસોને બુમો પાડી, પણ લાચાર! બાર વાગ્યા હતા. બે કલાકના માનસિક શ્રમની સાથે નિરાશા–ભયથી ઘેરાયલી શાંતિ ઢીલી ધબ થઇ ગઈ. બહારથી અંદર આવવાની કોઇની હિંમત નહોતી. તેઓ જાણતાં હતાં કે આસિસ્ટંટ કલેક્ટર અંદર આવવા યત્ન કરનારને ઠાર કર્યા વિના રહેનાર નથી. શાંતિ ઢીલીઢબ થઇ પડી એટલે જીવનલાલે તેને ઉપાડી પલંગમાં સુવાડી. માથા નીચે તકીયો મૂક્યો–ચોફાળ ઓઢાડ્યો અને પંખો નાખ્યો. શાંતિ પુતળીની માફક પડી રહી. જીવનલાલ આઘો ખસ્યો. આરામ ખુરશી પર પડ્યો. ત્યાં પડ્યો પડ્યો તે શાંતિને જોયા કરતો હતો. શાંતિ થાકી ગઇ હતી–નિરાશ થઇ હતી; છતાં તેના ચ્હેરા ઉપર ક્રોધ–તિરસ્કારના ભાવ સ્પષ્ટ જણાતા હતા. એક તો પોતે શાંત નહોતો ને બીજું શાંતિ ઉપર વિશ્વાસ નહોતો–વખત છે આંખ મળી જાય ને શાંતિ ચાલી જાય તો! એ બીકે જીવનલાલ ઓરડામાં છંછેડાયેલા વાઘ માફક ફરવા લાગ્યો; થોડીજ-વારમાં કેવળ ધર્માંધ–વ્હેમીલી–નિર્દોષ–પણ બેસમજ શાંતિ ઉંઘી ગઇ અને તેનાં નસકોરાં બોલતાં સંભળાયાં. રાત્રિનો એક વાગ્યો હતો. ચંદ્રના અજવાળામાં ઘાસનાં ગાડાં જતાં હતાં. તેના પૈડાંનો ખડખડાટ વારેવારે કાને પડતો હતો. છેક આગલા ગાડાવાળો જાગતો

હતો, બાકીના ગાડાવાળા ઉંઘતા હતા અને ગરીબ મુગા બળદીઆ એક પછી એક ચાલ્યા જતા હતા. દરવાજા પાસેજ ઘર હોવાથી ગામ બહાર મંદિરમાં થતાં ભજનીયાં–તંબુરા–મંજીરાનો સ્વર પવનના સુસવાટા સાથે સંભળાતો હતો–તેમજ કુતરાંના ભસવાથી પણ શાંતિનો ભંગ થયો હતો.

જીવનલાલ ઉઠીને શાંતિ સુતી હતી ત્યાં આવ્યો. શાંતિ ઘસઘસાટ ઉંઘતી હતી–મીઠાં સ્વપ્નોમાં રમતી હોય એમ તેના સુખસ્મિત ઉપરથી લાગતું હતું. પતિ આમ પાસે ઉભો છે, આજ શાંતિ પતિને અનુકૂળ હોત–સમજતી હોત, પતિના જીવનમાં ભાગ લઇ શકતી હોત તો જીવનલાલના સુખની સીમા હતી ? તો પછી તેને કમળાનો વિચાર આવત ખરો ? તો પછી એવી કૌમુદીવાળી રાત્રિએ શાંતિને આમ કનડત ? તેને આમ સુવા દેત ખરો ? પરંતુ એ વિચારો શા માટે ? લગભગ વીસેક મીનીટ જીવનલાલ શાંતિને નિરખતો–તેના મનહર રૂપનો તેના જીવનનો–તેના સ્વભાવનો—અત્યારની તેની સ્થિતિનો–વિચાર કરતો ઉભોજ રહયો; ત્યાં ઓરડામાં કાંઇ ખખડાટ થયો. જીવનલાલે ફરીને જોયું તો ભગવાનજી અત્યાર સુધી જાગતોજ હતો. તે ધીરેધીરે જીવનલાલ પાસે આવ્યો ને શાંતિ સામું જોઇ રહ્યો.

"તે તો ઉંઘે છે."

"ભાઇ ! હશે. તમે જરા આડા થાવ, નહિ તો તબિયત બગડશે. હું જાગું છું. ફિકર ન રાખશો. એ જરા હાલશે તો અગર કાંઈ જરૂર પડશે તો તમને તરત ઉઠાડીશ."

જીવનલાલ ભગવાનજીનું કહેતું સાંભળીજ રહ્યો એને ભગવાનજીના શબ્દ ઉપર વિશ્વાસ ન આવ્યો; તોપણ આંખમાં ઉંઘ હતી, શાંતિ સવાર સુધી ઉઠે એમ લાગતું નહોતું એટલે સુવાનો વિચાર

કર્યો. શાંતિ ઉંઘે છે તેની ખાત્રી કરવા મ્હોં ઉપર દીવો ધર્યો. પોપચાં જરાયે હાલ્યાં નહિ એટલે તે ઉંઘે છે તેની ખાત્રી થઇ. પલંગપર જઇ પડયો ને પડતાંની સાથેજ તેની આંખ મળી ગઇ.

ભગવાનજી અડગ ચોકીદારની માફક થોડીવાર ઉભો રહ્યો—બંનેને ઉંઘતાં જોઇ એક ઉંડો નિશ્વાસ નાંખી પોતાની જગાએ ગયો અને ત્યાં હાથમાં લાકડી રાખી બેઠો, પણ જરીયે ઉંઘ્યો નહિ.

---

## પ્રકરણ ૧૬ મું

### શાપ-તું મુંગો થઇ જા!

સવારના પાંચ વાગવાનો અમલ થયો હતો. ઘંટીનો ઘસરાટ અને ક્વચિત પ્રભાતિયાં સંભળાવાં લાગ્યાં. નદીએ જવાને માટે સ્ત્રીઓ પાડાપાડોશીને આસ્તે આસ્તે બોલાવતી હતી, રાત્રિમાં રમણ કરનારાં પક્ષી ઓછા થવાં માંડયાં હતાં અને કાગડા આદિ બીજાં પક્ષી જાગૃત થઇ ઉડતાં હતાં. મહાત્માના ઓરડામાં પગરવ સંભળાતો હતો. નહાવાની-પૂજાની તૈયારી થતી હતી. ઘરમાં પણ સર્વ જાગૃત થયાં હતાં-થતાં હતાં.

ભગવાનજી અખંડ ઉજાગરો વેઠી ચોકી કરતો હતો. પ્રાતઃકાળ થવા આવ્યો છે. દિવામાં તેલ ખૂટવા આવ્યું છે, એમ જાણી 'ભાઇ જાગે તે પહેલાં તેમને માટે એક કૉફીના પ્યાલો તૈયાર કરી રાખુ" એ વિચારે બારણું ઉધાડી બહારથી તે વાસીને ધીરેથી ગયો. ભગવાનજીના જવાની સાથેજ શાંતિની આંખ ઉઘડી. ભગવાનજી હતો કે ગયો એની એને ખબરજ નહોતી. રાત્રિમાં બનેલો બનાવ માત્ર નવલકથામાં વાંચ્યો હોય, અગર સ્વપ્નમાં જોયેલો હોય એમ તેને લાગ્યું. આંખ ઉઘાડી બેબાકળી ચારેબાજુ નજર ફેરવતાં પલંગ ઉપર પતિને-સ્વામીને ઉઘતાં પડેલા જોયા. પતિને જોતાંજ સીનેમાની ફીલ્મની માફક " રાત્રિના બનાવ'એક પછી એક તેની નજરે તરી આવ્યા. તરી આવતાંની સાથેજ મહાત્મા સાંભર્યા. 'જીવનમાં ફરી

ન મળે એવી તક ગઇ, આ સંસાર ખારો થયો, મોક્ષનું દ્વાર બંધ થયું, જન્મ સુધી વાંઝણી રહેવાની અને કુટુંબનું સત્યાનાશ ગયું. આ બધું શાથી? માત્ર પેલા દૂર સુતેલા પાપી પતિને લીધેજ! મહાત્માનાં દર્શન ન થયાં, એને લીધેજ અમોઘ ઉપદેશ ન મળ્યો. એને લીધેજ આખા કુટુંબને અભિશાપ લેવાનો અવસર આવ્યો.' હિંદુ સ્ત્રીઓને પતિ એ પરમેશ્વર ખરો, પણ જ્યાં પ્રભુ–પ્રભુતુલ્ય ગુરૂ આવે ત્યાં પતિની શી વિસાત? શ્રીકૃષ્ણ માટે મીરાંબાઇએ રાણાનો ત્યાગ નહોતો કર્યો? ગોપીઓના દૃષ્ટાંત જૂઓ! શ્રી કૃષ્ણને માટે તેઓએ પોતાનાં બાળકો–પતિઓ નહોતાં તજ્યાં? લલિતાએ બંસીનાદ માટે પ્રાણ ત્યાગ નહોતો કર્યો? તો પછી શ્રીકૃષ્ણરૂપ મનાતા મહાત્મા–ગુરૂ માટે પતિનો તિરસ્કાર કરે, અને પતિ ન હોત તો સારૂં, જેથી વૈધવ્ય દશામાં પણ દેહનું—આત્માનું સાર્થક તો થાત; એમ શાંતિ જેવી અભણ, શ્રીકૃષ્ણની પ્રેમભક્તિના, મનને રૂચિકર થઇ પડે એવા અર્થ સમજનાર, સ્ત્રીઓ સમજે એમાં દોષ કોનો?

શાંતિ ઉઠી, જાગૃત થઇ. આખા હૉલમાં પોતે એકલી હતી. પતિ સુતો હતો. બહાર સહેજ સહેજ ખડભડાટ થતો હતો. શાંતિ જીવનલાલના પલંગ પાસે ગઇ. ત્યાં જઈ જૂએ છે તો જીવનલાલ ભરનિદ્રામાં હતો, એને જોતાંજ વૈરવૃત્તિ પ્રદિપ્ત થઈ–'રાત્રે બારીએથી કૂદી પડતાં અચકાવનાર આજ કે? મારા પોતાના આત્માનું એટલુંજ નહિ પણ એમનું, એમના કુટુંબનું હિત કરવા જતાં અટકાવનાર આજ કે? હાય! શું કરૂં! મારા પતિ થાય છે! તે આવાં ક્યાંથી થયા? બસ એ પેલી આંધળી મડમડીનાંજ વાનાં! હા, એ શોક્યનાંજ વાનાં. આવા પતિ હોય તે કરતાં ન હોય તે સારા. 'મહાત્મા પોતે આવે તોએ મારી નાખુ!' એ કહેનાર આજ કે?' એવું બોલતાં એમની જીભ કપાઈ કેમ ન ગઇ? આવું નિરર્થક સૌભાગ્યજીવન

ગાળવા કરતાં વૈધવ્ય દશા શી ખોટી ? મહાત્માની સેવા થાય, જન્મો જન્મનાં પાતક જાય અને પિતા તેમજ શ્વસુર પક્ષનો ઉદ્ધાર તો થાય; પણ જ્યાં સુધી આ છે ત્યાં સુધી મહાત્માના શાપ કુટુંબ ઉપર પડવાના ! એનાથી બચવાનો એક્કે ઉપાય છે !' એવો વિચાર થતાંની સાથે શાંતિ-લીલીની સાથે વાત કરતાં ગભરાતી હતી તે શાંતિ-કલેક્ટરને ત્યાં જતાં ડરનારી શાંતિ-માં કોણ જાણે ક્યાંથી જોર આવ્યું. જોન ઓફ્ આર્કની માફક ધર્મશૌર્ય આવ્યું અથવા આર્યાવર્તની શીયલવતી સ્ત્રીઓનું શૌર્ય આવ્યું હોય તેમ કંટક દૂર કરવા નિશ્ચય કર્યો. નિશ્ચય થતાંજ ચોગરદમ જોયું. મેજ ઉપર કાગળ કાપવાની દાંતની છરી હતી. 'એ છરીથી કાગળ કપાય પણ આત્માની અધોગતિ કરનાર આ પતિનું ગળું તો ન કપાય ! દિવાની દીવેટ લઇ પતિને હમેશને માટે અંધ કર્યા હોય તો ? પેલી આંધળીની સાથે આંધળો ! જન્મ સુધી શિક્ષા સાંભરે તો ખરી ! ધર્મકાર્ય કરતી પત્નીને અટકાવનારની એજ વલે ઠીક !' એ ઇચ્છા અમલમાં મૂકવા દીવા પાસે ગઇ ત્યાં દીવો ઓલવાઇ ગયો ને તે સાથે એ આશા પણ નિષ્ફળ થઇ.

ઘરમાં માણસો-નોકરોનો પગરવ સંભળાવા લાગ્યો. 'હમણાં કોક બારણાં ઠોકશે, હમણાં જાગશે.' જેમ વખત થોડો રહેતો ગયો તેમ તેની વૈરવૃત્તિ વધારે તીવ્ર થતી ગઇ. 'મહાત્મા ત્યારેજ સંતુષ્ટ થશે કુટુંબનો શાપ ત્યારેજ સમશે !' ગ્રીક અને રોમન લોકોમાં દુશ્મનો સાથેના યુધ્ધોમાં સૈન્યના નાયકો ભોગ આપતા ત્યારે જય થતો. દેવને બત્રીસલક્ષણા પુરૂષનો ભોગ આપી સંતોષતા અને એ પ્રમાણેથી આખી પ્રજાનો ઉદ્ધાર થતો. તેમ શાંતિ પણ આજે કુટુંબના તારકનું કાર્ય કરવા તૈયાર થઈ. મહાત્માને સંતોષી, મહાત્માના ધર્મકાર્યમાં આડે આવનાર, કુટુંબને મોક્ષમાર્ગે જતાં અટકાવનાર વિઘ્ન દૂર કરવા તૈયાર થઈ હતી. પોતે હમેશને માટે વૈધવ્ય ભોગવવા તૈયાર

થઇ. 'એ કંટક' દૂર થાય તો કુટુંબની આફત દૂર થાય, પણ તે કરવું કેમ ?'

એટલામાં રીવોલ્વર–પીસ્તોલ સાંભરી. એ પીસ્તોલ જીવનલાલ વિલાયતથી લાવ્યો હતો. આવી ત્યારે એક રાત્રે એ પેટી શાંતિએ ઉઘાડી હતી. નવીજ વસ્તુ જોતાં એ શું છે તે જોવાની જીજ્ઞાસા થઇ હતી અને પતિએ પત્નીને બંદુકની કરામત–કેવી રીતે દારૂ નાખવો–કાર્તુસ કયાં નાખવું–ઘોડો કેવી રીતે ચઢાવવો ને કેવી રીતે ફોડવી–તે સર્વ બતાવ્યું હતું. પત્નીએ રાજી થઇને પીસ્તોલ પાછી કબાટમાં મૂકી હતી. તેજ બંદુકનો ઉપયોગ આજ પતિ, મહાત્મા ઉપર કરવાના હતા–તો તેજ બંદુકનો ઉપયોગ પોતે પતિ ઉપર કરે તો શું ખોટું ? એમનુંજ શિક્ષણ એમને માટે. નિશ્ચય થતાં શાંતિ-કબાટ પાસે ગઇ, કબાટ ઉઘાડયું ને પીસ્તોલ લીધી. પીસ્તોલ લેતાંજ હાંથ–હૃદય ધ્રૂજ્યાં. શા માટે ? અત્યારે તે ખૂન કરતાં જરાયે બીતી નહોતી. વળી આતો છરી–દિવા કરતાં વધારે સહિસલામત રસ્તો હતો. 'પીસ્તોલ મ્હોં આગળ છાતી ઉપર ધરી–ફોડી કે તેની સાથેજ કામ પાર ! ગોળી વાગતાંની સાથે આંખ તો ઉઘડશે, પણ તે તો સારૂં. ગોળી મારનાર કોણ છે તે તો જણાશે ! પત્નીને ધર્મકાર્ય કરતાં અટકાવનારની આ સ્થિતિ થાય છે તે તો સમજશે !' આ બધું ખરૂં છતાં પીસ્તોલ લેતાં શાંતિ કંપી–કારણ ન સમજી છતાં કંપી.

પ્રભાત થવા માંડયું. અરૂણનાં કિરણો જાળીમાંથી આવવા લાગ્યાં. ઘરમાંથી બોલવાનો અવાજ આવ્યો. મહાત્માના ઓરડામાં સામાન બંધાતો હોય એમ લાગ્યું. 'થોડીવારમાં કોઇ બોલાવવા આવશે—હમણાં તેઓ જાગશે તો મનની મનમાં રહી જશે, રાતના બનાવ પછી આવા જુલ્મી પતિની સાથે જીવન વહાશે ? ના, ના એ તો બનેજ નહિ. હવે કાં તો એ નહિ કે હું નહિ. હુંજ કુવે પડી

આપઘાત કરૂં તો? પણ હું મરી જાઉં? આપરે કુવામાં–પાણીમાં ડૂબી જવાયજ કેમ! એ મોત કેમ આવે? ના, ના; એ તો એ જાય એજ ઠીક વિધવાજ થઇશ એ કે બીજું? બે વરસ ખૂણો પાળીશ, બે વરસ લુગડાંલત્તાં નહિ પ્હેરૂં, પણ પછી તો હમેશને માટે સ્વતંત્ર તો ખરી. પછી મને દેવદર્શન કરવા જતાં–જાત્રાને બહાને બહાર જતાં કોણ અટકાવનાર છે? એ તો એજ બસ! હું મરી જાઉં તો કુટુંબમાં દુઃખ થશે અને એ જાય તો તો કુટુંબને નર્કમાં લઇ જનાર દૂર થશે. માટે એ તો એજ.'

શાંતિએ પીસ્તોલ લીધી. તે રાતનીજ તૈયાર હતી, માત્ર ઘોડો દબાવવો એટલીજ વાર હતી. રમકડું લે તેમ પીસ્તોલ લઈ તે ઉતાવળે પગે પતિના પલંગ પાસે આવી. પતિ જીવનલાલ–આસિસ્ટંટ કલેકટરનું મ્હોં બીજી બાજુ હતું, છાતી ધડકતી હતી, એક હાથ માથા ઉપર હતો. શાંતિએ પીસ્તોલ તૈયાર રાખી અને પતિની છાતી ઉપર ધરી, ઘોડો દાબવાનો નિશ્ચય કર્યો; ત્યાં મનમાં વિચાર આવ્યો. બેભાનમાં–ઉંઘમાં મારવા ઠીક નહિ, વૈર એમ ન લેવાય, વૈરવૃત્તિ એમ સંતુષ્ટ ન થાય,' પીસ્તોલ જોઇ મોત પાસે છે—મોત આવ્યું તે વિચાર જાગૃત થતાં તેને અંગે થતાં દુઃખો જોવા ઉત્સુક હતી. એટલુંજ નહિ પણ મોતને શરણ કરનાર—પાપી જીવનનો અંત લાવનાર તેની પત્નીજ હતી તે પણ જાણે તો ઠીક, એમ શાંતિના મનમાં હતું. જગતના ઇતિહાસમાં પતિના હાથે પત્નીના–પત્નીને હાથે પતિના—મિત્ર મિત્રના, માતાના હાથે બાળકના ને બાળકના હાથે માતા પિતાના–મરણનાં અનેક દ્રષ્ટાંતો મળી આવે છે તો પછી આતો ધર્મકાર્ય હતું! શાંતિ ચંડિકાની માફક પતિ પાસે ગઇ. તેની છાતી સામે પીસ્તોલ ધરીને બીજે હાથે જોરથી—વૈરથી—ખુનસથી ધારેલી મુરાદ પાર પડશે તેના ઉલ્લાસથી–ખભો પકડી, હલાવ્યો. જાણે આંખો ઉઘાડે–ઓળખે કે તરત ઘોડો દાબું.

આંખો ઉઘડી પાછી મીંચાઇ–આખી રાત્રિનો ઉજાગરો ને શ્રમ એટલે ઉંઘ પૂરી થઇ નહોતી: વળી ખભો હલાવ્યો ને વળી આંખો ઉઘાડી. જીવનલાલની નજરે નવોજ અકલ્પનીય દેખાવ જણાયો. ‘જાણે રકતબીજ શુંભ નીશુંભને મારવા ઉભેલી ચંડિકાજ હોય નહિ એમ લાગ્યું. તેને આ દેખાવ સ્વપ્નવત્ લાગ્યો. હજી તે જાગૃત થયો નહોતો, ત્યાં શાંતિ બોલી:

“ પાપી ! તમને મારા પતિ કહેતાં મને શરમ આવે છે! હું મારે હાથેજ તમારૂં ખૂન કરૂં છું. લ્યો જૂઓ..........”

વાકય પૂરૂં કરે ત્યાં તો પીસ્તોલ વાળા હાથ ઉપર એક જબરો ઝપાટો લાગ્યો ને લાગતાંજ ઘોડો પડયો ને અવાજની સાથે પ્રકાશ થયો. આસિસ્ટંટ કલેકટરના કાન બહેર મારી ગયા. આંખ મીંચાઇ ગઇ–ઉંઘ ઉડી–તેના માથા ઉપરથી ગોળી ચાલી ગઇ ને સામી ભીંતમાં પેસી ગઈ.

બીજીજ ક્ષણે ભગવાનજી ને શાંતિની ઝપાઝપી ચાલી. તે વાઘણની માફક પોતાના કાર્યમાં વિઘ્ન આવતાં ચીડાઇને ભગવાનજીની સામે થઇ. ભગવાનજી એનાથી હારે એવો નહોતો. તેણે પીસ્તોલ ઝુંટવી ફેંકી દીધી અને બીજે હાથે પલંગની ચાદર કાઢી શાંતિને તે ઉપર નાખી ગાંઠવાળી જકડી લીધી. આટલું કર્યું તો ખરૂં, પણ તે કરતાં ભગવાનજીને નવનેજાં થયાં. શાંતિમાં કોણ જાણે કયાંથી જોર આવ્યું હતું. તેણે ભગવાનજીને નહોર ભર્યા હતા અને એકાદ બે ઠેકાણે હાથે બચકાં પણ ભર્યાં હતાં. એટલામાં જીવનલાલ પણ ચેતન થયો: પીસ્તોલ જાણે છાતીમાં વાગી હોય એમ બેબાકળો થયો હતો, તે ઉઠયો ને બંને જણાએ શાંતિની ગાંસડી પલંગમાં નાખી.

ભગવાનજી ગભરાઈ ગયો હતો. પોતે થોડીવાર માટે પણ ભાઇને એકલા મૂકી ’ બહાર ગયો તે માટે શરમાયો હતો. જીવન-

લાલની પાસે તે ગયો, તેના આખા શરીરે હાથ ફેરવ્યો ને જ્યારે કાંઇ ઘા થયો નથી એમ જાણ્યું ત્યારે જ તેનો જીવ હેઠો બેઠો.

જીવનલાલ: "ભગવાનજી! જે થયું તે સારૂંજ થયું. જો તું ન હોત તો હું ક્યારનોએ રામશરણ પહોંચ્યો હોત."

ભગવાનજી: "હું તો બરોબર વખતે આવીજ પહોંચ્યો. તમે બન્ને ઉંઘતા હતાં. વહાણું વાતાં સુધી કોઈ ઉઠનાર નથી એમ જાણી તમારે માટે કૉફી તૈયાર કરવા હું ઘરમાં ગયો. ધીરે રહી બારણું ઉઘાડી કોફીનો પ્યાલો લઇ અંદર ટેબલ ઉપર મૂક્યો તો શાંતિ ભાભી તમારી પાસે નીચું વળી ઉભાં હતાં, હાથમાં કાંઇક હતું. એ જોતાંજ મને ત્રાસ થયો. શંકા આવી અને ધીરે પણ ઉતાવળે પગલે આવી જોઉં છું તો હાથમાં પીસ્તોલ. સદ્ભાગ્યે એમની નજર મારી તરફ નહોતી. આવીને મેં હાથને ઝપાટ મારી–ઝપાટ મારતાંજ પીસ્તોલ ફૂટી—ફૂટતાં તો મારા હોંશકોશ ઉડી ગયા. મને તો એમજ લાગ્યું કે તમને વાગી. જો તમને ઉઠાડવા ન રહ્યો હોત તો થઈ રહ્યું હતું, પણ... પ્રભુએ બચાવ્યા. ભાઇ! જરા કૉફી પી લ્યો. જાગૃતિ આવશે."

જીવનલાલે કૉફીનો પ્યાલો હાથમાં લીધો. રાત્રિના વિચાર હજી શમ્યા નહોતા. તેમાં આ બનાવે તેના હૃદય ઉપર માઠી અસર કરી. પોતાનીજ પત્ની પોતાનું ખૂન કરવા આમ તૈયાર થશે એવું તેણે સ્વપ્ને પણ ધાર્યું નહતું. નવલકથાઓમાં, ડિટેક્ટીવની વાતમાં, વિલાયત વગેરે દેશમાં, આવા બનાવ ઘણીવાર બનેલા વાંચ્યા હતા; પણ શાંતિ—એકલી બહાર જતાં બીનાર શાંતિમાં આવી હિંમત હશે, તેમ એને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો.

પીસ્તોલના અવાજે આખા ઘરમાં ગભરાટ ફેલાવ્યો. અવાજ સાંભળતાંજ એમ થયું કે મહાત્માના કોપની શરૂઆત થઇ! શું થયું? ક્યાંથી અવાજ આવ્યો? તેની પૂછપાછ થવા માંડી. શાંતિ

સઘળું સાંભળતી હતી અને જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તે પોતાના કૃત્ય માટે પસ્તાઇ-ગભરાઇ. આ કામ કાંઈ નાનુંસુનું નહોતું. પણ ખૂન કરવા યત્ન કર્યો હતો. એનો ન્યાય ઘરમાં થઇ શકે એમ નહોતો-એનો ન્યાય મહાત્માની સત્તામાં નહોતો, એનો ન્યાય તો ન્યાયાધીશની કોર્ટમાં થશે, વ્હાણું વાતાં પોલીસ આવશે, મહાત્માને, પોતાને અને માણસોને કેદ કરી લઇ જશે, હાથમાં બેડી પડશે. આસિસ્ટંટ કલેક્ટરની વહુને ફાંસી કે જન્મદેશનિકાલની સજા થશે. ઘરમાં પોલીસ આવશે, લોકોમાં-ન્યાતજાતમાં ફજેતી થશે. વાત છાપે ચઢશે. ભરકચેરીમાં કેદીના પાંજરામાં ઉભા રહેવું પડશે ને વકીલો-જજો-ના સવાલોના ઉત્તરો આપવા પડશે. આ બધા વિચાર ક્ષણવારમાં શાંતિને ઉપજતાં તે ગભરાઈ- રોઇ; ત્યાં ખુલાસો સાંભળ્યો-'જીવનલાલની પીસ્તોલ અકસ્માતથી ફૂટી હતી પણ તેથી કોઇને કાંઈ ઇજા થઈ નથી.' હા, અકસ્માતથીજ ફૂટી હતી, વાત ખરી હતી. ઇજા થઈ નહોતી, એ પણ ખરૂંજ. આસિસ્ટંટ કલેક્ટરના પોતાનાજ ઘરમાં આ બનાવ બન્યો હતો એટલે કોઇની પૂછપાછ કરવાની હિંમત નહોતી અને એ વાત બંધ પડી.

'મહાત્મા જાય છે'ની બુમ સંભળાતાં ઘરનાં તમામ માણસો મહાત્માના દર્શનાર્થે તેમને વળાવવા બહાર નિકળ્યાં. 'ભાઈ સાહેબ! મહાત્મા આપને બોલાવે છે' આ શબ્દ સાંભળતાંજ ભગવાનજીએ જીવનલાલને ધીરેથી કહ્યું: "ભાઇ ! જશો તો તમને શાપ દેશે."

જીવનલાલ ગભરાય એમ નહોતો. શું કરવુ તેનો તેણે રાત્રિનો વિચાર કરી રાખ્યો હતો. મનુષ્યમાં શાપ આપવાની સત્તા નથી એમ એ માનતો હતો. બોલાવે છે ત્યારે ન જઈ બાયલાપણું બતાવવું ઠીક નહિ, એમ ધારી તે બહાર નિકળ્યો. મહાત્માની ગાવખી ઉભી હતી. સર્વત્ર શાંતિ ફેલાઇ હતી. રાત્રિના બનાવ પછી 'મહાત્મા શું કરશે-એ બીકે બધાનાં હૃદય ધડકતાં હતાં. કુટુંબનાં

તમામ માણસો ટોળું વળી થરથરતાં ઉભાં હતાં. શાંતિ હજી બંધાયેલીજ હતી અને પથારીમાં પડી હતી. તેના હૃદયમાં એવી તો બીક પેસી ગઇ હતી કે તે જરાયે બોલતી નહોતી, તેમ બહાર જઇ મહાત્માનાં દર્શન કરવા તેની હિંમતજ નહોતી. મહાત્મા શો શાપ દેશે ? તેનું–તેના પતિનું–તેના કુટુંબનું શું થશે ? એજ વિચાર તેના મગજમાં થયાં કરતો હતો.

આસિસ્ટંટ કલેક્ટર મહાત્માથી જરાયે ડરતો નહોતો. તેના શાપનો જરાએ ભય નહોતો; છતાં હોંશિયારમાં હોંશિયાર છોકરાને પરીક્ષામાં કેવોએ પેપર હશે એ વિચારે પેપરનાં બંડલ ફાટતાં થતાં ચીરાડાની સાથે હૃદયમાં ચીરાડો–ધબકારો થાય છે, તેવી સ્થિતિ જીવનલાલની હતી. જીવનલાલને જોતાંજ મહાત્માના ભવાં ચઢયાં, ટટાર થયા અને તિરસ્કારથી ઠપકો આવવો શરૂ કર્યો. એક એક શબ્દ જાણે વજ્રપાત હોય—અગ્નિ હોય તેમ કુટુંબીઓ બળવા લાગ્યાં. જીવનલાલ કેળવાયલો હતો, એણે ધર્મનો અભ્યાસ કર્યો હતો. એ જાણતો હતો કે મનુષ્યમાં શાપ આપવાની સત્તા નથી. ઇશ્વરી સત્તા એનામાં આવે એમ નથી. મંગલમય પ્રભુ પોતાનાં બાળકોને નિરંતર આશીર્વાદજ આપે છે પણ કદિ શાપતોજ નથી. પ્રેમ–મનુષ્યપ્રેમ–દયા એજ એને ખુશ કરવાનાં—પ્રભુપૂજાનાં સાધન છે; એટલે પછી આવા પ્રભુત્વના ઢોંગી મહાત્માના શાપથી ડરવાનું કારણ નહોતું. પરંતુ વ્હેમી સંસ્કારોમાં ઉછરેલો એટલે એનું હૃદય ધબકતું હતું. નાનપણથી બાળકોના કાનમાં ભૂત–પિચાશ–બાવડો–એવા ભયપ્રદ શબ્દો નાંખ્યા હોય એટલે મોટી ઉમ્મરે, હિંમતવાન છતાં–સેનાના અધિપતિ છતાં અંધારામાં બીન્યાના અનેક દાખલા સાંભળ્યા છે; તેમ જીવનલાલનું હૃદય ગભરાતું હતું. મહાત્માને પગે પડી ક્ષમા માગવાનું મન થયું, પરંતુ પાછી હિંમત આવી, ટટાર થયો અને મહાત્માની સામે નિડરતાથી ઉભો રહ્યો.

મહાત્મા: “ દુષ્ટ ! આ ભક્તના ઘરમાં તું રાક્ષસ અવતર્યો છે. તારી પ્રતિષ્ઠા–તારૂં જ્ઞાન નિષ્પ્રયોજન છે. હજી પણ તને શુદ્ધિ નથી આવતી ? ક્ષમા માગ, એટલે પ્રભુ તારૂં કલ્યાણ કરશે. વિચાર, અંધ ! પશ્ચિમના સહવાસથી તારાં અંધ થયેલાં નેત્ર ઉઘાડ ! ”

જીવનલાલ જરા પણ ડગ્યો નહિ. એના હૃદયમાં પશ્ચાતાપ થતો હોય તો બોલેને. તે માત્ર ભવાં ચઢાવી મુગોજ ઉભો રહ્યો. કુટુંબી સર્વ ધ્રૂજતાં હતાં.

મહાત્મા: “ તારી જીભ ઉપડતી નથી ! પ્રભુએ તારી જીભ સજ્જડ કરી દીધી છે. તું મુગો થયો છે, તો મુગોજ રહે. તારામાં બોલવાની શક્તિજ નહિ રહે. જીભ જતાં–બોલવાની શક્તિ જતાં તને એમ લાગશે કે એ કરતાં મૃત્યુ આવ્યું હોત તો સારૂં થાત. તને મુગો જોઇ સહુ કોઇ તારાથી દૂર નાસશે અને પ્રભુની–પ્રભુના ભક્તોની અવગણના કરનારની આ વલે થાય છે, એમ કહી સૌ તારી તરફ આંગળી કરશે. ”

મહાત્માનો એકે એક શબ્દ વજ્રના ઘા સમાન હતો, એક એક શબ્દથી સર્વનાં ગાત્ર ઢીલાં થતાં હતાં. પત્થરના પુતળા માફક બધાં ઉભાં રહ્યાં અને શાપ પૂરો થતાં દિગમૂઢ થયાં, વિજળીથી બળી ગયેલાં–રાખ થયેલાં હોય તેમ ઉભાં રહ્યાં. મહાત્મા પાલખીમાં બેઠા, પાલખી ઉપડી, પણ ઘરના એક પણ આદમીની મહાત્માને વળાવવા જવાની હિંમત ન રહી.

એટલા ઉપર ઉભેલો આસિસ્ટંટ કલેક્ટર, શાપ અને ધમકીની જરાયે અસર ન થઇ હોય તેમ નિડર ઉભો રહ્યો. મહાત્માનું આવું અપમાન કોઇ ઠેકાણે થયું નહોતું. મહાત્માએ જતાં જતાં ક્રોધદ્રષ્ટિ આસિસ્ટંટ કલેક્ટર ઉપર ફેંકી. આસિસ્ટંટ કલેક્ટરે મહાત્માના મંડળને જતાં જોયું–જોયાંજ કર્યું. સ્ત્રીમંડળ–નોકર ચાકર વગેરે જીવનલાલના સામુંજ જોયાં કરતાં હતાં. એમને તો એમજ થયું કે મહાત્માનો શાપ લાગી ગયો અને આસિસ્ટંટ કલેક્ટર હમેશને માટે મુગોજ થયો.

માજી ધર્મિષ્ટ હતાં, મહાત્માના આવા અપમાન માટે દિલગીર હતાં, 'મહાત્મા માટે સર્વસ્વ આપવા તૈયાર હતાં, છતાં પોતાના પુત્રને શાપિત જોવા દિલગીર–દુઃખી જોવા રાજી નહોતાં. તેનો પુત્ર પ્રત્યેનો સ્નેહ જાગૃત હતો, તેથી ભગવાનજીને પાસે બોલાવી પૂછ્યું: "ભગવાનજી ! જોતો ભાઇને બોલાવ ! એને કેમ છે? જવાબ આપી શકે છે કે કેમ?"

માજીનો હુકમ થતાં ભગવાનજી જીવનલાલ પાસે ગયો ને ધીરેથી બોલ્યો: "ભાઇ! શાંતિભાભીને હવે છોડું?"

જીવનલાલ શો ઉત્તર આપે છે, એ બોલી શકે છે કે કેમ, તે જોવા સૌનાં હૃદય અધીરાં હતાં –એકી ટશે જોતાં હતાં ને કાન માંડી સાંભળતાં હતાં. એમનું એવુંજ માનવું હતું કે જીવનલાલથી બોલાશેજ નહિ; પણ જીવનલાલ તો રોજના ગંભીર, શાંત અને સ્પષ્ટ અવાજે બોલ્યો: "હા, છોડ ! અને અંદર જવા દે. ભુખી થઇ હશે–થાકી ગઇ હશે!"

આમ સ્પષ્ટ બોલતાં સાંભળી ગુરુનો શાપ ન લાગ્યો, તે વાતે આશ્ચર્ય પામી સૌ એક બીજાનાં સામું જોવાં લાગ્યાં–શું કળિયુગ આવ્યો? મહાત્માનું સત ગયું? ગમે તેમ હોય પણ બધાનાં હૈયાં હેઠે બેઠાં અને સૌ પોતપોતાને કામે વળગવા ઘરમાં ગયાં. ભવિષ્યમાં ગમે તે થાય પણ અત્યારે તો ગુરુનો શાપ લાગ્યો નથી, એથી સર્વને શાંતિ થઇ. માતાનો જીવ ન રહ્યો, તે જીવનલાલ પાસે આવી: "ભાઇ! દિકરા! તારી હઠીલાઇથી મારૂં જીવતર ધૂળ મળ્યું. તારી હઠીલાઇથી આખા કુટુંબ ઉપર ઇશ્વરનો કોપ ખેંચી લીધો. પરમેશ્વર કરે ને મહાત્માનો શાપ ન લાગે; પરંતુ તારી આબરૂ નષ્ટ થઇ છે, તને હવે બીજી કન્યા મળવાની નથી, હવે આપણા ઘરને કોઈ ગણે નહિ."

# પ્રકરણ ૧૭ મું

## છૂટાં પડયાં

છોટાલાલ અને લીલીની વાતચીત નિષ્ફળ ગઈ નહિ. છોટાલાલે માનચંદ સાથે કમળાનો વિવાહ કરવાની ચોખ્ખી ના પાડી. ચુનીલાલે પિતાને બહુ સમજાવ્યો, એની માએ ઘરમાં કંકાસ માંડયો, પણ કોઈનું કાંઇ ચાલ્યું નહિ. ચુનીલાલ પિતાના રક્ષણ તળે હતો અને 'પિતાનો શબ્દ એજ કાયદો' એ હિંદુ સંયુકત કુટુંબનો નિયમ વિસરી જઇ શકયો નહોતો. સ્ત્રી પતિને આધીન છે, એ સુત્ર છોટાલાલે શિખવ્યું. કમળા હવે નિરંકુશ રીતે ગાડીમાં બેસી કલેકટરને ત્યાં જતી અને લીલીને મળતી. લીલી દસપંદર દિવસમાં લાનોલી જવાની હતી. આસિસ્ટંટ કલેકટર પણ થોડા દિવસમાં રજા ઉપર જવાનો હતો. એટલે કમળાને ઘર બહાર જવા આવવાનું રહેશે નહિ. માત્ર ચુનીલાલના લગ્ન પહેલાં પ્રાયશ્ચિત્ત થવું જોઇએ, નહિ તો કમળાથી ન્યાત જાતમાં ફરાય નહિ !

કમળા જમી ખાઇ બપોરના લીલી પાસે આવતી અને લીલીને હિંદુસ્તાન સંબંધી પુસ્તકો વાંચી સંભળાવતી, હિંદુ કુટુંબ–હિંદુ રીતરિવાજ સંબંધના પ્રશ્નોના ઉત્તર આપતી; પણ બરાબર નહિ. લીલીએ અનેકવાર કમળાને ઓરડામાં પૂર્યાની હકીકત પૂછી હશે પણ તે વાત તે ઉરાડતી.

હિંદુઓના જ્ઞાતિબંધન-સંસારજીવન માટે ઇંગ્રેજોનો સારો અભિપ્રાય નથી હોતો, એમ કમળા ધારતી. જનસ્વભાવજ એવો છે કે, પોતે જે વાતાવરણમાં ઉછર્યાં હોય-પોતે જે રીતરિવાજ રાખતાં હોય, તે તરફ હમેશાં માનવૃત્તિ રહે છે, એટલુંજ નહિ પણ અન્ય કોમ અને તેમાં પરદેશી, એ જાણશે તો ટીકા કરશે-હસી કાઢશે, એમ માની એ સંબંધી પ્રશ્ન પૂછાતાં વાત ઉરાડે છે અથવા મુગાં રહે છે. પરધર્મી અથવા પરકોમની સાથે સંબંધમાં આવતાં અંદરનો સ્નેહ વધારવો હોય તો ધર્મ સંબંધી અથવા કોમના રીતરિવાજોની ટીકા ન કરતાં સામાન્ય હિતના, મંગલમય પ્રભુનાં બંને બાળકો છીએ, એ વિચાર રાખી, ઉંચ નીચનો ભેદ દૂર કરી, અભડાવા, વટલાવાનો વિચાર અલગ રાખી વર્તવું; તોજ અંતરનો ભેદ દૂર થશે-તોજ ભ્રાતૃભાવ વધશે. કમળા-લીલી, હિંદુઓ આવા ને ઇંગ્રેજો આવા, એ વિચાર કરતાંજ નહોતાં. સામાન્ય પણ મહત્વની ટીકા શુદ્ધ હેતુથી કરતાં અને બંને બ્હેનોજ છે એમ વર્તતાં.

કમળા લીલીને મળવા આવતી, તેમાં એક હેતુ જીવનલાલને મળવાનો પણ હતો. જીવનલાલ વિશુદ્ધ હતો, નિખાલસ માયાળુ અને અનુકંપાવાળો હતો. હિંદુ સમાજમાં પિતા સિવાય કમળાનું કોઇજ નહોતું અને એથીજ જીવનલાલને મળવા, એક મિત્ર તરિકે તેની આગળ હૃદય ખુલ્લું કરવા, તેની સલાહ લેવા કમળા તલસતી. છોટાલાલની મુલાકાતને બીજેજ દિવસે કમળા લીલીને મળવા ગઇ. લીલી કમળાનો અવાજ સાંભળી મળવા ધસી અને બંને એક બીજાંને ભેટયાં--રોયાં. બંનેના આનંદનો પાર ન રહ્યો. બપોરના ત્રણ વાગ્યા, મેજ ઉપર ચાહ-બીસ્કીટ આવ્યાં અને કમળાએ વિના હરકતે-વિના શંકાએ ચાહ-બીસ્કીટ લીધાં. બંને પરવારી કોચ ઉપર પડયાં-કમળાએ એક મ્યાસિક લીધું. તે અંદરનાં ચિત્રો-લેખ ઉપર આંખ ફેરવતી એટલુંજ, બાકી એનું ચિત્ત બીજે હતું; પણ આસિસ્ટંટ

કલેક્ટરને બદલે કેપ્ટન હંટર આવ્યો. કેપ્ટન હંટર કમળાનું અંતઃકરણ કાંઇક સમજી શક્યો હતો અને વારે વારે જીવનલાલની વાત કાઢતો. કમળા યુરોપમાં કેળવાયેલી હતી,સ્વતંત્ર વિચારની હતી, વિશુદ્ધ હતી, કોઇ પુરૂષ સાથે પ્રસંગે વાત કરતાં ગભરાય એમ નહોતી; છતાં એને હિંદુ પદ્ધતિ-સંસ્કારોને લીધે કિંવા એનામાં રહસ્ય રહ્યું છે, એમ જાણી પસંદ કરતી. વિના પ્રયોજને વારે વારે પુરૂષોની સાથે વાત કરવાનું-તેમના પ્રસંગમાં બહુ આવવાનું-તેમની સાથે હાહા હીહી કરવાનું-તેમની સાથે ફરવા હરવાનું તેને રૂચતું નહિ. કેપ્ટન હંટર કમળા સાથે વાત કરવા-કમળાને રીઝવવા યત્ન કરતો. મીસીસ મીલનના લક્ષમાં આ હતું અને એક હિંદુ કન્યાને કેટલું સોસવું પડે છે એ જાણતી હોવાથી એને કેપ્ટર હંટરની એ રીત ગમતી નહિ અને તેથી કમળાને હંટર સાથે એકાંતમાં કે સમક્ષ વાત કરવાની તકજ આવવા દેતી નહિ.

આજજ મહાત્મા મદનમોહનજી ગુસ્સામાં ચાલ્યા ગયા હતા. તેમણે આસિસ્ટટ કલેકટરને શાપ આપ્યો હતો અને શાપ સાંભળતાં, એ શાપના પરિણામનો વિચાર કરતાં સઘળાં કંપ્યાં હતાં-ત્રાસ્યાં હતાં. ભગવાનજીને ઉત્તર મળ્યો ત્યારે સર્વના જીવમાં જીવ આવ્યો એ વાત ખરી, છતાં આખો દિવસ બોલે છે કે નહિ. એ પ્રશ્ન કુટુંબનાં માણસો-નોકર પટાવાળા પાડાપાડોશીમાં થયાં કરતો હતો. જીવનલાલને બોલાવવા ખાતરજ પટાવાળો જોડા સાથે ઑફિસમાં કાગળ આપવા આવ્યો, એમને બોલાવવા ખાતરજ ગાડીવાળાએ ગાડી ધોઈ નહોતી, એ ખાતરજ અરજદારોની સંખ્યા વિશેષ હતી, એ ખાતરજ બે ચાર મિત્રો-ન્યાતીલા એની પાસે આવ્યા હતા; પરંતુ જીવનલાલની ભાષામાં તેના ઘાંટામાં જરા પણ ફેરફાર થયો નહોતો. આ જોઈ સર્વને એમજ થયું કે એની પાસે વિલાયતી વિદ્યા એટલેજ મહાત્માનો શાપ લાગ્યો નહિ! શાંતિના મનમાં તો એમજ થયું કે આ ખોટું

થાય છે. જો મહાત્માનાં વચન ન ફળે તો પછી લોકોની ધર્મ ઉપરની આસ્થા જતી રહેવાની. ગુરૂ મહારાજ–સંન્યાસીને કોણ પૂજશે? બધા નાસ્તિક થઇ જશે. એમ તો હોયજ નહિ. એ શાપ વહેલો મોડો લાગવાનોજ. એ તો અચાનકજ મુગા થશે. વળી એવી અફવા ચાલી કે જીવનલાલની સાથે વાત કરશે તે પણ મુગો થઈ જશે. આ અફવા એટલી તો સજ્જડ ચાલી કે માજી, શાંતિ, ગીરધરલાલ, કોઈ કે નોકર જીવનલાલ પાસે જતાંજ નહિ. જાય તો બોલવું પડેજે! ને બોલવું પડે તો મુગા થાયને! આ અફવા–આ બીક પણ ખોટી પડી. ભગવાનજી આખો દિવસ જીવનલાલ સાથે બોલતો હતો; છતાં એની જીભ એવી ને એવી હતી. ખોરાક ખાતાં એની જીભ ઉપર ફોલ્લાં પડયા નહોતા, એને ગળે ચોરીયા આવ્યા નહોતા કે એનો ઘાંટો બેઠો નહોતો; ટૂંકામાં એને કાંઇજ થયું નહિ. જીવનલાલને પોતાને જૂના સંસ્કારથી કાંઇ શંકા થાય, પ્લેગના સમયમાં તાવ જેવું લાગે ને રખેને પ્લેગ થાય એ બીક રહે છે તેની, સહજ સંસ્કારજનિત બીક રહી, બાકી તે નિશ્ચિંત હતો. એને માત્ર એના માટે કુટુંબ નાહક ચિંતા કરી દુ:ખી થાય છે એવી લાગણી થતી હતી. કુટુંબના માણસો એની તરફ ભયથી શાપિત હોય એમ જોતાં હતાં. શાંતિ શાંત હતી. પીસ્તોલની વાત જાણે બનીજ ન હોય તેમ તે નિશ્ચિંત હતી. એને હૃદયમાં તે વેળા પછી જરાએ લાગણી થઇજ નહોતી. વાંક બધો પતિનોજ છે. એમ તે માનતી અને બીજાને મનાવતી.

ઘરમાં બનેલા બનાવથી–કચેરીના કામથી જીવનલાલ થાકી ગયો હતો અને હૃદયને આશ્વાસન મળે–હૃદય ખોલી શકાય, એવા સહવાસ માટે આતુરતા વધતાં લીલીને મળવા જવા ઇચ્છા થઇ. લીલી તેની બાળમિત્ર–હૃદયની દેવીની સાથે અડધા કલાકની વાતથી તેને નિઃસંશય શાન્તિ થવાની; પરંતુ લીલીને મળતાં લીલીની સમક્ષ પોતે ચુપકી રાખી શકશે? પોતાનું હૃદય ખોલ્યા સિવાય–રજેરજ વાત કર્યા સિવાય

એનાથી રહેવાશે? મહાત્માનાં દર્શન કરવા શાંતિને જવા દેવામાં શો વાંધો હતો? યુરોપમાં પણ ધર્મગુરૂઓને તો શું, પણ મહાન પુરૂષોને સ્ત્રીઓ મળી શકે છે, તો પછી આવા ધર્મગુરૂને જ્યારે એમની ઇચ્છા હતી તો પછી મળવા જવા દેવામાં શી હરકત હતી? એ પ્રશ્ન લીલી પૂછે તો શો ઉત્તર આપવો? અને એ ઉત્તર–ખુલાસો આપે ત્યાં સુધી શાપનું કારણ–શાપનું મહત્વ સમજાય નહિ અને એ ન સમજાય તો પછી લીલી જીવનલાલને આશ્વાસન સલાહ પણ કેવી રીતે આપી શકે? આ બધુંએ થાય પણ લીલી એકલી ન હોય તો? શું કલેકટર તેના ઉપરી અમલદાર, મીસીસ મીલન કે કેપ્ટન હંટરની સમક્ષ આવી વાત થાય ખરી? એ બધાંએ હોય વા ન હોય તો? કમળા હિંદુ એટલે તો મહાત્માના સર્વ ભેદ સમજવાની. એજ લીલીને કહી દે તો? હિંદુ માટે–ધર્મ માટે તેનો કેટલો હલકો અભિપ્રાય બેસે! પોતાને માટે શું ધારે! ધર્મ સંબંધી–મહાત્મા સંબંધી કમળાના પોતાના શાએ વિચારો હોય! અને તેજ એને શાપિત માને તો! આ વિચારે જીવનલાલ લીલીને મળવા ન ગયો, અને ઘેર આવ્યો. કલેકટરને ત્યાં કમળાએ જીવનલાલની વાટ જોયાજ કરી અને સંધ્યાકાળ સુધી જીવનલાલ નજ દેખાયો એટલે નિરાશાથી તે ઘેર ગઈ.

બીજે દિવસે નિયમિત વખતે કમળા આવી, એટલે લીલીએ કહ્યું: "કમળા! જીવનલાલની ચીઠ્ઠી આવી છે. ગઇ કાલ રાતના તે ડિસ્ટ્રીકટમાં ઉપડી ગયા છે. ત્યાંથી આવી રજા ઉપર જશે, એટલે મને તો હવે તે મળી શકશેજ નહિ."

કમળા: "રજા ઉપર! કેમ અચાનકજ!"

કમળાના ચહેરા ઉપર અનેક ભાવો ફરી વળ્યા—એનું હૃદય ધબકવા લાગ્યું અને શરીર ધ્રુજ્યું; પણ લીલી તે જોઇ શકે એમ નહોતી. એ જાણી કમળા નિશ્ચિંત હતી.

લીલી: "તે ત્રણ મહિનાની રજા ઉપર જાય છે."

કમળાઃ " ત્યારે તો તમારા જતાં પહેલાં તેઓ આવશે ખરા."

કમળાને ખરી વાત કહેવી કે કેમ! તેના કોમળ હૃદય ઉપર ઘા કરવો કે કેમ તેનો વિચાર કરતી લીલી બોલીઃ " પણ તે પાછા અહિં આવે કે ન પણ આવે! વખતે બીજા જીલ્લામાં પણ જાય. વળી હું હાલમાં લાનોલી જાઉં છું, ત્યાંથી પુના વગેરે સ્થળે જઇ મુંબાઇથી બારોબાર જ જવા ધારૂં છું."

કમળાને આ સઘળા સમાચારો નવા જ હતા, એટલુંજ નહિ, પણ તેના સુખનો નાશ કરનારા હતા. લીલી જશે. જવાની તો હતીજ- પણ વિલાયત જતાં જતાં મળવાનો સંભવ હતો તે પણ ગયો. લીલી જશે પણ જીવનલાલ તો છે, તે આશાતંતુ પણ તૂટી ગયો. તેણે સાંજ સુધી લીલીની સાથે રહી વાંચ્યું, વાતો કરી; પરંતુ કમળાનો ઉત્સાહ—-કમળાના મ્હોં ઉપરનું તેજ જતાં રહ્યાં હતાં.

દિવસ પછી દિવસ જતો ગયો. પરગામ જવાનું હોય તો હિંદુ કે યુરોપીઅનને લુગડાં, ખાવાનું અને સુવાનું તો જોઇએજ. અને એ જોઇએ ત્યાં સુધી સામાન બાંધવા મૂકવાનો હોયજ. કોઇને પચાસ ટ્રંક હોય તો કોઇને એક ટ્રંક, કોઇને દસ રૂપીઆનું ચામડાનું પાકીટ તો કોઇને જૂના લુગડાની ગાંસડી, કોઇને નોકર પટાવાળા ઉપાડનારા હોય તો કોઈ હાથે ઉપાડે— પણ જોઇએ એમાં ના નહિ. મીસીસ મીલન અને આસિસ્ટંટ કલેકટરનાં માજી સામાન બાંધવામાં ગુંથાયાં. એક કુટુંબ બે ત્રણ મહિના માટે લાનોલી હવા ખાવા જતું હતું તો બીજું કુટુંબ ઘણાં વર્ષે ધંધુકા—પોતાને વતન જતું હતું.

કમળાને ત્યાં આમાંનું કાંઇજ નહોતું. ચુનીલાલનું લગ્ન પાસે આવતું હોવાથી ન્યાતમાં પિરસવા માટે અથાણું–પાપડ–વડી થતાં હતાં. ઘઉં વીણાતા હતાં. ઘર રંગાતાં હતાં. લુગડાં તૈયાર થતાં હતાં, કમળા સ્વાર સાંજ કામે લાગતી, છતાં લીલીને ત્યાં જવા નિકળતી એ વખતે અને આવતી તે વખતે એની મા 'આવડી મોટી'

છોકરી છતાં ઘરકામ મારેજ કરવાનું રહ્યું ! સાસરે કોણ જાણે શી વલે થશે ? સાહેબ નથી મળવાનો કે બુટલેલ ને નોકરો કામે લાગે ! આઇતું લગ્ન છે અને બેનબા ફરતાં ફરે છે ! તારા જેવી છોકરીઓ તો કેવું ઘર કામ ઉપાડી લે, બે છોકરાંની મા હોય ! આ તો દુધેશ્વર જઇશું ત્યાં સુધી અમારે કરવાનું, જરાયે જંપ નહિ. બાપે મોંઢે ચઢાવી એટલે પછી શું બાકી રહે ! મોઇ ! આના કરતાં મોત આવ્યું હત તો જોવું તો નહિ ' એમ બબડતી.

આસિસ્ટંટ કલેક્ટર ડિસ્ટ્રીક્ટમાંથી આવ્યો અને ઘરમાં પેસતાંજ તેનું કુટુંબ તેના સામું જોઇ રહ્યું. મહાત્માનો શાપ લાગ્યો તો નથી ? એજ ભય હતો. એમાંનું કાંઇજ નહોતું. જીવનલાલની વાણીની મધુરતા, સ્પષ્ટતા જરા પણ ઓછાં થયાં નહોતાં. તેની ચિંતા, મુસાફરીને લીધે દૂર થઇ હતી, શરીર હષ્ટપુષ્ટ હતું, એટલે મહાત્માના શાપની સહજ પણ અસર થઇ જણાતી નહોતી. એ જોઇ પુત્ર વત્સલ માતાને આનંદ થયો. વિલાયત ગયો હતો, આસિસ્ટંટ કલેક્ટર થવાથી તે સાહેબ લોકોને ત્યાં જતો આવતો, ધર્મ ઉપર આસ્થા રાખતો, પણ મહાત્માને માનતો નહોતો એ ગમતું નહોતું. એ વાત ખરી છતાં પુત્રનું સહજ માથું દુઃખે કે સહજ બીજું કોઇ વાંકું બોલે તો એનો જીવ જતો. એ પોતે ધર્માંધ હતી, તેથી હજુ સુધી મહાત્માનો શાપ લાગ્યો નહોતો; છતાં કઇ ઘડીએ લાગશે તેની ખાત્રી ન હોવાથી તે ફિકરમાં ને ફિકરમાં રહેતી. પોતાના પુત્રને હેમક્ષેમ પાછો આવેલો જોઈ માતાનું હૃદયવહાલ ઉભરાયું.

શાંતિએ પણ પતિને નિહાળ્યો, બોલતાં સાંભળ્યો; પણ તેને તો પતિ પ્રત્યેનો ભાવ નષ્ટ થયો હતો. સ્વર્ગના દ્વાર સુધી પહોંચેલી ને પાડનાર એજ હતો; એટલે એને તો મહાત્માનો શાપ કેમ ન લાગ્યો એજ ફિકર થયા કરતી.

જવાનું છે. ઘણાં વર્ષે તો નહિ પણ ઘણે વખતે ધંધુકાની ભાગોળ જોઇશું. માજી! નાનપણના ધંધુકાના દિવસો, રાણપુરથી ધંધુકાના ટપ્પા, ધંધુકાની નિશાળ, ગામ બહાર ફરવાની લહેર વગેરે સાંભરે છે. હેં?"

માનું કોમળ હૈયું ભરાઇ આવ્યું અને આંસુ લુછતાં બોલી: "દીકરા! મને બધું સારૂં લાગે છે, પણ જો મહાત્માનો શાપ ન હોત તો મારા જેવું કોઇ સુખી નહોતું."

જીવનલાલ: "એ ઉપર વિચાર કરવાની જરૂર નથી. એમ માણસોના શાપ લાગતા હશે? ' સતી શાપ દે નહિ ને શંખણીના લાગે નહિ."

માજી: "બેટા! એવું બોલ નહિ. વિચાર થાય ત્યારે શબ્દો બોલાય ને બોલાય ત્યારે કાર્ય થાય. તો પછી શબ્દોથી કાંઇ થાય નહિ એમ કેમ કહેવાય!"

જીવનલાલ માતાની ધર્માંધતા સમજતો હતો, એટલે એણે વાત ફેરવી: "માજી! બધો સમાન બંધાયો?"

માજી: "હા, ક્યારનોયે! તારા બાપ અને ફોઇ આગળ ગયાં છે ને ઘરબાર ઉઘાડી સાફ કરાવશે. વારૂ, પણ પેલા ખેતરની તકરારનું શું થયું?"

જીવનલાલ: "મારી જગાએ કામ કરનાર એનો ફેંસલો આપશે."

મા: "હાય! હાય! મુઆ ગોરા લોક તે એમાં શું સમજે? એ તો તારેજ ચુકાદો સંભળાવવો જોઇતો હતો."

આ કહેવાનો શો ઉદ્દેશ હતો તે આસિસ્ટંટ કલેક્ટર સમજતો હતો. એણે ઉત્તરજ ન આપ્યો. તેણે પોતાના ઓરડામાં જઇ, ભગવાનજી ઑફિસના કાગળો જૂદા કાઢતો હતો તેને કાંઇ સૂચના આપી ગાડી મંગાવી કલેક્ટરને ત્યાં જવાની તૈયારી કરી.

આજની મુલાકાત હમણાં તો છેલ્લી હતી. મીસ લીલી, મીસ

ડેવીસ અને મીસીસ મીલન સાંજના લાનોલી જવાનાં હતાં. હિંદુસ્તાનમાં ઑફિસરોને સીપાઇ, કારકુન, પટાવાળા, મજુર વર્ગને લીધે મુસાફરીમાં કોઇ જાતની હરકત આવતી નથી. હરકતમાં એટલીજ કે પ્રાથમિક કેળવણીના અભાવને લીધે આ લોકો ઉતાવળ-ગભરાટ કરી મૂકે છે અને સહેજ જવાબદારી તરફ બેદરકાર હોય છે. કામ કરવામાં તેઓ જાય એમ નથી, માત્ર તેઓના ઉપર દેખરેખ રાખનાર જોઇએ. લીલી પોતે દેખરેખ રાખી શકે એમ નહોતી, તેમજ એનો પોતાનો સામાન પણ પોતે મૂકી શકે એમ નહોતું, એટલે તે તો કમળા સાથે વાત કરતી હતી. જીવનલાલનો પરિચય લીલીને એટલો બધો હતો કે પોતે અંધ છતાં તેનો પગ પારખી શકતી. જીવનલાલનાં પગલાં સાંભળી લીલી કમળા સાથેની વાત પડતી મૂકી ઉભી થઇ ને બોલીઃ “જીવનલાલ! હું સાંભરી ખરી! ડિસ્ટ્રીકટમાંથી આવી મળવા આવવાનું મન થયું ખરૂં! મારા મનથી કે હવે આપણે નહિ મળીએ.”

‘હું સાંભરી ખરી’ એ શબ્દે જીવનલાલને ઢીલો કર્યો. બાલ્યાવસ્થાની સહચરી, જીવનલાલની સહજ પણ માનસિક ચિંતા કે શારીરિક દુઃખ વખતે રાત્રિ દિવસ વિલાયતમાં પાસે બેસનારી, જીવનલાલની આંખે જગત જોનારી લીલીના શબ્દો, લીલીના કોમળ સ્નેહસુચક અંતઃકરણના હૃદયને ભેદી નાખે એવા શબ્દોથી જીવનલાલનું હૃદય ભરાઇ આવ્યું. લીલી જોઇ શકતી હોત તો તો જીવનલાલના હૃદયને દુઃખ દેવા માટે ક્ષમા માગત, રોઇ પડત, તેને હૃદય સાથે ચાંપત. જીવનલાલના મનમાં એમજ થયું કે લીલીની આગળ હૃદય ખોલું—રજેરજ વાત કહી દઉં અને ત્યાં સુધી હૃદયનો ભાર ઓછો નહિ થાય. પરંતુ કમળા પાસેજ હતી, એનાં દેખતાં પોતાના હૃદયમાં થતી વ્યથા કહી હૃદયની નિર્બળતા બતાવવી ઠીક નહિ, માની પાછો સ્વસ્થ થયો ને કમળાને વિનયપૂર્વક નમન કર્યું.

કમળા, લીલી અને જીવનલાલના મ્હોં સામું તેમના ચ્હેરા ઉપરના ભાવો સામું જોઇ રહી હતી અને જીવનલાલની આંખ મળતાં નિરાશ થઇને હૃદયભંગ થતો લાગ્યો.

જીવનલાલના મ્હોં ઉપરની પ્રભાનો લોપ થયો હતો-તેની આંખનું તેજ નષ્ટ થયું હતું. કમળાને તેના વાંટામાં અવનવો ફેરફાર લાગ્યો. તેનામાં ઉત્સાહ-ઉમંગ, આનંદ-હાસ્ય સદાને માટે લુપ્ત થયાં લાગ્યાં. કમળા જીવનલાલની માનસિક સ્થિતિ-તેની વિટંબના સમજી નહોતી. તે કાંઇ કહેવા ઇચ્છિતો હતો, લીલી એના હૃદયની સ્વામિની હતી એમ લાગ્યું અને તે પોતાની હાજરીથી ખંચકાય છે—તેમને મારી હાજરી—મારી જાત ગમતી નથી, એમ લાગતાં કમળા નિરાશ થઈ. જે જીવનલાલને મળવા કલાકોના કલાકો બેસી રહેતી, જેને મળવાજ લીલીને મળવાને બહાને આવતી, જેનો આનંદસૂચક ચહેરો જોતાં પોતાનો દિવસ આનંદમાં કાઢતી, જેનો મીઠો અવાજ તેના હૃદયમાં શાંતિ ફેલાવતો, જેની સલાહથી પોતાનાં દુઃખ વિસારે પાડતી અને ભવાર્ણવમાં જેને માર્ગદર્શક માનતી; તેજ જીવનલાલને પોતે ગમતી નથી-પોતાની હાજરીથી દુઃખ થાય છે જાણી, કોમળ-નિર્દોષ, સંસારમાં પડવાનાં દુઃખો જેના ઉપર ઝઝુમી રહ્યાં હતાં તે કમળા નિસ્તેજ-નિઃસત્વ-નિરાશ થઇ. ગઇ વખત કેપ્ટન હંટર સાથે વાત કરતી હતી અને પોતાના પિતા સાથે હોવાથી જીવનલાલ સાથે વાત થઇ નહોતી, એ તો નહિ લાગ્યું હોય ? લીલી તો કારણ નહિ હોય ? ગમે તેમ હોય પણ કમળા અને જીવનલાલ બંને મુગાં તો નહિ પણ ખુલ્લા દિલથી મળ્યાં નહોતાં-વાત કરી નહોતી. લીલી અંધ પણ સમજી શકતી, પરિચિત સ્ત્રીઓનાં હૃદય-ભાવે જાણી શકતી. લીલી આજે વસ્તુસ્થિતિ સમજી અને જે થાય છે તે સારૂંજ થાય છે એમ માનીને બોલીજ નહિ. હિંદુ સંસારમાં પુરૂષ અન્ય સ્ત્રી સાથે ભ્રાતૃભાવ-મિત્રભાવ રાખી શકતો નથી. ઉમ્મરલાયક કમળા જીવનલાલની સાથે નિર્દોષ મનથી, માત્ર દુઃખી હૃદયને આશ્વાસન મેળવવા ખાતરજ વાત કરતી, છતાં

એ સંબંધ વધે તો એમની ન્યાતજાતમાં ટીકા-આક્ષેપ-બેઆબરૂનું કારણ થઈ પડે. માટે હૃદયની કોમળ લાગણીઓ-આ પુરૂષ ને સ્ત્રી વચ્ચે હિંદુ સંસારમાં તો નજ જાગૃત થાય તો સારૂં, એમ લીલી માનતી. જીવનલાલ વિવાહિત હતો, પત્ની હતી-ઓધ્ધેદાર હતો; તો પછી તેણે કમળા સાથે વધારે પરિચય ન રાખવો-પરિચય ન થાય, એમાંજ એના સંસારની શાંતિ છે. કમળા જેવી ઉમરલાયક-વિલાયત જઈ આવેલી-ન્યાતજાતમાં અનેક અફવાઓનો ભોગ થઇ પડેલી છોકરીને કોઈ પરણવા તૈયાર થતું નહિ, તો પછી તેણે-કમળાએ આવી છૂટ લેવી એ એના સ્વાર્થમાં પણ નુકશાનકર્ત્તા છે, એમ એ માનતી. પત્ની એ ઉત્તમમાં ઉત્તમ મિત્ર છે એવું કહેનાર હિંદુસંસારમાં મૂર્ખ મનાય છે. માતાના ગુજરી ગયા પછી ઉંમરલાયક પુત્રી પિતાને ત્યાં બહુ રહી શકતી નથી-કારણ એટલુંજ કે સ્ત્રી અને પુરૂષ એટ[illegible] પશુત્વનોજ સંબંધ હોઇ શકે, એમ હિંદુસંસારની માન્યતા છે. જાહેર સંસ્થાઓમાં-દેશહિતના કાર્યોમાં સ્ત્રીઓએ ભાગ લેવાની ફરજ છે એમ સમજાશે, સ્ત્રીઓની સહાનુભૂતિ સિવાય-તેમની વ્યવહારિક મદદ સિવાય કાંઇ થઇ શકશે નહિ-એમ મનાશે, બંને પક્ષને કેળવણી અપાતાં-ધાર્મિક વિચારો ઉન્નત થતાં પ્રભુને, પ્રભુપ્રેમને ઓળખતાં થશે અને નિઃસત્વતા ભીરૂતાને બદલે હિંમત-મનોબળ-શરીરબળ વધશે; ત્યારેજ એ મિત્રતા ઉદ્ભવશે-ત્યારેજ ગાર્ગીની માફક સ્ત્રીઓ સભાઓમાં ધ્રૂજશે નહિ અને પુરૂષોને પણ વિચિત્ર નહિ લાગે. સ્ત્રીઓના નીતિબળ-માનસિક બળ માટે માન થશે અને ત્યારેજ લાગશે કે સ્ત્રીઓ પણ મિત્ર હોઇ શકે! દુરૂપયોગ થતાં એવી કઇ વસ્તુ છે કે હાનિકારક નથી? તો પછી એટલા માટે એનો સદુપયોગ પણ કરવો નહિ-સદુપયોગ કરતાં ડરવું એ શા માટે? જીવનલાલ અને લીલી વાત કરતાં હતાં, તે વખતે કમળા નીચે મ્હોંએ-નિરાશ ચ્હેરે સાંભળ્યા કરતી હતી. કમળાની સર્વ આશા નષ્ટ થયેલી લાગી-એનો સૂર્યનો અસ્ત થયો ભાસ્યો.

જીવનલાલે ઉઠવાની તૈયારી કરી કહ્યું: " લીલી! આજ તમને મળતાં મને અતિશય શાંતિ થઇ! જીવનયાત્રામાં મુસાફરી કરવાનું નવું બળ આજે તમે આપ્યું."

લીલી: " હેં! ખરેખર! તમને શાંતિ થઇ? બળ આવ્યું? એમ હોય તો હું મારું જીવન–મારું હિંદુસ્તાન આવવું સફળ થયું માનું છું!"

જીવનલાલ: " પણ લાનોલીથી પાછાં ફરતાં તમે નહિ મળો?"

લીલી: " મને મળવાનું મન તો છે, પણ ક્યાં–ક્યારે મળીશું?"

જીવનલાલ: " મુંબાઇમાં. હું ખાસ કારણસર વધારે રજા લેવાનો છું."

લીલી: " તમે થોડા દિવસ લાનોલી નહિ આવો?"

જીવનલાલ: " ના. અગવડો ઘણી છે."

બંનેએ એક બીજાના હાથ મિલાવી શેકહેંડ કરી. બંનેના નેત્ર ભીનાં થયાં હતાં. અને તેમના ભાવો વિજળીના બે તારની માફક બે થવાથી એક બીજાના હૃદયમાં વહેતા હતા.

જતાં જતાં અંતઃકરણથી કે વિવેક ખાતર જીવનલાલ કમળા પાસે ગયો ને બોલ્યો: " કમળા! આપણે તો કોઇ દિવસ ગમે તે જગાએ, ગમે તે સ્થિતિમાં મળીશું."

લીલી: " આપણા બંનેનું સામાન્ય સ્નેહસ્થાન કમળા છે. નહિ વારુ?"

આટલું બોલતાં જીવનલાલને સહજ સ્મિત આવ્યું, પણ બીજીજ પળે તેણે નિશ્વાસ નાંખ્યો. આજ કમળા અને પોતાની વચ્ચે જાણે પડદો પડતો હોય, કમળા હંમેશને માટે જતી હોય એમ ભાસ્યું અને હૃદયની લાગણી ન જણાય–ન જણાવવા એકદમ ફરી ગયો–ચાલ્યો ગયો.

લીલીએ જ્યારે હિંદુસ્તાન આવવાનો પહેલવહેલો વિચાર કર્યો ત્યારે તે એમજ ધારતી હતી કે, જીવનલાલની મિત્રતા એવીને એવીજ રહેશે અને હૃદય તો એવુંજ હતું; છતાં આવ્યા પછી એમ લાગ્યું

કે સ્નેહસાંકળમાં એક કડી ઓછી છે. વિલાયતમાં જીવનલાલ લીલીનો કુટુંબી હોય એમ એની સાથે બેસતો ઉઠતો. પોતે હિંદુ છે અને લીલી વિદેશી છે–યુરોપીઅન છે, એમ એના સ્વપ્ને પણ ત્યાં નહોતું. એની સાથે ચાહ પીતાં કે એની સાથે ખાતાં પીતાં જરાએ સંકોચાતો નહિ. માત્ર દારૂ–માંસ ભક્ષણ નહોતો કરતો અને લીલી પણ એ મતની થઈ હતી. ધર્મ સંબંધી મૂર્તિપૂજાના સંસ્કારો છતાં બંનેમાં ભેદ નહોતો. તેજ જીવનલાલ હિંદુસ્તાન આવ્યા પછી બદલાઇ ગયેલો લાગ્યો. લીલીના સ્પર્શથી લીલીની સાથે ચાહ પીતાં પણ તે અભડાતો હોય એમ લાગ્યું.

લીલી હિંદુ અને યુરોપીઅન વચ્ચેનો ભેદ ભૂલી જવા–છેજ નહિ એમ માનવા બહુ યત્ન કરતી; પરંતુ હિંદુસ્તાન આવ્યા પછી એ ભેદ વધારે મજબુત લાગ્યો. કોઈનું ખાવા પીવાથી–કોઇને ખાતાં બેસતાં–અન્ય કોમની સાથે ખાતા પીતાં પતિત થવાય છે, એવી પીતાં અડકવાથી મુસલમાન પારસી યુરોપીઅનની સાથે ખાવા માન્યતા છે, ત્યાં સુધી એકતા થવાનો સંભવજ નથી, એમ તેને લાગ્યું. આ સંબંધી બંને વચ્ચે અનેકવાર વાત થતી, ત્યારે જીવનલાલ એટલુંજ બોલતો કેઃ

"લીલી! લીલી! તમે અમારી હિંદુઓની રીતભાત–ન્યાત જાતની વિટંબના નહિજ સમજી શકો!"

શું યુરોપ અને હિંદ કદીજ સંયોજાશે નહિ? માંસ ભક્ષણને ધર્મના વાંધા, વિદ્યાનો પ્રચાર થયેલા સ્વતંત્ર મતના યુગમાં મહત્વના નથી. જાપાનનો ધર્મ જૂદો છે, ભાષા જૂદી છે; છતાં યુરોપ સાથે વિચારમાં ને આચારમાં તે એકજ થતું જાય છે. પૂર્વ સંસ્કારો–પૂર્વના સિદ્ધાંતો, વાતાવરણમાં–મૂકવાની જરૂર નથી; પણ મનુષ્યને માટે, તેમ શા માટે ચાલી ન શકે? મનુષ્ય મનુષ્યનું ખાતાં પીતાં કે અડકવાથી શા માટે પતિત થાય? સાથે બેસી જમતાં શા માટે હલકાં–નીચાં થાય? તો લીલી સમજી શકતી નહોતી! લીલીના હૃદયમાં આ વિચારે

આવતાં—એક ઇંગ્રેજને—ઇંગ્રેજ બાનુને આવે એવા આ વિચારો આવતાં તેણે નિશ્વાસ નાંખ્યો ને કમળા પાસે જઇ તેને પાસે લઇ બોલી: "કમળા! હજી તું તો મારી પાસે છે ને?"

લીલીના શબ્દે કરી કમળાના હૃદયનો માર્ગ ખુલ્લો થયો. તે લીલીના ખોળામાં માથું મૂકી ખુબ રોઇ, એનું હૃદય હાથમાં ન રહ્યું. લીલી કમળાના દુઃખનું—ગ્લાનિનું કારણ સમજી, પણ તે, સંયોગો જોતાં આશ્વાસન આપી શકી નહિ. જીવનલાલની સ્થિતિ જોતાં કમળાની આશા—પોતે માની લીધેલી આશા—નિરાશાજ છે એમ તેને લાગ્યું. જીવનલાલ એવા સંસ્કારમાં ઉછર્યો હતો—એનું વાતાવરણજ એવું હતું કે, લીલી ને કમળા, બંને સાથેનો સંબંધ હંમેશને માટે બંધ થવોજ જોઇએ. શાંતિ એની પત્ની હતી, એની સાથે એનું પાનું પડયું હતું. હાલના હિંદુજીવન પ્રમાણે પત્નીના સર્વ ધર્મ તે બજાવતી. માનસિક જીવનમાં પત્ની મિત્ર હોઇ શકેજ નહિ—જરૂર નહિ. પુરૂષોને, માનસિકજીવન—ન્યુસપેપરો—કલબો—પુસ્તકો—સંસ્થાઓને પુરૂષોદ્વારા ગાળવાની છૂટ હોઇ સ્ત્રીઓ મિત્ર હોવાની જરૂર નથી. લીલી અને કમળા જેવી કેળવાયેલી—પવિત્ર સંસ્કારવાળી સ્ત્રીઓ સાથે ફરી શકાય —એ બનવુંજ અશકય છે; તો પછી કમળા જીવનલાલને વિશ્રામસ્થાન ગણે એમાં એનોજ દોષ. તે હજી કુંવારી છે, લીલી ગામમાં છે અને એનો પિતા હયાત છે; ત્યાં સુધી તો ઠીક, પણ પછી? વિવાહિત કમળાના પશ્ચિમના વિચારો—હિંદુસ્તાનની પૂર્વની મહિલાઓએ જીવનો—ઘરમાંજ ગાળવાનાં! એને બહાર જવાની, પુસ્તકો વાંચવાની જગતના મહાન બનાવો જાણવાની. કે ભવિષ્યની પ્રજાની સામાજિક —માનસિક—નૈતિક વૃત્તિઓનો વિકાસ કરવામાં સ્ત્રીઓનો હક્ક છે એવી, બધી અનુકૂળતા, મળી શકશે કે કેમ તે તેના ભવિષ્યના પતિના વિચારો ઉપર છે, તો પછી 'શા માટે નિરાશ થવું? શા માટે આકાશ કુસુમવત્ અપ્રાપ્યની આશા રાખવી?'

વખત જતાં અંધ પણ પ્રેમાળ લીલીનો હાથ ફરવાથી કમળાનાં ડૂસકાં ઓછાં થયાં—સ્વસ્થ થઈ તે ઉભી થઈ. જે લીલીએ હિંદુ કન્યાના અંધકારમય જીવન ઉપર પ્રકાશ પાડ્યો હતો, તેનો કદાચ હંમેશને માટે વિયોગ થશે; એમ માની બંને ભેટયાં—હૃદય હૃદય સાથે મળ્યાં. માતા પુત્રીને, બ્હેન બ્હેનને, મિત્ર મિત્રને ભેટે તેમ ભેટયાં, બન્ને નિરાશ થયાં હતાં; છતાં એક બીજાને હૃદયની વાત કહી શકતાં નહિ. લીલી વિલાયત જશે એટલે એનું મ્હોં તો ન જ જોવાનું, પણ એની સાથે પત્ર વ્યવહારદ્વારા જે હૃદય ઉઘાડવાનું સાધન હતું તે પણ કદાચ બંધ થાય તો? તે તો તેને મળનારા સ્વામી ઉપર હતું.

હિંદુ રિવાજ પ્રમાણે કમળા હવે જીવનલાલને મળી શકશેજ નહિ અને વિવાહિત થયા પછી મળાય કે નહિ. તે પણ ભવિષ્યના સ્વામીના વિચાર ઉપરજ. લીલી વિલાયત જવાની એટલે કમળાને આજની મુલાકાત કદાચ છેલ્લીજ નીવડે. લીલી પોતે પત્રવ્યવહાર કરવા, સલાહ—શાંતિ આપવા ઉત્સુક હતી, પણ તે પત્રો વિવાહિત કમળાને મળશે ખરા? એ પત્રો એને સુખ કરવાને બદલે દુઃખ તો નહિ કરે? કમળા જીવનલાલની સાથે પત્રવ્યવહાર ચલાવવા ઉત્સુક હતી, પણ એ પત્રવ્યવહારની જગતને ખબર પડતાં ને પડવીજ જોઇએ—તો એનો સંસાર સુખમાં જશે ખરો? શાંતિને ઈર્ષા નહિ આવે? જનસમાજમાં એના ચરિત્ર ઉપર આક્ષેપ તો નહિ આવે! આવા આવા વિચારે બંને કોમળ હૃદયની બાળાઓ નિરાશ થઈ, પણ પોતાની મુંઝવણ એકમેકને કહી શકી નહિ. આમ છતાં કમળાથી રહેવાયુ નહિ એટલે એતો બબડી ઉઠીઃ

"લીલી! મારા પિતાએ મને શું કરવાને કેળવણી આપી! મને વિલાયત શુ કરવા મોકલી? ખરેખર, હિંદુ માબાપોએ જાહેર હિંમત ન હોય તો પુત્રીઓને કેળવણી ન આપવી, તેમની બુદ્ધિનો

વિકાસ નજ કરવો, તેમની દૃષ્ટિ મર્યાદાનું ક્ષેત્ર ન વધારવું. એમને અહીં રાખો, તેમાંજ તેમનું શ્રેય છે. મને ભણાવી નહોત, મને ઉચ્ચ સંસ્કારોમાં મૂકી ન હોત, તો મારી બીજી બહેનો માફક હું સુખી હોત-મારૂં જીવન સુખી થાત. અમારૂં સુખ શેમાં છે તે તેઓ જોઇ શકતાં ન હોય કે તે પ્રમાણે કરી શકતાં ન હોય; તો બહેતર છે કે અમને કેળવણીજ ન આપવી.

લીલી: " કમળા ! ગાંડી ! શાંત થા ! ધીરજ રાખ. "

કમળા: " શાંતિ ! ધીરજ ! હવે ક્યાં સુધી ? લીલી ! અમારાં -હિંદુ કન્યાનાં દુઃખો તમે સમજી શકવાનાં નથી. તમે જાઓ છો, બીજા કોઇ સાથે વાત થાય એમ નથી. અહીંનું વાતાવરણ એક છે, ઘેર જાઉં છું ત્યાં બીજુંજ વાતાવરણ છે. તમારૂં કહેવું મારી માને મન ખોટું છે, એનું કહેવું તમને-મને રૂચતું નથી. મારે માના કહ્યા પ્રમાણે, વૃદ્ધ અજ્ઞાન પતિને પરણવું કે બુદ્ધિના વિકાસ પ્રમાણે-તમે ને જીવનલાલે આપેલા વિચારો પ્રમાણે-ઉચ્ચ જીવન ગાળવાની લાલસા રાખવી ?"

સ્નેહબદ્ધ લીલી હિંદુ જીવનની જાળમાંથી બહાર નીકળી ન શકેલી લીલી, શું ઉત્તર આપે ? બંને દુઃખી હૃદયો મુગાંજ રહ્યાં. અંધ અને દેખતી બાળાઓને સર્વત્ર અંધકારજ લાગ્યો ! ને રોતાં રોતાં—ડૂસકાં ખાતાં ખાતાં—એક બીજાને ખભે માથું મૂકી પડયાંજ રહ્યાં.

## પ્રકરણ ૧૮ મું

---

### યાત્રા !

ચોમાસું તદ્દન કોરૂં ગયું હતું. હિંદુસ્તાનમાં-ગુજરાતમાં લોકોને પાકનો આધાર વરસાદ ઉપરજ રાખવાનો હોવાથી વરસાદની તાણુ પડતાં હોંશકોશ ઉડી જાય છે. કનાલ-કુવાની વ્યવસ્થા ન હોવાથી, કેટલીક રીતે બની શકે એમ ન હોવાથી, ખેડુતો વરસાદને માટે રાહ જોતા બેઠા હોય છે અને જ્યારે વરસાદ ન આવે ત્યારે એમની ચિંતાનો-એમના દુઃખનો વિચાર દૂર બેઠેલાંને, મુંબાઇ જેવા શહેરમાં થઇ શકતો નથી. માઇલોના માઇલો સુધી લીલા ઝાડનું થડ દેખાતું નથી, તાપે બળતાને 'હાશ' કરવા એક ઝાડનો છાંયડો મળતો નથી અને કંઠ સુકાઇ જવા છતાં ચોખ્ખું તો નહિ પણ મેલું પાણી પણ મળી શકતું નથી.

આપણા આસિસ્ટંટ કલેકટરની જમીન ધંધુકા-ધોળકા જીલ્લામાં હતી. આ વખત વરસાદ ન પડવાથી પાક કાંઇજ થયો નથી. કપાસ તાપમાં એમને એમ બળી ગયો. વરસાદ વિના શિયાળુ પાક થાય કેમ? ગીરધરલાલ પાસે એ પૈસા હતા, જીવનલાલ પાસે સત્તા હતી. એટલે બળદો કે માણસો રાખી શકે એમ હતું; પણ પાણીનું શું કરવું? પીવાના પાણી માટેજ વેયડા ખોદતાં સવારથી બપોર સુધી ઉભા રહે, વાડકે વાડકે પાણી ઉલેચે, ત્યારે માંડ બેડું થાય તો પછી

ઢોર ને ખેતર માટે પાણી ક્યાંથી લાવવું ? બિચારાં ઢોર–અસંખ્ય અવાચક ઢોર, ઘાસ પાણી વગર માર્યાં ગયાં. દુકાળને લીધે મુએલા ઢોરનો અગર ઢોરનાં ચામડાં--હાડકાંનો વેપાર વધ્યો. ગરીબ મુસલમાન ખોજા ચામડામાં ધનાઢ્ય થયા, ત્યારે ખેડુતો ભૂખભેગા થયા. બાળકોને વેચવા મંડ્યા. બાળકોને દૂધ પીતાં કર્યાં, ઘરબાર રાચરચીલું તજી મજુરી કરવા કે ભીખ માગવા નિકળ્યા. રેલ્વેથી અનાજ આવી શકતું, પરંતુ પાણી અને પૈસા ક્યાંથી લાવવા ? ગાયો ને ભેંસો નાશ પામ્યાં, દૂધ ઘીની અછત થઈ ને લોકો ભાગવા લાગ્યા. દુકાળનો ત્રાસ ખમનારને—નજરે જોનારનેજ લાગે અને તેજ સમજી શકે. મુંબાઇ જેવા શહેરમાં મયદાનીયા–એક્ષેલ્સીઓર, ગેઇટી, લેવી કે માથેરાનની ઘોડદોડમાં ફરનારને—સો, બસો કે હજાર રૂપીઆ આપી કર્તવ્ય માનનારને ભૂખે મરવું, પાણી વગર શું કરવું, તેની ખબર નજ પડે અને જ્યાં સુધી તે અનુભવ નથી થયો ત્યાં સુધી અસંખ્ય પ્રાણીઓનાં દુઃખો ન સમજાય.

દુકાળ આખા પ્રાંતમાં હતો; છતાં ગીરધરલાલના ખેતરમાં પાકયું નહિ, ગીરધરલાલનાં ઢોર–ખેડુત હેરાન થયાં તે માટે, લોકોમાં –કુટુંબમાં એવો વહેમ આવ્યો કે મહાત્માના શાપને લીધેજ આ હેરાન ગતિ ભોગવવી પડે છે. વળી આ સંકટ આટલેથીજ પતે તો સારૂં ! આસિસ્ટંટ કલેક્ટરને આ વ્હેમ નહોતો એ વાત ખરી, છતાં સંસ્કારો-જનિત શંકા કદી કદી થઈ આવતી.. ભગવાનજી કહી શકતો નહોતો, પણ તે, તે વહેમને માનતો અને જીવનલાલની હઠીલાઇને લીધેજ આ દુઃખ ખમવું પડે છે એમ એ ધારતો. કુટુંબમાં માજી, શેઠ ને શાંતિ તો ખાત્રીપૂર્વક માનતાં કે આ મહાત્માના શાપનું જ પરિણામ છે !

દિવસ ઉપર દિવસ જતા ગયા તેમ ચિંતા વધી. ખેતરમાં પાક નો નહોતો, પાણી નહોતું. તેમાં ખેડુતને એકનો એક છોકરો મરી ગયો. ગીરધરલાલ રાણપુરથી આવતા હતા ત્યાં ટપ્પો ઉંધો વળ્યો ને સાંડ

માંડ બચ્યા. માજીને તાવ આવ્યો, શાંતિને ગુમડાં થયાં, ઘરમાં સાપ વીંછી નિકળવા મંડયા. આ બધાનું કારણ આપણા આસિસ્ટંટ કલેકટર! એને લીધેજ મહાત્મા કોપ્યા અને શાપ દીધો. 'એકને પાપે આખું વહાણ ડૂબે' છે એમ થયું. આ દુઃખમાંથી મુકત થવાનો એકજ ઉપાય છે. યાત્રાએ જવું, કાશીવિશ્વેશ્વરનાં દર્શન કરવાં અને તેમાંયે જીવન-લાલે તો ખાસજ. યાત્રાએ જતાં ગંગાસ્નાન ને બ્રહ્મભોજનથી ઇશ્વરનો કોપ ઓછો થશે, કુટુંબમાં શાંતિ થશે, અને આવતે વર્ષે પાક પણ સારો થશે. આ દરખાસ્ત કુટુંબે ઉપાડી લીધી. હિંદુઓમા અનેક ગૃહવિટંબનાને લીધે જીવનપદ્ધતિને લીધે, અને કેટલીકવાર અનુકૂળતાને અભાવે ઉન્હાળામાં કે શિયાળામાં હવાફેર માટે દરિયા કિનારે કે શિતળ ટેકરી ઉપર જવું બનતું નથી. ધનાઢ્ય શેઠીયાઓ અને ઉંચ નોકરીઆતો હવા ખાવા જાય છે પરંતુ તેઓ એકલાજ. તેમનું સ્ત્રીમંડળ ઘર જંજાળ છોડી શકતું નથી, છોડવી ગમતી નથી અથવા સ્ત્રીમંડળ

સામાન્ય રીતે અજ્ઞાન હોવાથી પુરૂષવર્ગ પોતાને હરવાફરવામાં, કલબોમાં કે સહેલ સપાટા કરવામાં સ્ત્રીઓ વિઘ્નરૂપ થશે માની સાથે લેતા નથી. ગમે તે કારણે પણ હવા ખાવાની તે પદ્ધતિ આપણામ એટલી બધી પ્રચલિત નથી. વળી તે બહુજ ખર્ચાળ હોવાથી સામાન્ય લોકોમાં હવે પણ પ્રચલિત થશે કે કેમ તે શક છે. પરંતુ યાત્રાનું નામ દેતાં નવા તેમજ જૂના વિચારનાં મનુષ્યો એક પગે થાય છે. યાત્રામાં ખર્ચ થાય છે, વખત જાય છે છતાં હવાખાવાના સ્થળમાં અમુક પદ્ધતિએ રહેવાની-ખાવાની જરૂરસનાતી હોવાથી જે ખર્ચ થાય છે,તે ખર્ચમાંજયાત્રામાં જૂદા જૂદા ભાગ જોવાય છે, જૂદા જૂદા લોકોનો અનુભવ થાય છે અને તે સાથે સામાન્ય તેમજ પૈસાદાર લોકો પોતાની સ્થિતિ અનુસાર રહી શકે છે. ધર્મને બહાને સ્ત્રીઓ ઘર બહાર જઇ શકે છે, સ્વતંત્રતાથી હરીફરી શકે છે અને એમનાં શરીર અને મન પ્રફુલ્લિત થાય છે. પગરસ્તે કિંવા ગાડીમાં, જૂદા જૂદા ગામનાં નદી તળાવ-દરિયા-ટેકરા

વિગેરેથી સૃષ્ટિસૌંદર્ય જોવાની તક મળે છે, બજારમાં નિરંકુશ ફરી શકે છે અને દેવદર્શન કરવામાં દિવસો ક્યાં જાય છે, તેની તેમને ખબર પણ પડતી નથી અને પોતપોતાના સંસ્કાર પ્રમાણે બુદ્ધિ અનુસાર ઇશ્વરને ઓળખવા–ઇશ્વરને સંતોષવા અને પવિત્ર જીવન ગાળવા યત્ન કરે છે. યાત્રાનો સામાન્ય ઉદ્દેશ આ હોય છે અને આ કુટુંબના આ ઉદ્દેશ ઉપરાંત મહાત્માના શાપનું બળ ઓછું કરવા, શાપના ભયથી દૂર થવા અને શાપની ચિંતા દૂર કરવાનો પણ એક વધુ ઉદ્દેશ હતો.

એક સમય એવો હતો કે કાશી જવું એ કેવળ પૈસાદારનુંજ કામ હતું. મહિનાને મહિના પગ રસ્તાની મુસાફરી કરી અનેક વિટંબના ભોગવ્યા પછીજ યાત્રા થતી. અને એ યાત્રા એટલી તો મહત્વની ગણાતી કે યાત્રાએથી આવનારને સામા ભાગોળે–અથવા અમુક ગાઉએ કે છેવટે સ્ટેશને લેવા જનારને અરધું પુણ્ય મળે છે એમ મનાતું. એજ કાશી હવે લગભગ છત્રીસ કલાકની અંદર જઈ શકાય છે. સામાન્ય વર્ગના મનુષ્યને ઇચ્છા થાય તો દસ–પંદર કે બહુ તો વીસ રૂપીઆમાં ગંગાસ્નાન કરી તે જીવન સફળ કરી શકે છે.

વિલાયતનો પવન ખાઇ આવેલો આસિસ્ટંટ કલેક્ટર યાત્રાનાં ફળ સમજતો. સૃષ્ટિસૌંદર્યદ્વારા ઇશ્વર ઓળખાય છે. મનુષ્ય પ્રેમદ્વારા ઇશ્વર સમજાય છે, એમ સમજતો હોવાથી એને પણ યાત્રા લાભદાયક લાગી હતી. રજા હતી એટલે બીજી રજા લેવાની જરૂર નહોતી. આખું કુટુંબ અને તે સાથે એકાદ બે સગાવહાલાં ને બેએક ડોસીઓ યાત્રાએ જવા તૈયાર થયાં. ઘરની ગાડી હતી એટલે રાણપુર સુધી બળદ ગાડીઓ જોડાઇ. મૂળ તો ગીરધરલાલ ગામમાં પ્રતિષ્ઠિત અને બીજાું જીવનલાલ આસિસ્ટંટ કલેક્ટર, એટલે ગામના સંભાવિત ગૃહસ્થો, મામલતદાર, મુનસફ, તલાટી ને ફોજદાર થોડેક સુધી વળાવવા આવ્યા હતા. 'અમારા તરફથી જાત્રા કરજો'—'સુખ સમાચાર

લખજો '—' પધારજો સાહેબ '—' ઘરની ફીકર ન રાખશો '—ના શબ્દો કાને પડતા હતા. વળાવવા આવેલું મંડળ પાછું ફર્યું. ગાડાંમાંથી આજુબાજુ તાપે તપતાં, એક ઝાડ કે છોડનું ઠુંઠું નથી એવાં, ખેતરો નજર આગળ તરતાં આસિસ્ટંટ કલેકટરને ખેડુતોના દુઃખોનું ભાન થયું ને ઘડીવાર એમ થયું કે રજા ન લીધી હોત તો ગામડામાં જઇ લોકોની સ્થિતિ જોઇ શકત. દુકાળના વખતમાં ગરકાર રજા આપવા હા ના કરે છે તે યોગ્યજ છે એમ એથી તેને ક્ષણવાર લાગ્યું.

રાણપુર આવ્યું, સામાન ઉતાર્યો, નાસ્તો કર્યો અને રેલ્વે સ્ટેશન ઉપર કસ્ટમ ઑફિસનું સર્ટીફીકેટ લીધું; જેથી વિરમગામે જકાત માટે હેરાનગતિ ભોગવવી ન પડે. રેલ્વેના અમલદારોની મદદથી સામાન જોખાયો ને ગાડી આવતાં કુટુંબ કાશીની યાત્રાએ ઉપડ્યું. કાશીજ જવાનોજ ઉદ્દેશ હોવાથી બીજે જવાનું નહોતું. એટલે તેઓ બારોબાર કાશી ગયાં. રસ્તાનો થાક ને ગાડીની બદલાબદલીથી બધાં એટલાં કંટાળી ગયાં હતાં કે કાશીનું સ્ટેશન ઉતરતાંજ જય વિશ્વેશ્વર-જય ગંગેની ધુમો સંભળાઇ. સ્ટેશનના ઝાંપા બહાર જતાંજ ચોબાઓ-તીર્થગોરો વીંટળાઇ વળ્યા, નામ-ઠામ-ગામ પૂછતાં એક ગોરના ચોપડામાં ગીરધરલાલના બાપનું નામ નીકળ્યું અને એ તીર્થગોરને ત્યાં જવાનું નક્કી થયું. કાશી-પવિત્ર કાશીની સાથેજ એવા સંસ્કારો જોડાયેલા છે કે એ જોવાની-ગંગાના પવિત્ર પાણીમાં હાડકાં બોળવાની લાલસા વધે છે. ગોરને ત્યાં સામાન મૂક્યો કે તરતજ સર્વ મંડળ ગંગાતીરે જવા તૈયાર થયું. કાશીની પથ્થરની ઢોળાવવાળી સાંકડી ગલીઓ પસાર કરતાં, રસ્તામાં અનેક શંકરના મંદિરો જણાતા. આ કોનું-આ કોનું એમ પૂછતાં ગંગા તીરે આવી પહોંચ્યાં. ગંગાનો વિશાળ પટ, એમાં વહેતું જોસબંધ વારી-એના ઉપર ફરતી બોટો-સામે કિનારે વૃક્ષઘટા અને ગંગાના કિનારા ઉપર દેશપરદેશનાં વિચિત્ર ભાષા અને વેશવાળાં મનુષ્યો ફરતાં જોઇ આસિસ્ટંટ કલેકટરને

એમજ થયું કે હવા ખાવાના સ્થળમાં કાંઇ મઝા હશે, છતાં યાત્રા સ્થાનની મઝા તો ઑરજ છે. ચિતા ભેગા થતાં પહેલાં હાડકાં ભેળવાની ઉત્કંઠાથી અનેક વૃદ્ધો ઠોકર ખાતાં, પુત્ર-પુત્રીઓના ખભે હાથ મૂકી નદી તરફ જતાં હતાં. કમખા કે ચોળીવિના પવનને લીધે ઉઘડી જતાં શરીર છેડેથી ઢાંકતી-પાછળ પડતાં છોકરાંને ઉતાવળે ચાલવા ધમકાવતી, આસપાસ બ્રાહ્મણ ભીખારીનાં ટોળાંથી કંટાળતી -અનેક સ્ત્રીઓ નજરે પડતી હતી. કોઇની પાસે દૂધની લોટી, કોઇની પાસે નાળિયેર તો કોઇની પાસે વ્હાલાં-વડીલ પૂર્વજોનાં સંભાળી રાખેલાં અસ્થિની ડાબલીઓ હતી. સર્વ યાત્રાળુના મ્હોં ઉપર આનંદ હર્ષ-ઉત્સાહ દેખાતો હતો. દેશમાં કોઈ વ્યાધિની પીડાથી તો કોઇ એકના એક પુત્રના મૃત્યુથી, કોઇ બાલ્યાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થવાથી તો કોઇ પત્નીના મૃત્યુથી, કોઇ દેવાની ચિંતાથી તો કોઇ બીજી ઉપાધિથી ચિંતાગ્રસ્ત રહેતાં, તેજ આજે પોતાની સર્વ ચિંતા ભૂલી ગયાં છે: પવિત્ર ગંગામાં સ્નાન કરી-કાશીવિશ્વેશ્વરનાં દર્શન કરી-આલોક તેમજ પરલોકમાં આત્માનું કલ્યાણ કરવા એટલાં ઉત્સુક હતાં કે ચિંતા-ઉદ્વેગ-દુઃખ તેમની પાસે આવી શકતાં. નહોતાં. ધનાઢ્ય જનો બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવી રૂપીઆ-કે મ્હોર દક્ષિણા આપી સંતોષતા, તો ગરીબ માણસો પાઇ આપી સંતુષ્ટ થતા અને ઇશ્વર તેમના અંતઃકરણની પવિત્રતાનો ભૂખ્યો છે અને નહિ કે પૈસાનો-એમ સમજતાં હતાં. તીર્થગોરો સાથે ને સાથે રહેતા. પૂર્વજોએ આપેલાં દાનની મીઠી વાતો કરી, વખત બગડતો જાય છે, શ્રદ્ધાનો લોપ થાય છે, એવું બબડતા યાત્રાળુની સ્તુતિ કરતા તેઓ પાછાને પાછા આવતા હતા. આપણો આસિસ્ટંટ કલેક્ટર આ સૌ નિહાળતો. વિચારતો-ગંગા તીરે આવ્યો અને બધાંની સાથે કિનારેજ ગંગાસ્નાન કરવા નદીમાં પ્રવેશ કર્યો. ગંગામાં ડુબકી મારતાંજ-ડુબકી મારી દૂર જોતો-અનેક યાત્રાળુને નહાતાં જોતાં-સ્તુતિઓ સાંભળતાં-સર્યો-

દય થતો જોઈ–હૃદયમાં આનંદ થયો અને આવા સ્નાનની મહત્તા હોય કે નહિ; પરંતુ મન શરીર પ્રફુલ્લિત થાય છે–ઇશ્વરનું અસ્તિત્વ સમજાય છે, એમ તો થયું. નદી.ા ભીને લુગડે સઘળાં ઉભાં રહ્યાં, તીથગોરે આવી નદીપૂજા કરાવી અને શક્તિ અનુસાર તીર્થગોરને તીર્થદાન કર્યુ. ત્યાંથી સર્વ મંડળ રસ્તામાં અનેક મંદિરોમાં દર્શન કરતું કાશીવિશ્વેશ્વરનાં દર્શન કરવા ગયું. સમસ્ત હિંદુસ્તાનનું કેંદ્ર-સ્થાન–ધર્માવલંબીના લોકહૃદયનું લોહચુંબક--કાશીવિશ્વેશ્વરનું મંદિર એવું મોટું નથી, એવું આકર્ષક નથી,--એવું સુંદર કે સુઘડ નથી; છતાં તે અનેક જનોનાં હૃદય-- માથું નમાવરાવવા સશક્ત છે તે તેના આત્માનો પ્રભાવ છે. એટલા ઉપર એક બાજુ શંકરની પૂજા માટે બીલી–ફૂલ લઈ અનેક 'માળીઓ ઉભા હતા, ત્યારે બીજી બાજુ શંકરનું નમણુ લઇ બ્રાહ્મણો મંદિરમાંથી બહાર આવનારને કંટાળો ઉપજાવતા હતા. દિવસ ને રાત્રિ વિશ્વનાથના મંદિરમાં ભીડ રહેતી અને તેથી દર્શન કરવા આવનાર શંકરની પીંડી નિહાળવા–થાંભલા ઉપર ચઢતાં હતાં; અને પીંડીની ઝાંખી થતાં, પાપીમાં પાપી છીએ અને પરમ કૃપાળુ મહેશ કૃપા કરો, એમ યાચતાં–યાચના સ્વીકારવામાં આવી છે એમ માનતાં–જીવિત ધન્ય ધન્ય ગણતાં.

શહેરમાં–મોટી પદવી મળ્યા પછી, ધંધા–નોકરીમાં ગુંથાયા પછી, પશ્ચિમના સહવાસથી–ક્લબો વગેરેના સંબંધને લીધે કેળવાયેલા હિંદુઓ–કૉલેજીઅન હિંદુઓની ધર્મ સંબંધી સ્થિતિ વિચિત્ર હોય છે. ક્રિશ્ચીયાનીટી કબુલ કરવા વૃત્તિ હોતી નથી–એમાં મહત્વ લાગતું નથી, એ ખરૂં; પણ હિંદુ ધર્મનાં તત્વો કરતાં ધર્મના વહેમો ઉપર તરી આવતા હોવાથી, ધર્મ તરફ દુર્લક્ષ રાખે છે, મંદિરે–દેવ-દર્શન–યાત્રા જતાં શરમાય છે; એટલે 'ઇશ્વર છે–ઇશ્વરને માનીએ છીએ' એટલુંજ કહેવામાં ધર્મનો તેમને મન સમાવેશ થાય છે.

સંસારસાગરમાં અરે, મહાત્માઓના ભોગ થઇ પડે છે અને ધર્મ-ઇશ્વરનું અવલંબન ન હોય અને અંધ સ્થિતિમાં જીંદગી ગાળે છે. આપણા આસિસ્ટંટ કલેકટરનું મુખ પણ એવુંજ હતું. મૂર્તિપૂજા યોગ્ય છે કે નહિ તેનો તેણે વિચાર કર્યો નહોતો, સુધરેલી પ્રજા ના કહે છે, માટે એમાં કાંઇજ નથી એમ માનતો પણ તે સાથે 'એકેશ્વરવાદ' શું છે તે સમજવા પ્રયત્ન પણ કર્યો નહોતો. પ્રાર્થના-સૃષ્ટિ દ્વારા-મનુષ્ય પ્રેમદ્વારા પ્રભુપ્રેમ ઓળખવા માટે વૃત્તિ થતી; પણ દ્રઢતા-પૂર્વક યત્ન થયેલો ન હોવાથી જૂના અને નવા સંસ્કારનું યુદ્ધ ચાલતું હતું, ગંગામાં બધાંએ પૂજા કરી સ્નાન કરી માટે પોતે કરી, વિશ્વેશ્વરના મંદિરમાં બધાંએ માથું નમાવ્યું એટલે પોતે નમાવ્યું; પરંતુ આ સઘળું સંદિગ્ધ સ્થિતિમાંજ. યાત્રા પૂરી થઇ, સર્વનાં હ્રદય સંતોષાયાં અને ઉતારા તરફ વળવાની તયારી થઇ. હજી એકાદ બે દિવસ અહીં ગાળવાના હતા, એટલે અત્યારે ઘેર જઇ ખાવાપીવાની તજવીજ કરવાનું નક્કી થયું.

મંદિરમાંથી બહાર નિકળવામાં જીવનલાલ પહેલો હતો. તેની પાછળજ ભગવાનજી નિકળ્યો. મંદિરમાંથી બહાર નિકળતાં ગભરાતા હ્રદયે ભગવાનજીએ જીવનલાલના ખભે હાથ મૂકી પાછળ મંદિરમાં એક ખૂણે પૂજામાં તલ્લીન થયેલા પુરૂષ તરફ નજર કરવા કહ્યું. જીવનલાલે પાછું ફરી જોયું તો મહાત્મા મદનમોહનજીને દીઠા. તેઓ એક ખૂણામાં ઉઘાડા શરીરે પાટલા ઉપર બેઠા બેઠા સંધ્યાવંદન કરતા હતા, કપાળમાં ભસ્મ લગાવી હતી, ધ્યાનમાં નાક ઝાલી ઓઠ ફફડાવતા હતો. મ્હોં આગળ આચમની, પ્યાલો અને તરભાણું પડયાં હતાં.

ભગવાનજી: "ભાઇ ! મહાત્માને જોયા કે ? એમણે આપણને જોયા નથી."

જીવનલાલ: "ને જોયા હોય તોએ શું ? એ આપણ કરી શકે એમ છે ?"

ભગવાનજી: " શાપ !"

જીવનલાલ: " એથી વહેમીલી સ્ત્રી આવા રૂ આપણે નહિ."

એટલામાં લોકોની ભીડનો ધક્કો થાય છે- અને જીવનલાલ ધક્કે ચઢી બહાર નીકળ્યો તે સાથે 'ભગવાનને લગે પણ' બહાર આવ્યો. જેને માટે માર્ગ કરાવવા સીપાઇઓ હટો-હટો કરતા, તેજ આસિસ્ટંટ કલેક્ટરને આજે ધક્કે ચઢતાં બંગલાની-ઑફિસર તરીકેની સગવડો સાંભરી અને મંદિરોમાં કાંઈ વ્યવસ્થા થવા-કરવા વૃત્તિ થઈ. જીવનલાલ બહાર આવ્યો ને મહાત્માને વીસરી ગયો. સંધ્યાકાળે આરતી વખતે સર્વ ફરી દર્શન કરવા આવ્યાં, દર્શન થયાં, બ્રહ્મભોજન થયાં. ખાધું અને રાત્રે સુવાની તૈયારી થતી હતી, ત્યાં માજીએ જીવનલાલને આઘો બોલાવી કહ્યું: " ભાઇ ! તેં મહાત્માને જોયા ? મેં તો મંદિરમાં જોયા."

જીવનલાલ: " હા, મેં ને ભગવાનજીએ જોયા હતા. કેમ ! કાંઇ બીજો શાપ તો નથી આપ્યોને ?"

માજી: " દિકરા ! એવું ના બોલ ! માંડ માંડ આ પવિત્ર સ્થળમાં પાપ ધોવા આવ્યાં, છીએ, આવું બોલી પાપ શું કામ બાંધે છે ! મહાત્મા-જ્યાં આપણે ત્યાં એ-તો ભૂત-ભવિષ્ય બધું જાણે-સાંભળે, માટે એવું બોલીશ નહિ."

માતાના વહેમ-માતાની અંધશ્રદ્ધા ઉપર જીવનલાલને હસવું આવતું હતું, પણ તે ઠાવકોજ રહ્યો ને બોલ્યો: " માજી તમે મહાત્માને મળ્યાં હતાં ?"

માજી: " હા ! મહાત્માએ કહ્યું છે કે ભૈરવનાથનાં દર્શન કરાવવા ભૂલશો નહિ. તારા ઉપર કૃપા કરવા શાપ ટાળવા આજીજી કરી. શાંતિ ઉપર પણ કૃપા કરવા, કુટુંબનું મહેણું ટાળવા વિનંતી કરી હતી."

જીવનલાલ શંકા અને અનાસ્થાવાળા ચિત્તે બોલ્યો: " ને એમણે શું કહ્યું ?"

માજીઃ " અરે, મહાત્માને ક્રોધ હોતોજ નથી. એમણે કૃપા કરવા હા પાડી છે અને આમે ને આમે ભૈરવનાથનાં દર્શન કરવા આગ્રહ કર્યો છે; પણ મહાત્માએ કહ્યું છે કે ત્યાં તું ને શાંતિ બેએજ જવું-બીજાએ નહિ."

જીવનલાલઃ " મારૂં પોતાનું મન તો કાંઇ જવાનું નથી, પણ તને દુઃખી કરવા વિચાર નથી થતો; માટેજ ભૈરવનાથ જવા હા પાડું છું. વારૂં ચાલો, અમે બે જઇશું, પણ ભગવાનજી સાથે રહેશે."

માજીઃ " ના, ભગવાનજીથી મંદિરમાં નહિ જવાય. એવું હોય તો એને સ્ટેશન ઉપર રાખજો. મહાત્માએ ત્રીજા કોઇને લઇ જવા ના કહ્યું છે. ને એ જાણે તો બધી મહેનત નકામી જાય."

જીવનલાલઃ " મંદિરમાં એને નહિ લઈ જઇએ."

માજીઃ " એ ખરૂં, પણ મંદિર આગળ પણ એને ન લઇ જઇશ. દીકરા મારૂં માન. હવે અમે ઘરડાં થયાં. ઇશ્વરને ત્યાં જતાં પહેલાં કાંઈ સારો દહાડો આવે ને છોકરાને રમાડી લઉં તો બસ. ભૈરવનાથ કરે ને મારી ઉમેદ પાર પડે તો હું બીજું લગ્ન કરવા આગ્રહ નહિ કરૂં. શાંતિ હજી નાની છે, પણ જો કાંઇ ન થયું તો આવતે વર્ષે તારે ફરી લગ્ન કરવુંજ પડશે. મરણને કિનારે પડેલી માનું માને તો પાડ, બાપ !"

જીવનલાલ સમજતો હતો, છતાં મા-જન્મ આપનાર-ભણાવી ગણાવી આવી સ્થિતિએ લાવનારમા ના હૃદયભેદક શબ્દોનું તે ઉલ્લંઘન કરી શકે એવું નહોતું—ઉલ્લંઘન કરવા ઇચ્છા નહોતી-શાંતિને ભૈરવનાથ જવા વચન આપ્યું હતું અને સ્ત્રીઓની એવી ઇચ્છા ફળિભૂત કરવામાં વિઘ્ન કરવા તેનું મન રાજી નહોતું. ભૈરવનાથનું મંદિર પાસે નહોતું, ત્યાં જવામાં મુસ્કેલી હતી. મંદિર પહાડમાં એકાંતમાં હતું; છતાં કેવળ સ્ત્રીઓને સંતુષ્ટ કરવા, એમાં શું જાય છે એમ માની ત્યાં જવા કબુલ કર્યું

માણ્: " ને મહાત્માએ તારી વહુને પણ ત્યાં જઇ દર્શન કરી બાધા મૂકવા કહ્યું."

જીવનલાલ: " એણે મહાત્માને મળવાની કાંઇજ જરૂર નહોતી."

માણ્: " એમ કેમ ! એને લીધેજ મહાત્મા આટલા નરમ થયા. એની નરમાશ ને આજીજીથીજ મહાત્માનો તારા ઉપર ક્રોધ કાંઇક શમ્યો."

જીવનલાલ: " પણ મહાત્મા અહીં ક્યાંથી ?"

માણ્: " મહાત્મા દર વર્ષે તીર્થમાં ફરે છે અને ભકતો મહાત્માને સાથે લઇ ફેરવે છે. મોટા કાઉંસીલના મેમ્બરો ઓધ્ધેદારો મહાત્માને પોતાને ત્યાં છ છ મહિના રાખે છે."

---

# પ્રકરણ ૧૯ મું

## રસ્તામાં મુકામ

કાશીની યાત્રા પૂરી થઇ. માજીના મનની મુરાદ પાર પડી. શાંતિની ધર્મવૃત્તિ કાંઈ કાંઇ સંતુષ્ટ થઇ, ગીરધરલાલ–ફોઇ વગેરેનાં જીવન સફળ થયાં અને હવે પાછા ઘર તરફ જવાની તૈયારી થઇ. ભગવાનજીને ઘેર જવા બહુ ઉમંગ હતો. યાત્રામાં આનંદ ન આવ્યો હોય, ઘર સાંભર્યું હોય અથવા તબિયત સારી ન હોય–ગમે તેમ પણ તેને ઘેર જવાનું મન થયું. તેણે જીવનલાલને કહ્યું: "ભાઇ! પરમ દિવસે આપણે ધંધુકા પહોંચી જઇશું, નહિ?"

જીવનલાલ: "હું હાલ ધંધુકે આવવાનો નથી."

ભગવાનજી: "ત્યારે ક્યાં જવાનું છે?"

જીવનલાલ: "માજીની એવી મરજી છે કે મારે ભૈરવનાથનાં દર્શન કરવાં, તેથી બીજવારાના સ્ટેશને હું ઉતરીશ, શાંતિ સાથે આવશે."

ભગવાનજી: "ત્યારે તો સાથે લઇ જવાનો સામાન તૈયાર કરૂં. એ જગા પહાડમાં ને એકાંતમાં છે. ત્યાં ગાડી નથી તેમ રસ્તામાં કાંઇ મળે એમ નથી એટલે ગાડાં પણ મળશે કે કેમ તે સવાલ છે."

જીવનલાલ: "હાસ્તો! એ તૈયારી તો કરવાનીજ. પણ ભગવાનજી! તારે આવવાનું નથી. માજીની એવી મરજી છે કે અમારે એએજ જવું."

ભગવાનજી તો વિસ્મય પામી ઉભો રહયો. થોડીવારે બોલ્યો: "ભાઇ! એકલા ન જશો! મને સાથે આવવા દો! તમે ભૂલ કરો

છો. ભોળા છો! તમને જરૂર પડે. રાંધતાં આવડતું નથી તે હેરાન થશો."

જીવનલાલ હસ્યો, ભગવાનજીના સ્નેહ માટે-લાગણી માટે માનવૃત્તિ થઇ ને બોલ્યો: "તે બધું થઇ રહેશે, એ સાથે છે ને."

ભગવાનજી: "તમને હરકત ન હોય તો હું ગાડીવાનની સાથે બેસીશ એટલે મંદિરવાળા મને ઓળખશે નહિ."

જીવનલાલ: "ના. ના. તું નિશ્ચિંત રહેજે. હું મારૂં સંભાળી લઇશ."

ભગવાનજી: "તો બીજવારાના સ્ટેશન ઉપર વાટ જોઇશ, પણ સાથે તો આવવા દો."

જીવનલાલ: "એની હરકત નથી. મંદિર સ્ટેશનથી સોળ સત્તર માઇલ દૂર છે ને અમે બીજે દિવસે તો પાછાં આવી પહોંચીશું."

નક્કી કરેલા કાર્યક્રમમાં ફેરફાર થાય એમ ન હોવાથી ભગવાનજીએ સામાન તૈયાર કર્યો અને જીવનલાલને રસ્તામાં જરાયે અગવડ ન પડે એટલો, પણ જરૂર પૂરતો સામાન તૈયાર કર્યો.

બીજે દિવસે સવારે સર્વે તૈયાર થયાં ને રેલ્વે ટ્રેનની મુસાફરી શરૂ થઇ. બપોરના બે ત્રણ વાગતાં બીજવારા સ્ટેશન આવ્યું અને જીવનલાલ, શાંતિ તેમ ભગવાનજી ઉતર્યાં. મુખ્ય સ્ટેશન નહોતું એટલે ગાડી બહુવાર ઉભી રહેતી નહોતી; છતાં જીવનલાલ ફર્સ્ટ ક્લાસ ઉતારૂ હોવાથી સ્ટેશન માસ્તરે ગાડી ઉભી રખાવી અને સરસામાન ઉતારવા પૂરતો વખત મળ્યો.

માતાજીમાં અમુક રકમ મૂકવા—અમુક રીતે પગે લાગવા, વગેરે શિખામણ માજીએ ગાડીમાં આપી—શાંતિએ સાસુની સલાહ ધીરજથી સાંભળી અને માતાજી જરાયે ન કોપે તેમ વર્તવા દૃઢ નિશ્ચય કર્યો.

જીવનલાલ ને શાંતિ ગાડીમાંથી ઉતર્યાં. માજી બહારીએ ઉભાં ઉભાં બંનેને શરીર સંભાળવા—દર્શન કરવા—ઘેર હેમક્ષેમ વહેલાં આવવા—પત્ર લખવા, આંસુ લહોતાં—બુમો પાડી કહેવા લાગ્યાં. ગાડી ઉપડી અને મારવાડના અરણ્યમાં, ક્ષણવાર ગાડી આવે ત્યારે મંગળ થઈ પડતા સ્ટેશન ઉપર આ ત્રણ ઉતારૂઓ અને છૂટાછવાયા બીજા બે ત્રણ ઉતારૂ એકલા રહ્યા. ગાડી ઉપડતાં જીવનલાલ ગાડી સામું જોઈ રહ્યો. ચોગરદમ અરણ્ય વચ્ચે નાનું સ્ટેશન ને દૂર ક્ષિતિજમાં ભયંકર પહાડ જોઇ ક્ષણવાર ગભરાયો. ગાડી ઉભી રહે—પાછી આવે તો ભૈરવનાથ ન જતાં પાછા જવા વિચાર કર્યો. પરંતુ એ બળદ ગાડી નહોતી તેમ આસિસ્ટંટ કલેક્ટરની સત્તા ત્યાં ચાલે એમ નહોતી. જીવનલાલ બણુચક માફક ઉભોજ રહ્યો, ત્યાં ભગવાનજી આવ્યો ને બોલ્યો: "ભાઈ! અહીં ગાડી બાડી મળે એમ નથી. ગામમાં જઈ મંદિર સુધી જવા ગાડું બાડું મળે તો જોઈ આવું."

જીવનલાલ: "મંદિર કઈ તરફ આવ્યું?"

ભગવાનજી: "તપાસ કરતાં જણાય છે કે પણે દૂર પેલો પહાડ દેખાય છે, તે ઉપર—ટોચે—ગુફા છે, ત્યાં છે. બાપ! ત્યાં જવું કઠીન છે, રસ્તો સારો નથી, તાપ પુષ્કળ પડશે ને પાણી મળશે નહિ. વળી રસ્તામાં છાંયડો મળવાનો નથી. દાણા ભરવાના ગાડાં મળશે, ઘોડા ગાડી નહિ મળે, એ ફાવશે? ભાઇ? ભૈરવનાથનાં દર્શન માંડી વાળીએ તો નહિ ચાલે? તમારે બદલે જે કાંઈ મૂકવાનું હોય તે હું મૂકી આવું તો કાંઈ હરકત છે? તમે તો ઠીક, પણ ભાભીએ કોઇ દિવસ આવી મુસાફરી કરી નથી, એ હેરાન થશે. તમારા બન્નેને બદલે હું પજા કરીશ."

ભગવાનજી જીવનલાલને શુદ્ધ હૃદયથી ચ્હાતો હતો અને એને માટે જીવ આપવા સદા તૈયાર હતો. જીવનલાલનું મન ડગ્યું. તે બોલ્યોઃ "હું એને પૂછી જોઉં. એનાથી મુસાફરીનો શ્રમ વેઠાય તો તે, નહિ તો પાછા જઇએ. મને તો ડિસ્ટ્રીક્ટમાં ગાડાં ઘોડાનો અનુભવ છે."

શાંતિ સ્ટેશનના બાંકડા ઉપર બેઠી હતી, ત્યાં જીવનલાલ ગયો અને મુસાફરીની અગવડો જણાવી મરજી હોય તો પાછા ફરવા કહ્યું. તે સાંભળતાંજ શાંતિ ઉશ્કેરાઈને બોલીઃ "ના તે! એમ નહિ થાય! આટલે સુધી આવ્યાં ને એમને એમ જવાય કે! શું મ્હોં લઇને સાસુ પાસે જાઉં? મને મારીજ નાંખે. માતાજીનું કામ! કુંકુ પડે તો ભોગ મળે. મહાત્માનો શાપ તો હજી છે, ત્યાં બીજો કોપ! ગાડું ન મળે તો હીંડતા જવું. અત્તર ઘડી ચાલો. પેલો ભગવાનજી તમને ઉંધું ચતું સમજાવતો હશે!"

જીવનલાલ શાંતિનો સ્વભાવ જાણતો હતો, એટલે નકામી ફજેતી ન કરવી યોગ્ય ધારી ભગવાનજી પાસે જઇને કહ્યું: "ભગવાનજી! એ માને એમ નથી. માટે એ તો માથે પડી વિશ્વદેવા!"

ભગવાનજીઃ "ત્યારે તો હું ગામમાં જઈ સારૂં ગાડું મળે તો લઇ આવું."

જીવનલાલઃ "પૈસા સામું ન જોઇશ! ગાડું સારૂં--બળદ સારા જોજે. અહીંજ નાસ્તો કરી રાતના મુસાફરી કરીશું. આખો દિવસ મંદિરમાં ગાળી પાછા રાતના નિકળીશું એટલે બળદને પણ આરામ મળશે અને આજ ઉતર્યાં તેજ ગાડીમાં મુસાફરી કરી શકીશું."

ભગવાનજીઃ "ભાઇ! મને તમારી સાથે આવવા દો."

આવા નિમકહલાલ સ્નેહાળ નોકરથી–ભાઇથી છૂટા પડવું જીવનલાલને ગમ્યું નહિ ને તે બોલ્યોઃ "તું મંદિરની તળેટી સુધી આવે એમાં મને કંઇ હરકત લાગતી નથી."

તો કોઇ જાણશે નહિ ને જરૂરની વખતે હું તમારી પાસે રહી શકીશ."

જીવનલાલ: "ભલે, તો એમ કરજે."

સ્ટેશન માસ્તરે ભગવાનજી મારફત જાણ્યું હતું કે, જીવનલાલ આસિસ્ટંટ કલેકટર છે. એટલે તેણે ગાડું આવતાં સુધી પોતાને ત્યાં આરામ લેવા આગ્રહ કર્યો–ઠંડુ પાણી આપ્યું તે ખાટલા ઉપર ગોદડું નાખી આપ્યું.

ભગવાનજી ગામ તરફ ગયો. સ્ટેશનના કમ્પાઉંડ પાસે બે ચાર ઝાડ–એક કાચો કુવો હતાં, બાકી દૂર નજર કરતાં ઉજ્જડ વેરાન સિવાય કાંઇ નહોતું. ઝાડ નીચે દૂરથી આવેલા રેલ્વેના ઉતારૂ ગાડી આવવાની વાટ જોતા પડયા હતા. ગામ પોણો માઇલ દૂર હતું. ગામમાં માંડ પંદર ઝુંપડાં હશે, એકાદ વાણીઆની દુકાન, પછી ગાંધીની, વિલાયતી સામાનની, મોદીની જેમાં ગણો તેમાં તે એકજ દુકાન હતી. ઝુંપડાં, પત્થરના કકડા આડા અવળા ગોઠવી બનાવ્યાં હતાં, કોક આંગણા પાસે ભેંશ–બળદ વાગોળતા હતા. પાસેજ નાનું તળાવ હતું, તેમાં પાણી નહોતું, પણ લોકો વેયડા કરી લેતા હતા.

ઝુંપડાં પાસે જતાં એક બે કૂતરાં ભસી પાસે જનારને બીવડાવતાં હતાં અને ભેંશો તાકીને નવા આવનારને જોઇ રહેતી. આ ગામના લોકો સારોવરે સાદ થએ કાંઇક ખેતી કરતા-બાકી તેમને બે પૈસા રેલ્વે સ્ટેશનને લીધે મળતા. સાધારણ રીતે ગાડી અહીં બપોરના આવતી. લાંબી મુસાફરીના લોકો ભૂખ્યા-તાપ તપેલા હોય ત્યાં ગાડીમાં કાંઇજ કરવાનું ન હોવાથી જે કાંઇ મળે તે લઇ વખત ગાળવા ઇચ્છતા હોવાથી ગાડી ઉભી રહેતાં બારીએ ડોકીયાં કરતા. આ ગામના લોકો–તેમાં ન્હાની છોકરીઓ–નાના નાના પડીઆમાં પાકાં કરમદાં–બેટ લઇ સ્ટેશન ઉપર ગાડી વખતે આવતાં અને પૈસે પૈસે પડીઓ ઉપડતો. સારા દિવસોમાં દુધ–પાણી પણ વેચતાં.

આ સ્ટેશન ઉપર જોઇતાં કુલી–સીગ્નલમેન ને ચોકીદાર આ ગામમાંથીજ રાખ્યા હતા, કારણકે દૂરથી આવા ઉજ્જડ પ્રદેશમાં કોઇ

આવવા ખુશી નહોતું. દુકાળના વખતમાં તેમજ આ દહાડે લોકો સ્ટેશનથી ભૈરવી માતા ( જે ભૈરવનાથ કહેવાય છે, ) ત્યાંથી યાત્રાળુઓ આવતા અને તેમને રસ્તો બતાવવા કે ગાડાં પૂરા પાડવામાં આ ગામની જરૂર પડતી. જે ભાડું મળે તે લઇ સંતોષ માની પોતાના દિવસો તેઓ નિર્ગમન કરતા. દાણાની મોંઘવારી હમેશાં રહેતી એટલે માલગાડીમાં દાણાના થેલા ને થેલા જતા તે જોઇ ગરીબ ગામડીઆઓ નિશ્વાસ નાખી પડયા રહેતા. તળાવ ઉપરાંત સ્ટેશન ઉપર કુવો હતો અને તેમાંથી ગામના લોકો પાણી લેતા. સ્ટેશન માસ્તર પણ રેલ્વેના કામે જોઇતા મજુરો તરીકે આ ગામડાના લોકોને મોકલતા.

ભગવાનજી ગામમાં ગયો—ત્યાં બધાં ઝુંપડામાં એક ઝુંપડું સારું હતું. આંગણામાં શાક ભાજીના બે વેલા હતા. ઝુંપડું ગેરૂથી રંગ્યું હતું—અને તુળસીક્યારા પાસે કંકુના ચાંલ્લા હતા. આ ઝુંપડામાંથી ગાડું મળશે એમ માની ભગવાનજી અંદર ગયો. ત્યાં એક માણસ માળા ફેરવતો બેઠો હતો. એની પાસે ગાડાની વાત કરતાં પેલાએ કહ્યું: “ મારા બળદ થાકી ગયા છે—કાલજ લાંબી મુસાફરી કરી આવ્યા છે. વળી રસ્તો કઠણ, ઘાસ કે પાણી મળે નહિ—રસ્તામાં એકાદ બળદ અટકે કે મરી જાય તો ! ”

ભગવાનજીએ મ્હોં માંગ્યા પૈસા આપવા કહ્યું, કોને માટે જોઇએ છીએ તે કહ્યું એટલે તે માણસને હિંમત આવી. સાહેબ લોક તો સારા પૈસા આપશે, ન કરે નારાયણને કાંઇ થશે તો સરકાર માબાપની પાસે મદદ અપાવશે એમ ધારી ગાડું કાઢી આપવા કબુલ કર્યું. ગાડું હાંકવા પોતાના બાર વરસના છોકરાને તૈયાર કર્યો. ‘ આટલો છોકરો શું કરશે, ’ એવી ભગવાનજીને શંકા થતાં જવાબ મળ્યો: “ અરે નાનો કેમ છે ? એ તો કેટલીએ વાર માતાજીએ જઇ આવ્યો છે. રસ્તો જાણીતો છે. ત્યાં માતાનો પરતો ( પરચો ) જબરો છે. કેટલાયને

છોકરાં થયાં છે ને કલેક્ટર સાહેબને પણ જરૂર લાભ થશે "–એમ કહી ગાડું તૈયાર કર્યું. ભગવાનજીએ માંડ માંડ બકરીનું દૂધ લઇ લીધું ને સ્ટેશન ઉપર માસ્તરને ત્યાં ચાહ તૈયાર કરાવી બધાંને પાઇ.

ગાડું આવ્યું, આગલી બાજુએ સામાન ગોઠવ્યો, વચમાં બીસ્તરો પાથર્યો અને શાંતિને બેસાડી. બીસ્તરો નાનો લાગતાં સ્ટેશન માસ્તરે ગોદડું તકીયો ઘરમાંથી કાઢી આપ્યો. ગાડું ચાલ્યું–થોડે સુધી તો બરાબર ચાલ્યું; પણ આગળ જતાં બે રસ્તા આવ્યા. એક રસ્તો ગામનો ને બીજો ભૈરવી જવાનો. ત્યાં બળદને ગામમાં ઘર ભેગા થવું હતું, તે કેમે કર્યા ખસેજ નહિ. પરોણાની આર ખોસી, લાકડીઓ પડી, તોએ બળદ ખસે નહિ. છેવટે છોકરો હેઠળ ઉતર્યો ને બળદને નવે રસ્તે દોર્યાં ત્યારે ગાડું ચાલ્યું. ગાડા નીચે મણ ધૂળ ચઢેલું ફાનસ લટકતું હતું, રસ્તો ચોખ્ખો અને ઉજ્જડ વેરાનમાં હતો. સામેથી કોઈ ગાડું મળે એમ નહોતું અને તારાના પ્રકાશમાં ચીલે ચીલે ગાડું જઇ શકે એમ હોવાથી છોકરો નિશ્ચિંત હતો. એ દેશમાં રસ્તા એવા તો હોય છે કે, ભૂલા પડવાની બીક રહેતીજ નથી. ગાડું દર કલાકે બે અઢી માઇલ જતું હતું. ગાડામાંથી ક્વચિત 'જલ્દી હાંક' ની બુમ પડતાં છોકરો ડચકારા બોલાવતો; પણ બળદ સમજી ગયેલા હતા. એટલે બે પગલાં ઉતાવળા ચાલી પાછા ધીરા પડતા અને ડોકાં હલાવતાં ચીલામાં ચાલ્યા જતા હતા. શાંતિની આંખમાં ઉંઘ ભરાઈ હતી અને ગાડામાં ઝોકાં ખાતી હતી; એટલામાં ખાડો આવવાથી ગાડું ઉછળ્યું ને શાંતિ ગાડાની સાથે અફળાઇ. ઉંઘ ઉડી ગઇ ને આગળ જૂએ છે તો ગાડાવાળા જોડે કોઇને બેઠેલો દીઠો. આસિસ્ટંટ કલેક્ટર, કે જે આકાશ–દૂર રહેલું સ્ટેશન–દૂરથી દેખાતો ભૈરવીનો ટેકરો–વગેરે જોતાં વિચારમાં પડ્યો હતો, તેને બન્ને હાથ મૂકી શાંતિ બોલીઃ " સાંભળો છો ? ગાડાવાળાની જોડે કોણ બેઠું છે ? "

જીવનલાલઃ " ભગવાનજી છે. "

શાંતિ: "ભગવાન ! જીએ અહીં કયાંથી ? એને કેમ આણ્યો છે ?"

જીવનલાલ: "તે આપણી સાથે તળેટી સુધી આવે છે."

શાંતિ: "આપણી સાથે કોઇને લેવાનું નથી તે ?"

જીવનલાલ: "ત્યાં કેટલી અગવડ પડશે, તેની તને ખબર છે ?"

શાંતિએ જીવનલાલનું કહ્યું સાંભળ્યું જ નહિ. એણે ભગવાનજીને બુમ પાડીને કહ્યું: "ભગવાનજી ! તને સાથે આવવા ના કહી હતી છતાં કેમ આવ્યો ? તું તારા મનથી શું સમજે છે ? ચાલ ઉતર ! સ્ટેશન ઉપર રાહ જોજે !"

શાંતિની ધમકીથી ગાડાવાળો બીન્યો તે ગાડું ઉભું રાખ્યું, પણ ભગવાનજી ઉતર્યો નહિ.

શાંતિ: "તમે કેમ બેસી રહ્યા છો ? કોઇને સાથે લેવાનું નથી તે જાણો છો ને ! એને પાછો મોકલો. તમે સુધરેલા એટલે વહેમ નહિ, પણ મને તો બહુ વહેમ છે. મહાત્માનો શાપ તો હજી ઉભો છે તે કોણ જાણે શુંયે થશે ! ના, સાસુજીએ–મહાત્માએ ના કહી છે, તેમાં ભગવાનજી એકલો છે, જોડકાંએ જવું જોઇએ. ગાડાવાળા-થીએ ઉપર નહિ જવાય. હેં ! સાંભળ્યું કે ? હજી કેમ બોલતા નથી ? જો તમે તેને નહિ કહો તો હું એકલી સ્ટેશન ઉપર જઇશ–મારે જાત્રા નથી કરવી........"

આટલું બોલતાં મૂર્ખી–અજ્ઞાન શાંતિ રોવા લાગી. જીવનલાલ, આસિસ્ટંટ કલેકટર પશ્ચિમ અને પૂર્વના મહાન પુરૂષો–લેખકોના ઉત્તમ વિચારો જેના મનમાં રમી રહ્યા છે એ જીવનલાલે નિશ્વાસ નાખ્યો. અજ્ઞાન સ્ત્રીની સાથે પાનું પડ્યું માટે દિલગીર થયો ને થાકીને ભગવાનજીને તેણે કહ્યું: "ભગવાનજી ! તું સ્ટેશન ઉપર અમારી રાહ જોજે ! હું નક્કી પાછો આવીશ–જરૂર આવીશ.'

જીવનલાલ: "તો હું ને એ બે ચાલીશું અગર એ ગાડાવાળા પાસે રહેશે ને હું ગાડું ખોળવા જઇશ. ખાવાનું તો છે. બીજું શું થાય. ?"

ભગવાનજી: 'ખાવાનો વાંધો નહિ આવે, પણ પાણીનો વાંધો આવશે. આવતાં ઉપર પાણી હોય તો ભરી લેજો."

ભગવાનજીને ઉતરવું પડ્યું; પણ ઉતરતાં—જીવનલાલને એકલો મૂકતાં—એનો જીવ ચાલ્યો નહિ-- આંખમાં આંસુ આવ્યાં. ગાડું આગળ ચાલ્યું ને એરંડા પ્રધાનની માફક ભગવાનજી ગાડું જોતો ઉભોજ રહ્યો. ગાડાનો ખડખડ અવાજ સંભળાયો—ગાડાના તળે લટકતો, હાલતો ઝાંખો દિવો દેખાયો ત્યાં સુધી તે ઉભોજ રહ્યો; પણ છેવટે નિશ્વાસ નાંખી સ્ટેશન તરફ ગયો. ત્યાં જઇ સ્ટેશન માસ્તરને કહી રેલ્વેના બાંકડા ઉપર પડ્યો.

# પ્રકરણ ૨૦ મું

## અણધારી મુલાકાત

પવન બંધ થયો હતો. બળદની ખરીથી અને પૈડાંના ફરવાથી ધૂળ ઉડતી હતી તે ઝાંખા દીવામાં કાળો થાંભલો હોય એમ લાગતું હતું. થાકી ગયેલા, હાડપીંજર જેવા થયેલા બળદ થાકને લીધે ઘડી ઘડીમાં શ્વાસ નીચો મૂકતા હતા અને કેમ કરી પગ ઉપાડતા નહિ. છોકરો ઉંઘી ગયો હતો એટલે ડચકારા બોલાવનાર કે પરોણા મારી દોટવનાર કોઇજ નહોતું. બળદ ચીલે ચીલે ચાલ્યા જતા હતા અને રસ્તો સીધો અને નિર્ભય હોવાથી કોઇને કાંઇ ફિકર નહોતી.

હિંદુસ્તાનના મેદાનોમાં ચાર પાંચ કે દસ ચીલા જણાય છે, પણ બળદો રસ્તાઓથી એટલા તો પરિચિત થયેલા હોય છે કે તેમને હાંકવાની જરાએ જરૂર પડતી નથી. આવા મેદાનોમાં મુસાફરી સવાર સાંજ કે રાતનીજ કરવી સુગમ થઇ પડે છે. વચમાં વચમાં રેતાળ પ્રદેશની વચમાં, ખેતરે—નાનાં લીલાં સૂકાં ઝરણાં નજરે પડે છે. ચાર રસ્તાની વચ્ચે બે ચાર ઝાડ આવે છે, તેની તળે ચલમ હોકાને માટે સળગાવેલો કે ઓલવાતો દેવતા દેખાય છે.

શાંતિ ઘસઘસાટ ઉંઘતી હતી, પણ આપણો આસિસ્ટંટ કલેકટર જરાએ સગવડ ન હોવાથી બેસી રહ્યો હતો. મનની વ્યથા

મોટી પદવીને લીધે અગવડ ભોગવેલી નહિ અને પોતાની સગવડ કરતાં અન્યની સગવડ જોવાની ટેવ પડેલી હોવાથી શાંતિને સુવાડી પોતે અકડાઈ બેસી રહ્યો. શાંતિને પતિ માટે લાગણી નહોતી એમ નહિ, પતિ એટલે સૌભાગ્યનું સ્થાન—પતિ એટલે સંસારનો નાવિક ! બીજું શું ?

રાત્રિના ચાર થઇ ગયા હતા. એક બળદ ઉભો રહ્યો કે ઝોકાં ખાતો ગાડીવાન જાગ્યો ને બળદને હાંકવા મંડયો ત્યાં બળદ બેસી ગયો. બેસતાંની સાથેજ ગાડી ઉંચી નીચી થઇને ઉંઘતી શાંતિ ગબડી પડી. જીવનલાલ એકદમ ગાડીમાંથી કૂદી પડયો ને શાંતિને ઝાલી બેઠી કરી. સામાન ગબડયો. આ બધી ભાંજગડ ચાલતી હતી, ત્યાં પૂર્વમાં કાંઇ અજવાળું જણાયું. ગાડીવાન છોકરો નિરાશ થઇ સાહેબ પાસે જઈ બોલ્યો: "જરાયે આગળ જવાય એમ નથી–બળદ ચાલે એમ નથી."

જીવનલાલ: "મંદિર કેટલું દૂર છે?"

છોકરો: "સાહેબ અહીંથી ગાઉએક નજીક છે ને ત્યાંથી ઉપર ચઢયા એટલે મંદિર. પાંચ છ કલાકનો આરામ લ્યો તો દસ વાગે બળદીઆ તૈયાર થઇ જશે."

જીવનલાલે ખાવાનો કંડીયો ને પાણી નીચે ઉતાર્યાં અને ગાડીવાને ઝાંખરાં ભેગાં કરી હોકા માટે દેવતા સળગાવ્યો. ચંદ્ર હજી અસ્ત પામ્યો નહોતો. બન્ને ઝાંખા અજવાળામાં સહેજ સહેજ દેખાતું હતું. પાણી પી તાજા થયા, ત્યાં પૂર્વમાં સારો ઉજાસ થયો અને પાણી–કંડીયો પાછાં ગાડામાં મૂકયાં. ઉજાસ થતાં દૂર દેખાતો પહાડ ને પહાડ ઉપર માતાની ટોચ દેખાવા લાગ્યાં. પ્રાતઃકાળનો ઠંડો પવન સૂર્યોદય ને દૂર દેખાતા પહાડના પત્થર–સિવાય એવી એકે વસ્તુ નહોતી કે આંખ ને મનને આનંદ આપે. શાંતિ રાતની ગાડામાંની અથડાઅથડી અને હેઠળ પડી હતી તેના શ્રમથી કંટાળી

ગઈ હતી. તે બોલી: "કેમ! ગાડું આગળ નહિ ચાલે?"

જીવનલાલ: "બળદીઆ બિચારા તદ્દન થાકી ગયાછે. આવી રીતે થાકી જવાથી બળદ થાકી બેસી ગયો છે, એને ચલાવવો સહેલું કામ નથી. જો! બીજો બળદ પણ સુતો."

શાંતિ છોકરા ઉપર ગુસ્સે થઇ બોલી: "ગધેડા! તો ભાન નહોતું? આવા બળદ કેમ લાવ્યો? મંદિર સુધી લઇ જવાની બોલી હતી: લઇ જા, નહિ તો તને એક પાઇ પણ નહિ મળે."

છોકરો: "તો બાઇ! બળદીઆ મરણતોલ થઇ ગયા છે. આ વખતમાં ધાન પાણી મળતું નથી તો શી રીતે હાંકું.બે કલાક આરામ લો પછી લઈ જઇશ."

શાંતિ: "લગાવ ચાબુક, પરોણો માર! ડામ દે પણ ચલાવ. વાંકજ તારો છે, તુંજ લુચ્ચો છે."

શાંતિના મિજાજથી છોકરો ગભરાયો ને રોતાં રોતાં બોલ્યો: "ના. તે તો નહિ થાય! અમ ગરીબનો એના ઉપર આધાર છે. વરસાદ આવશે ત્યારે ખેતીમાં એ અમને ધાન ભેગાં કરે છે. સાહેબ! આપ મારી નાંખશો? પાણી વગર એ તરસ્યા મરી જશે! ઉપર મંદિરમાંથી પાણી લાવી પીવડાવીશ ત્યારે પાછા લગાર ટટાર થશે."

જીવનલાલ: "છોકરા! રોઇશ નહિ. તું ને બળદ આરામ લ્યો. અમે ધીરે ધીરે ચાલીએ છીએ. સવારનો પહોર છે એટલે ઉપર જતાં વાંધો નહિ આવે. તું થાક ખાઇ ગાડું લાવજે એટલે બપોરનો નાસ્તો થશે."

છોકરો: "હા સાહેબ! હું તળેટીએ ગાડું રાખી સામાન ઉપર લાવીશ. આજનો દિવસ થાક ખાઇ કાલે પાછા ઇસ્ટેશને પહોંચીશું. બળદીઆ ઘેર જતાં તો ઉતાવળા જશે, સાહેબ!"

જીવનલાલે શાંતિ તરફ જોયું ને તેને કહ્યું: "આટલું તો તારાથી હીંડાશે ને! પેલું દેવળ દેખાય—ત્યાં ૭ સાડા ૭ વાગે

પહોંચી જઇશું."

શાંતિ: "હીંડાશે. શું કામ નહિ! બળદને બદલે મનેજ જોડવી'તી ને! બળદની અને છોકરાની દયા આવે છે, પણ બાયડીની દયા છે? ગમે કે ન ગમે, પણ હીંડીશુંજ તો! અહીં પડયાં રહીએ તેના કરતાં ચાલવું શું ખોટું?"

નહોતું કાંઇ ઝાડ કે નહોતું કંઇ નદી–નાળું, એટલે અહીં બે ચાર કલાક ગાળવા એ હેરાનગતી ભોગવવા જેવું હતું. સૂર્યોદય થતાં તાપ પડવા માંડયો અને જેણે ટાઢ તડકો દેખ્યો નથી, તેને એક કલાક પણ ભારે થઇ પડવાનો, આમ હોવાથી બંને ચાલ્યાં. ઇંગ્રેજી દંપતીની માફક અથવા અનેક સ્નેહાળ હિંદુ પતિપત્ની માફક એમાંથી એકકે સાથે ચાલતાં નહોતાં. પતિ સવારનું સૃષ્ટિ સૌંદર્ય નિહાળતો—દૂર દેખાતા, મંદિર ઉપરથી અસ્ત થતા ચંદ્રને જોતો—ગાડીમાં સંકોચાઇ બેસવાથી અકડાઈ ગયેલા પગને છૂટા કરતો ચાલતો હતો, ત્યારે પત્ન બબડતી–ફફડતી કેટલુંયે હીંડવાનું હશે તેનો વિચાર કરતી સૂર્યોદય શું, ચંદ્રાસ્ત શું, એ જોવાથી શો લાભ છે, તે જાણવાની જરાયે તસ્દી લીધા વિના ચાલી જતી હતી:

તળેટીએ પહોંચતાં ટેકરા ઉપર ચઢાણ શરૂ થયું. અશક્ત અને માંદા માણસ માટે ડોળી–માંચી મળી શકે એમ હતું, પણ તેને માટે પહેલેથી તજવીજ કરવી જોઇએ. તજવીજ કરેલી ન હોવાથી, માતાએ આવવાનો આ સમય અને આ મોસમ ન હોવાથી તળેટી પાસે કોઇજ નહોતું. તળેટી પાસે રસ્તો શરૂ થતો હતો ત્યાં એક નાનું બાંધેલું તળાવને ભાંગીગયેલો કૂવો હતો. તળાવનું પાણી ઢોરોએબગાડેલું હતું. કુવામા પાણી હતું–મીઠું હતું પણ ઝરણ થોડું હતું, તેમજ અંદર પાંદડાં વગેરે પડેલાં હોવાથી પાણી પીવું ગમે એમ નહોતું. પાંચેક મીનીટ આરામ લીધા પછી ચઢાણ ચઢવું શરૂ કર્યું.

શરૂઆતમાં રસ્તો સારો હતો પણ છાતી સરસું ચઢવાનું હોવાથી

છાતી ભરાઇ જતી, બે બાજુ ખીણ. દૂર પાછળ મૂકેલું ગામ–રસ્તામાં ઝાડપાન વગરની જમીન જોતા જોતા ઉંચે ચઢયાં. આગળ જતાં વાંકાચુકા પત્થરમાંથી જતો નાનો રસ્તો ઓળંગતાં બંને ચઢ્યાં. રસ્તામાં પત્થર ઉપર બેસતાં–એક કલાકે ઉપર પહોંચ્યા. છેક ઉપર સપાટ રસ્તો આવ્યો ત્યાંથી નીચે નજર કરતાં દૂર ટેકરાની તળેટીમાં નાનાં છાપરાંમાંથી ધૂણી નીકળતી દેખાતી હતી. તળેટીમાં ખેડુતો જૂનું ઘાસ બાળી ચોમાસા માટે જમીન તૈયાર કરતા હતા. લાકડાની ભારીઓ લઇ ટેકરા ઉપરથી ઉતરતી સ્ત્રીઓ દૂરથી નાની છોકરીઓ જેવી લાગતી હતી. આકાશમાં ઉડતાં પક્ષી ને દૂર ટેકરા સાથે વાતો કરતાં વાદળ જોતાં આસિસ્ટંટ કલેકટર ઉભોજ રહ્યો. આખા વિશ્વમાં પોતે કોણ? પોતાની શી કિંમત? જીવન શું? જીવનનો હેતુ શો? પ્રભુ કોણ? મંદિર ક્યાં બંધાયું તે? શ્રદ્ધા શું? વગેરેનો વિચાર કરતો આગળ ચાલ્યો.

આગળ ચાલતાં દરવાજાની અંદર જતાં એક ગુફા દેખાઇ. ઉપરથી એક મોટો પહાડ હતો અને આ ગુફા અંદરથી કોતરી કાઢેલી હતી. આ ગુફાની અંદર ને અંદર જતાં અંધારૂં આવતુ હતું. વચમાં વચમાં અજવાળા માટે બાકોરાં હતાં પણ તે તો અંધકારને વધારે ભયંકર બનાવતાં હતાં. ઘણે દૂર ગયાં ત્યાં એક મંદિર જેવું લાગ્યું. આ મંદિર પણ કોતરી કાઢેલું હતું. મંદિર બહાર એક નાનો કુંડ હતો.

આ કુંડમાં લોહી ભરેલું હતું. કલકત્તાની કાળી માતાના મંદિર માફક તથા જયપુરમાં ગઢ ઉપરની માતાની માફક અહીં પણ બકરાં પાડાનો વારંવાર વધ થતો હોય એમ લાગ્યું. વિદ્યાર્થીઓ પરીક્ષામાં પાસ થતાં, વાંઝણીને સારા દિવસ દેખાતાં, કચેરીમાં જીત મળતાં, ખોવાઇ ગયેલું ઘરેણું જડતાં. ઓરીઅછબડામાંથી બચતાં અને સ્નેહમાં બાધા રાખી અનેક ભાવિક ભક્તો અહીં

બકરાંનો ભોગ ભૈરવી માતાને આપતા. આ રિવાજ—આ દેખાવ ગુજરાતમાં નવાઈ જેવો લાગશે! આસો સુદ આઠમે અમદાવાદમાં ભદ્રકાળી માતામાં અને મોટાં અંબાજીમાં બકરાં–પાડાનો વધ થતો જોઈ ત્રાસનાર, આવી માતાઓમાં ભક્તિને નામે–ધર્મને નામે દરરોજ થતા વધ જૂએ તો એમને મન તો તે મંદિર ન લાગતાં મુંબઈમાંના વાંદરા કે અમેરિકાનું કસાઈખાનું જ લાગે.

ગુજરાતમાં જેમ વારેવારે નાળિયેર મૂકાય છે–નાળિયેર વધેરવામાં આવે છે, તેમ આ સ્થળોએ બકરાંનો વધ કરવામાં આવે છે. પર્વત ઉપરની એકાન્ત જગા—અંધ ગુફામાં કાળરાત્રિ રૂપ દેવીના સન્મુખ હજારો બકરાંનો વધ થાય છે; એ દયાની મૂર્તિ ગણાતી હિંદુપ્રજાને કયાં ભાન છે! આ સ્થળે એક વખત ભીલ–કાળી અને જંગલી જાતો દેવીને સંતુષ્ટ કરવા મનુષ્યવધ કરતી. આવા ભયંકર સ્થળે યાત્રાએ આવવાનું શું પ્રયોજન હશે, તે જીવનલાલ સમજી શકયો નહિ અને આવે સ્થળે ન આવ્યો હત તો આવા દૂર–એકાન્તમાં પડેલાં સ્થાનોમાં ત્રાસદાયક–હૃદયભેદક વધો થતા હશે એની ખબર પણ કયાંથી પડત! લીલીને માંસ ભક્ષણ ન કરવા, પશુઓને પડતા દુઃખોનું ત્રાસજનક વર્ણન આપતા તે વખતે તેને ખબર નહોતી કે અન્નપાન–શાકફળ ઉપર રહેનાર હિંદુ પ્રજા પણ ધર્મને બહાને દરરોજ અસંખ્ય બકરાંનો વધ કરે છે.

આ બધાંનો વિચાર કરતો આસિસ્ટંટ કલેકટર પોતાની પત્ની સાથે અંદર ગયો. આ પર્વત ઉપર–આ અંધારી ગુફામાં કોઈ જ નહોતું. શું પૂજારી કે રખેવાળ કોઈ નહિ હોય? જેમ ઝાડપાન તાપે બળી ગયાં હતાં, તેમ પૂજારી પણ બળી ગયો કે શું? એમ થતું; ત્યાં એક અતિશય વૃદ્ધ માણસ બહાર આવ્યો. વેષ બાવા જેવો લાગતો હતો. પોતાના માળામાં નિરાંતે ઉંઘતા ઘુવડને કોઈ બહાર કાઢે અને પીડાય, તેમ સવારના પહોરમાં તે ઉંઘમાંથી જાગી ઉઠેલો હોય એમ લાગતો હતો. સફેદ વાળ, સફેદ લાંબી દાઢી અને સફેદ પાંપણો–

માંથી આંખની કીકી પલકારા માર્યા કરતી હતી. શરીર ઉપરની ચામડીઓમાં કરચલીઓ પડી હતી, કપાળ ઉપર ભસ્મ હતી, અને હાથમાં એક જાડી લાકડી હતી. જીવનલાલને ડિસ્ટ્રીકટમાં મંદિરોમાં ફરવાની બહુ ટેવ હતી અને તેથી તે પૂજારી, બાવા, સંન્યાસી અને વેરાગીના સંબંધમાં આવ્યો હતો. પણ આ બાવો તો નવીન જ પ્રકારનો હતો અને તે વખતે તેણે ધાર્યું નહોતું કે આવા બાવાના કહ્યા પ્રમાણે પૂજા કરવી પડશે.

શાંતિ તો બાવાજીને જોઇ પગે પડી. આ બાવાની દ્વારાજ દેવીને સંતોષવાની હતી. બાવાજીએ બંનેને ધારી ધારીને જોયાં ને આવકાર આપી મંદિરના ઓટલા ઉપર બેસાડ્યાં. જીવનલાલે ટુંકાણમાં આવવાનું કારણ જણાવ્યા બાદ મૂકવાની રકમનું નામ દેતાંજ બાવાજીની આંખો ચળકી. મંદિરના અંદરના ભાગમાંથી એક ફાટલી ચટાઇ લાવી, ઓટલા ઉપર પાથરી. અને ચોખ્ખા પાણીનો લોટો મ્હોં આગળ મૂક્યો. થોડીવાર પછી માતાજીનાં દર્શન કરવા માટે બંને ઉઠ્યાં. ઘોગરદમ અંધકાર હતો. એક બીજાનું મ્હોં દેખાવું મુશ્કેલ હતું. બાવાજીએ દીવાસળી સળગાવી. વચમાં એક કાળા પત્થર ઉપર બે મોટા અજગર કોતરેલા હતા. આ અજગરની આંખો અકીકની બેસાડેલી હતી. અજગર એવા તો આબેહુબ હતા, કે અજાણ્યાને એકદમ તો ઝેરી નાગ જ લાગે. બાવાજીએ કહ્યું કે–'અહીં આવી આ નાગદેવતાની પૂજા કરવાની બાધા રાખે તો ભલભલો ઝેરી નાગ ઉતરી જાય. બાટવાના ઠાકોર સાહેબ. મહેમદાવાદના જાગીરદાર. લકનૌના મુનશી, અને કલકત્તાના ગવન્ડર સાહેબના બટલરને નાગ કરડેલો, ને તે બધા અહીં આવી જવાથી જરાયે ઇજા થયેલી નહિ.' આપણા આસિસ્ટંટ કલેકટરને ગામડામાં ફરવાની, રાત્રે ચોરામાં લોકો સાથે મળવાની ટેવ હોવાથી આવી દંતકથાની નવાઈ નહોતી; પણ શાંતિને

તો આવી વાતોથી વધારે શ્રદ્ધા-વધારે વહેમ ઉત્પન્ન થતો ગયો.

નાગદેવતાનાં દર્શન કરી બંને પૂજારી સાથે અંદર ગયાં. ત્યાં એક બાજુ દેવીનું મંદિર અને પાછળ બે ત્રણ ઓરડીઓ હતી, જ્યાં પૂજારી ને એનાં માણસો રહેતાં હતાં. આની પાસેજ એક પર્વત ઉપરથી ઝરતું ઝરણું હતું. ત્યાં નાનો કુંડ બાંધ્યો હતો એટલે પાણીની આપદા પડતી નહિ. પૂજારી બંનેને એક પછી એક દેવદેવીનાં દર્શન કરાવતો ફેરવવા લાગ્યો.

ભૈરવીદેવીની મૂર્તિ અંધારામાં હતી. કાળી મૂર્તિ, સર્વત્ર અંધકાર અને દેવીની લાલ જીભ બહાર કાઢેલી હતી. દેવીના ગળામાં મુંડમાળા હતી. દેવીની મૂર્તિની પાસે બે મોટા દીવા બળતા હતા; પરંતુ આ દીવાથી તો સ્થળની ભયંકરતામાં વધારો થતો. દેવીની સામેજ એક રૂપાના કટોરામાં મદિરા ને બીજામાં લોહી ભરેલું હતું. આ દેવી વામમાર્ગીઓની ઇષ્ટ દેવી હતી. પાસે લોહીના છાંટા અને બકરાનું માથું પડેલું હતું. ફલ, ફૂલ, અગરબત્તી પણ પુષ્કળ પડેલાં હતાં.

બાવાજી મંદિરમાં ગયા, ધુપ-દીપ કરી, ચંડીપાઠના એકાદ બે મંત્ર ભણી માતાજીના પ્રસાદનો પ્યાલો ધર્યો. જીવનલાલે નમસ્કાર કરી પ્યાલો આઘો ખસેડ્યો એટલે તે વામમાર્ગી નથી એમ સમજી પ્યાલો બાવાજીએ અંદર મૂક્યો ને કંકુના ચાંલ્લા કર્યા. પૂજા કરી આરામ લેવા બંને ગુફા બહાર નિકળ્યાં, ત્યાં ગાડાવાળો છોકરો ખાવાનાનો કંડીયો લઇ બેઠેલો હતો. તેને બાજુએ મોકલ્યો. મોડા આવવાનું કહી બંને પતિપત્ની નાસ્તો કરવા બેઠાં. બાવાજીએ આપેલું પાણી પીધું. બે કલાક આરામ લઇ સાંજના નીચે ઉતરવાનું હતું. છોકરા સાથે કંડીયો હેઠળ મોકલી જતાં જતાં ભૈરવીનાં દર્શન કરી લેવા અને ભેટ મૂકવા બંને ગુફામાં પેઠાં. જીવનલાલને આ ગુફામાં પેસવું ગમતું નહિ; પરંતુ પોતાની માને આપેલું વચન પાળવા

પત્ની મૂર્ખ–પત્નીને સંતોષવા જ અંદર દાખલ થયો. એક બાજુ ભૈરવીની મૂર્તિ, તેની સમક્ષ તેને નામે થતો વધ અને બીજી બાજુ વૈષ્ણવ, શંકર અથવા પાવાગઢની કાલિકા વગેરેના મંદિરમાં થતાં આનંદસુચક ભક્તિગાનો, કાશીવિશ્વેશ્વર, અને ગંગાનાં પવિત્ર દર્શન સરખાવતાં હિંદુ ધર્મના અનેક ફાંટા અને તેમાં રહેલું રહસ્ય તથા હેતુ સમજવા ફાંફાં મારતો આસિસ્ટંટ કલેક્ટર ફરીને દેવીના મંદિર પાસે આવ્યો. હવે પૂજા ક્યારે પતે અને તળેટીમાં ક્યારે જવાય, એ તીવ્ર ઉત્કંઠા હતી. દેવીનાં દર્શન કર્યાં, માતાજી આગળ મૂકવાની રકમ મૂકી.

મંદિરની પાછળ ભૈરવનાથ–કાળભૈરવનાં દર્શન દરેક યાત્રાળુએ જતી વખત કરવાનાં હોવાથી બંને તે તરફ ગયાં. ભૈરવનાથના મંદિરમાં દેવીના મંદિર કરતાં પણ ઘોર અંધારું હતું. એમાં નહોતા દીવા કે નહોતો પ્રકાશ. અજવાળામાંથી આવેલાં હોવાથી થોડીવાર કોઈથી કાંઈ દેખાયું નહિ. થોડીવારે ભૈરવનાથનાં દર્શન કરવા બંને પતિપત્ની મંદિરમાં દાખલ થયાં. વૃદ્ધ બાવાએ પાસે આવી આંલ્લા કર્યા. ભૈરવનાથને મૂકવાના રૂપીઆ લીધા, ત્યાર પછી શાંતિ પોતાની યાત્રા સફળ થઈ માની. પતિના ઉપરનો શાપ ટળી ગયેલો માની, આનંદિત ચહેરે અંદર જોતી ઉભી રહી. અંદર બે ચળકતી આંખો ભૈરવનાથની હોય એમ એને લાગ્યું. એ મૂર્તિ હસતી હોય. શાંતિની પૂજાથી સંતુષ્ટ હોય એમ લાગ્યું.

વૃદ્ધ બાવાએ શાંતિને અંદર જઈ ભૈરવનાથના ચરણનો સ્પર્શ કરી પાપ સંહારવા કહ્યું. શાંતિ, ભોળી—મૂર્ખી—વહેમી—પતિ કરતાં અન્ય ઉપર વધારે શ્રદ્ધા રાખતી શાંતિ અંદર ગઈ. 'અંદર, અંધારામાં ન જા' એવું જીવનલાલ કહે તે પહેલાં શાંતિ અંદર દાખલ થઈ. મૂર્ખી—ગાંડી—વહેમી પણ પોતાની પત્નીને એકલી ન રાખવા જીવનલાલ પણ અંદર ગયો. વૃદ્ધ પૂજારી આગળ ને પાછળ

ધર્મપરાયણ દંપતી, એમ ત્રણે અંદર ગયાં.

ભૈરવનાથની મૂર્તિ પાછળ એક બારણું બંધ હોય એમ લાગ્યું. એ બારણા પાછળ કોઈ હોય એમ સહજ અવાજ આવવાથી લાગતું હતું. જીવનલાલ ભયથી અગર કંટાળીને 'બહુ થયું, પ્રદક્ષિણા નથી કરવી' કહી શાંતિને પાછી વાળે છે, તે દરમિયાન બાવાજીએ બારણું ઠોક્યું. બારણું ઉઘડતાં જ અંદર તેજનો ઝબકારો થયો અને તે પ્રકાશની વચ્ચે વૈરાગ્નિથી બળતી આંખોવાળો, ખૂન કરવા તૈયાર હોય તેવો એક પ્રચંડ પુરૂષ જણાતાં જ શાંતિ 'મહાત્મા' એવી ચીસ પાડી નીચે પડી. શાંતિ ભક્તિથી મહાત્માને પગે પડવા માગતી હતી કે ત્રાસથી બ્હીને પડી હતી, કારણ ગમે તે હોય પણ શાંતિની એ કારમી ચીસ સાંભળતાં જ જીવનલાલ શાંતિને પકડવા દોડયો, પણ તેજ વખતે તેની નજર મહાત્મા ઉપર પડી. મહાત્માને જોતાં જ, એની આવી રીતે અણધારી મુલાકાત થતાંજ ક્ષણવાર હોંશકોશ ઉડી ગયા; પણ બીજીજ પળે જાગૃત થઈ શાંતિની મદદે દોડયો. જેવો તે શાંતિની મદદે દોડે છે, ત્યાં ભૈરવનાથની મર્તિની પાછળથી બે માણસો આવી વચમાં ઉભા રહ્યા. જીવનલાલને સજ્જડ પકડયો. 'બચાવો! બચાવો!'–ની કારમી ચીસો સાંભળતાં છતાં, છૂટવાનાં બહુએ ફાંફાં માર્યાં છતાં, આસિસ્ટંટ કલેકટર કાંઇ જ કરી શકયો નહિ. જોતજોતામાં એના શરીર ઉપર ચાદર પડી. એને બાંધ્યો–એના ઉપર કોઇનો લોખંડી હાથ હતો. જતાં જતાં–ઘસડાતાં એને કાને 'મહાત્માઓની સામે થનારની આજ વલે' એ શબ્દો પડયા.

# પ્રકરણ ૨૧ મું

---

## ભગવાનજીની ગભરામણ

શાંતિને લીધે ભગવાનજીથી જીવનલાલથી સાથે તળેટી સુધી ચાયું તે તેને હાડોહાડ લાગ્યું હતું. માજીને અષ્ટંપષ્ટં સમજાવી થે તો રહ્યો, અડધે રસ્તે પહોંચવા પણ આવ્યો, ત્યાં તો તેની યુક્તિ નિષ્ફળ ગઇ. ઉપર મંદિરમાં જઈ ધણીધણીયાણી શું કે તેની તેને જરાયે પીડા નહોતી. ગાડાની સાથે રહી, જરૂર પડે કરવા સિવાય બીજી જરાએ ઇચ્છા નહોતી. સ્ટેશન ઉપર લગભગ દિવસ નકામા પડયા રહેવું અને તે પણ નિર્જન અરણ્યના એકાંત- સ્ટેશન ઉપર, તે તેને બે દિવસ સાઇબિરિયામાં નકાલ જેવું લાગ્યું. આમ છતાં સ્ટેશન માસ્તરની થી તે નિરાંતે ઉંઘ્યો. આવતી જતી મેલ ટ્રેઇનો, ત્યાં ઉભી રહેતી જર ટ્રેઇનો, ધીરે ધીરે ચાલતી લાંબી માલ ગાડીઓ જોઈ ંટાળ્યો. બે દિવસમાં પોતે આમ કંટાળી ગયો પણ તે કરતાં સ્ટેશન સ્તર અને તેના કુટુંબનું શું થતું હશે તે વિચારતાં ભગવાનજી રે ગભરાયો. સ્ટેશન ઉપર પાણી ભરવા વચ્ચે આવતા લોકો

સાથે વાત કરવામાં અને ભૈરવી દેવીનાં દર્શન કરવા ઉતરતા છૂટા જવાયા યાત્રાળુએ જોવામાં દિવસ જતો. પણ ટ્રેઇનનો વખત થઇ જતાં અલાદ્દીનના દીવા પેઠે જંગલમાં વસ્તી અને વસ્તીમાં જંગલ જેવું લાગતું.

દિવસ આથમ્યો. પેટની હાજત પૂરી કરી, પાણી પીધું, બાંકડા ઉપર પડયો ને સૂતો. મધ્યરાત્રિએ તે એકદમ બેબાકળો ઉભો થયો. એને બહુ જ નઠારૂં સ્વપ્ન આવ્યું હતું. જીવનલાલની ત્રાસદાયક બુમો– ' ભગવાનજી! મને મારી નાંખ્યો ' ની બુમો પાસે જ પડતી હોય એમ એણે સાંભળ્યું. આંખો ચોળતો ઉભો થઇ જાય છે તો ભગવાનજીનું આખું શરીર ધ્રૂજતું હતું. આંખે ગભરાયેલી હત શરીરે પરસેવો થયો હતો, દૂર શિયાળવાની તીણી બુમો ભય વધારતી હતી. તે સ્મશાનના ભૂતની માફક એકલો સ્ટેશન ઉપર ફરવા લાગ્યો. દૂર સીગ્નલનાં રાતાં ફાનસ બે બાજુ અંધકારમાં લોહી જેવાં દેખાતાં હતાં. સ્ટેશનરોડમાં એકકે દીવો નહોતો. ચંદ્ર વાદળામાં છુપાતો જતો હતો અને તારા કોઇ કોઇ સ્થળે ડોકીયાં કરી ભગવાનજીને બીવડાવતા હતા. ભગવાનજી લાકડી લઇ સ્ટેશન બહાર ગયો. દૂર રસ્તામાં ગાડું–ગાડાંના ખડખડાટ સાંભળવા કે દીવાને ઝાંખો પ્રકાશ જોવા શાંત ઉભો રહ્યો, પણ તેમાંનું કાંઇજ નહિ. ટીકીટ ઑફિસ–તાર ઑફિસના કાચના બારણામાંથી ઘડિયાળ જોઈ, તો ત્રણ વાગ્યા હતા. વળી સ્ટેશનની લોખંડી વાડ ઉપર ચઢી નજર કરી. એમ નજર કરતાં, આગીયા કીડાને ફાનસ ધારી, કુતરાના ભસવાથી માણસનો પગરવ જાણી, કલાકના કલાક સુધી તે ઉભો રહ્યો; પણ કોઈ ન આવ્યું. પ્રભાત થયું. ઉજાસ થતાં વળી તે બહાર ગયો ને રસ્તા ઉપર આડી અવળી–ઉભી અનેક નજરો કરી, પણ નિષ્ફળ.

નિરાશ થતાં પાછો સ્ટેશન ઉપર આવ્યો. સ્ટેશન માસ્તરને ત્યાં ચાહ નાસ્તો કરી તાજો થયો. વારંવાર તાણીને જોવાથી આંખે ઝાંઝવાં,

વળ્યાં ને કંટાળી આંખો મીંચી પડ્યો. આંખો મીંચતાની સાથેજ રાતનું દુઃસ્વપ્ન નજરે આવ્યું ને તે ત્રાસ્યો. સ્વપ્ન બરાબર સંભારવા બહુ યત્ન કર્યો પણ જીવનલાલની ત્રાસજનક મદદને માટેની બુમ સિવાય કાંઇ જ સંભારી શકયો નહિ. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેનો ભય વધતો ગયો. અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો, પોતે મૂર્ખામીથી પાછો ફર્યો તે માટે પોતાની જાતને ઠપકો આપ્યો અને હવે શું કરવું તેનો વિચાર કરતો પાંજરામાં સિંહ ફરે તેમ સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર આમથી તેમ ફરવા મંડયો.

બપોરના બે વાગ્યા. બે ગાડી ગઇ, ત્રીજી ગાડીનો વખત થયો અને આજ ગાડીમાં જવાનું હોવાથી હમણાં આવી પહોંચશે એ આશાએ ભગવાનજી બહાર દોડયો. સખ્ત તાપ, માથે ન મળે છાંયો. એવામાં ગાડાની આશામાં ને આશામાં ઘણીવાર ભગવાનજી જોતો ઉભો રહ્યો પણ કોઇ આવ્યું નહિ. નિરાશ થઇ તે પાછો જતો હતો. ત્યાં દૂર ધૂળ ઉડતી દેખાઇ. ભગવાનજીમાં નવું જીવન આવ્યું. 'હા, હા, ભાઇજ આવ્યા !' એટલું બોલી છુટો સામાન ભેગો કર્યો, બાંધ્યો. ને ભાઇને લેવા સામો દોડયો. દૂર ગાડું આવતું હતું, સીગ્નલમેનના કહેવા પ્રમાણે ગાડું ત્રણેક માઇલ દૂર હતું, તો પણ તે ગાડા તરફ ધસ્યો. ધસડાતું ધૂળ ઉરાડતું ગાડું–રગસીયું ગાડું પાસે ને પાસે આવ્યું. ગાડું આશરે બસે કદમ હશે ને ભગવાનજીએ ગાડાવાળાને જલદી હાંકવા બુમો પાડી. ગાડાવાળો બુમો સાંભળી ગભરાયો અને ગાડામાંથી એક મારવાડીએ ડોકીયું બહાર કાઢી 'ગાડીનો વખત થઇ ગયો હશે' એમ માની ઉતાવળ કરવા માંડી.

ગાડાવાળાને જોતાંજ ભગવાનજીના હોંશ ઉડી ગયા. આસિસ્ટંટ કલેક્ટર માટે જે ગાડું કર્યું હતું તેનો હાંકનારો છોકરો હતો અને આ ગાડાવાળો તો ઘરડો હતો. ગાડું પાસે આવતાં તડકાને લીધે ઉપર તાપડું નાંખેલા ગાડામાંથી મારવાડી ને ગુમાસ્તાને બહાર નીકળી, પાઇટ ને કોથળો ખેંચી કાઢતા જોયા. મારવાડીએ ઉતરતાં જ પાણી

ચાળાને બુમ પાડી. પાણીનો કુંજો ભરાવી પાણીવાળાને પાઇ આપી ને પાણીવાળો ફફડી ઉઠ્યો.

દુકાળનો વખત હોવાથી ખેડુતોને મોટા વ્યાજે નાણાં આપવા, આપેલાં નાણાં પેટે જમીન લખી લેવા, મારવાડી ગામડામાં ફરવા ગયો હતો અને ત્યાંથી પાછો ફરતો હતો. ભગવાનજી નિરાશ થયો ને ગાડાવાળાને ઉપરાઉપરી પ્રશ્ન કર્યા: "તું ભૈરવીના મંદિરથી આવ્યો? એ બાજુ કોઇ યાત્રાળુ સ્ત્રી પુરૂષને – ગુજરાતીને જોયાં હતાં? ન જોયાં હોય તો કાંઇ નહિ, પણ તળેટી પાસે કોઇ ગાડું ઊભું હતું? કોઇ ગાડીવાન છોકરાને દેખ્યો હતો?"

"ભાઇ! મેં આમાંનું કાંઇ જોયું નથી. પણ ઘણે દૂર સવારે એક ગાડું જતું હતું. મંદિરથી ત્રણચાર માઇલ દૂર હશે."

"એમાં કોણ હતું?"

"એ શી રીતે ખબર પડે? પરોઢીયામાં અને તે વળી આઘે, એટલે શી રીતે જોઇ શકાય? જો તેઓ યાત્રાળુ હશે તો હજી મંદિરમાંજ હશે. સાંજ સોરા આવી પહોંચશે."

ગાડાવાળાને ભાડું મળ્યું એટલે ગણતો, બળદીઆને હંકારતો, ગામમાં થાક ખાવા ગયો અને ભગવાનજી નિરાશ થઇ પાછો સ્ટેશન ઉપર ગયો. અડધો કલાક થયો ત્યાં ગાડી આવી, ધુમાડા કાઢતું ઇંજિન દેખાયું. બારણાંઓની ઉઘાડવાશ અને 'પાણી'–'બીડી'– 'ફરસાણ' ની બુમો સંભળાવા લાગી, ઘંટ વાગ્યો, ગાડી ઉપડી અને સ્ટેશન પાછું એકલું પડયું. હવે બીજી ગાડી સવારમાં દોઢ બે વાગે આવતી હોવાથી ભગવાનજી એકલો પડયો, બહાર ગયો. દૂર નજર કરતાં કોઇ ન જણાયું, એટલે રાત્રિનું સ્વપ્નું પાછું યાદ આવ્યું. નક્કી જીવનલાલને અકસ્માત નડેલો માની, જે ખેડુતનું ગાડું કર્યું હતું, તેને ઘેર ખબર કાઢવાનો વિચાર થતાં જ ગામ તરફ ચાલ્યો ને ખેડુતને પહેલોજ પ્રશ્ન કર્યો:

"કેમ! તારો છોકરો હજી નથી આવ્યો?"

"ના. સાહેબ રજા આપશે ત્યારે આવશે."

"તને કાંઇ ભય જેવું નથી લાગતું?"

ખેડુત હસીને બોલ્યો: "મારો છોકરો રસ્તાથી ભોમીયો છે, એને બધા ઓળખે છે, અને એ કોઇથી બીએ એમ નથી. યાત્રાળુને મંદિરથી લાવવામાં ને લઈ જવામાં મારો જન્મારો ગયો. અરે! કોઇ કોઇ વાર તો એકલી બાઇઓને લઇ ગયો છું...' આટલું બોલી ખેડુત વળી હસ્યો અને ભગવાનજી રમાયો. આમ છતાં એના જીવને કળ ન વળી. તે સ્ટેશન ઉપર ગયો, અને ત્યાંથી ભાથું ખાઇ મંદિર તરફનો રસ્તો પકડયો.

ગાડું સામુંજ મળવું જોઇએ ને આવતી વખત ગાડાવાળા સાથે બેસીને આવીશ, એવી ખાત્રીથી-અધીરાઇથી ભગવાનજી જીવનલાલની સામો ગયો. સૂર્ય નમતો થયો હતો, છતાં તાપ ઓછો નહોતો. જમીન તપેલી હોવાથી મૃગજળ દેખાતાં હતાં, પગમાં જોડા હતા છતાં પગ બળતા હતા. ઉનો પવન વાતો હતો-રસ્તામાં એક પણ ઝાડ નહોતું કે જ્યાં આરામ લેવા ઉભો રહે. ઉજ્જડ-વેરાન-નિર્જલ પ્રદેશમાં હરણીયું કે પક્ષી એકે દેખાતું નહિ અને તેમાં જીવનલાલના સ્વમના વિચારમાંને વિચારમાં એક કલાક ચાલ્યો હશે, ત્યાં તરસ લાગી અને ત્યારેજ તેને ખબર પડી કે તે પાણી લેવું ભૂલી ગયો હતો. ઝાંઝવાને લીધે પાણીનાં તળાવો-તેમાં પડતા પડછાયાને લીધે પાણી જોતો ભગવાનજી આગળ ગયો, તેમ તેમ પાણીની આશા નષ્ટ થતી ગઇ.

ચાલતાં ચાલતાં તેણે પાછળ જોયું તો સ્ટેશન બહુ દૂર રહ્યું હતું ને પોતે છએક માઇલ આવ્યો હશે, એમ લાગ્યું. પાણીની શોધમાં બહુ ફાંફાં માર્યાં, પણ તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા. આગળ ચાલતાં કેટલાંક માણસો સામા આવતાં દેખાયાં. તેજ જીવનલાલ હશે એમ ધારી તે ઉતાવળે પગલે ચાલ્યો; પણ જીવનલાલને બદલે બે ખેડુતો, એક ભરવાડણ, ને બે કુતરા હતાં. દુકાળ ને ભૂખમરાનાં ચિન્હ

ચોખ્ખાં જણાતાં હતાં. તે પાસે આવ્યાં એટલે ભગવાનજી ઉભો રહ્યો ને બોલ્યો: "ભાઇ! ... તામાં કોઇ કુવો છે? મને તરસ બહુ લાગી છે ને હું લાંબેથી આવું છું."

"ભાઇ! આટલામાં કુવો નથી. તમે શી ન્યાત છો? હરકત ન હોય તો મારી પાસે પાણી છે. અમે ભરવાડ છીએ. પાણી ચોખ્ખું છે." એમ કહી ખેડુતે પાણીનો ઘડો નીચે મૂકતાં થોડું પાણી ઢોળ્યું. ઢોળાતું પાણી જોઇ તૃષાતુર ભગવાનજીનો જીવ ફરવા લાગ્યો. પોતે વૈષ્ણવ-વાણીઓ-ભરવાડનું પાણી કેમ પીવાય! પશ્ચિમના લોકોથી આ વાત સહેલાઇથી ન સમજી શકાય એવી છે. પરંતુ હિંદુસ્તાનમાં હજી એવા અનેક છે જેમને પીવા વાંધો નથી, જેમને પોસ્ટની ટકીટો મ્હોંએ લગાડવા વાંધો નથી, જેમને ગમે તેવા પાણીનો બરફ ... ... થી; પણ બીજાનું પાણી પીવામાં વાંધો છે. અનેક ભીનકેળવાયેલા તેમજ અજ્ઞાન છે, જેઓને બરફ ખાવામાં-દવ પીવામાં-કોઇનું દૂધનું ખાવામાં-મુસલમાન કે પારસીનું અડકેલું પાણી પીવામાં વાંધો છે. આવા લોકોમાં સાયન્સની શોધખોળ માટે, દેશોની ઐતિહાસિક શોધખોળ માટે, નોર્થપોલ કે સાઉથપોલ જવા માટે, દેશની રાજકિય ઉન્નતિ માટે, વિલાયતમાં રહી ત્યાં ઇંગ્રેજ પ્રજા આગળ હિંદુસ્તાનની માગણીઓ પ્રદર્શિત કરવાની હિંમત ક્યાંથી હોય!

ભગવાનજી—તૃષાથી અને જીવનલાલની ચિંતાથી પીડિત ભગવાનજી એમને એમ આગળ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૨ મું

---

### આખરે શાપ લાગ્યો

ભગવાનજીએ પાણીની તજવીજ કરી અને રસ્તામાં ભરવાડો મળ્યા. પાણી વિના કંઠ સુકાઈ જતો હતો ત્યારે તે અરધે રસ્તે આવ્યો હતો. ભરવાડો તો ચાલ્યા ગયા ને ભગવાનજી એકલો પડયો. હવે સ્ટેશન તરફ પાછા જવું–ત્યાં વળી એક બે દહાડા જે થાય તે વાટ જોવામાં–ચિંતા કરવામાં ગાળવા કે અધૂરી મુસાફરી પૂરી કરી મંદિરમાં જઈ જીવનલાલની તપાસ કરવી–પ્રથમ પાણી પી તરશ મટાડવી એવા વિચાર કરતો ભગવાનજી એકલદંડા મહેલની માફક થોડીવાર ઉભો જ રહ્યો.

સંધ્યાકાળ પડવા આવી હતી. સૂર્યનારાયણનાં લાલપીળાં કિરણો દૂર પર્વતની ટેકરી ઉપર વાદળને અડકી લાલ બનાવતાં હતાં–સંધ્યાનું તેજ ખેતરો–સૂકાં ખેતરો ઉપર પડી પીળાશમાં વધારો કરતાં હતાં. રસ્તામાં કોઈ કોઈ સૂકાં ઝાડ પંચાગ્નિ તપતા હાડપીંજર બાવાની માફક ઉભાં હતાં. ચોગરદમ તપાસ કરતાં, નહોતાં જણાતાં મનુષ્ય કે નહોતાં દેખાતાં પશુપંખી. ભગવાનજી પ્રત્યેક પળે બળદની ખરીથી ઉડતી ધૂળ જોવા–ગાડાના પૈડાંનો ખખડાટ

સાંભળવા—દૂર દેખાતા ગામડાના છાપરામાંથી ધૂણીના ગોટા જોવા યત્ન કરતો, પરંતુ નિરર્થક.

સૂર્ય પશ્ચિમમાં દેખાતા પહાડની કિનારીએ પહોંચતાં—ઝડપથી નીચે ઉતરવા લાગ્યો. નીચે ઉતરતાં તે એક વિશાળ, પ્રચંડ સોનાનો ગોળો—ઘંટ હોય એમ દીસતો હતો. આસપાસ તપેલા સોનાનો રસ ઢોળાયો હોય, એમ સર્વત્ર કિરણો છવાયાં હતાં. એક મોટા ઘડિયાળનો મીનીટ કાંટો ઠબકાતો ચાલે છે તેમ સૂર્યનારાયણ ધસારાબંધ પશ્ચિમના સમુદ્રમાં ઉતરતા હતા. આખા દિવસના સખ્ત તાપ પછી આ સ્થિતિ સર્વ રીતે અનુકૂળ હતી ખરી; પણ તેથી કેટલીક અગવડ પણ સાથે જ હતી.

સામાન્ય રીતે હિંદુ બાળકોના કાનમાં નાનપણથી જ બાવડા—ભૂત—પિશાચ—વગેરે ભયપ્રદ સંસ્કારો પડેલા હોય છે. તેમજ બાળકો જેઓ કુદરતી રીતે ભય સમજતા નથી તેઓને એમની મેળે અંધારામાં—એકલા જતાં જોઇ વ્હાલસોયાં માબાપો—એકલો ન જઇશ—બીક લાગશે—કાંઇ કરડી ખાશે—એવા શબ્દ નાંખી એમનાં હૃદય કોમળ, બીકણ ને બાયલાં બનાવી દે છે. આથી તેઓ મોટી વયે પણ એકલા અને તેમાં જંગલ—પહાડ—પર્વત નદી કે દરિયા ઉપર મુસાફરી કરતાં ગભરાય છે.પાંદડાના ખડખડાટમાં સાપ—વાઘ કે ભૂતના ભણકારા સાંભળે છે. રાત્રે એકલા પડતાં અહીંથી ખાધો કે અહીંથી ખાધો એમ ગભરાયાં કરે છે, અંધારામાં એકલદુકલ ઝાડને ખવીસ ઉભેલો હોય એમ ધારે છે અને દૂર બળતા તાપણાને ભૂતનો ભડકો ધારે છે. વળી તેમને દિવસના વખતમાં પણ એકલા મુસાફરી કરતાં નવનેજાં થાય છે; તો પછી રાત્રિમાં તો પૂછવું જ શું ? દિવસે—તાપને લીધે મૃગજળની ભ્રાંતિથી તળાવ—પાણી નજરે દેખાયલું—પણ ભગવાનજી ચિંતા, તરશ અને શ્રમથી એટલો નબળો થઇ ગયો હતો કે એની એ ભ્રાંતિ સંધ્યાકાળ પછી પણ રહી. પણે પાણી જેવું લાગે છે—પેલું તળાવ છે એમ થતાં તે ઉતાવળો ચાલતો, અટકતો, અને

નિષ્ફળ થઈ નિરાશાનો અને ભૂતપિશાચ આમજ માણસને લલચાવી મારી નાખતા હશે એ સાંભળેલી વાતો સંભારી જીવન માટે ગભરાતો. ખીસામાંથી ઘડિયાળ કાઢ્યું. સાત વાગ્યા હતા, ઘડિયાળ સાચું છે કે કેમ ? ચાલે છે કે કેમ ? તે જોવા કાને ધર્યું. મન શાંત કર્યું. તેની સાથે સર્વત્ર શાંતિ– ભયપ્રદ શાંતિમાં ઘડિયાળનો ટકટકારો પણ બીતા હૃદયના ધબકારામાં ભળી જતાં ન સંભળાયો. ઘડિયાળ હલાવ્યું, ઠબકાર્યું અને સેકન્ડ કાંટો ચાલતો દેખાયો. અંધારૂં વધતું ગયું તેમ તેમ ભગવાનજીનો ભય પણ વધતો ગયો. દિવસના તો ઠીક પણ રાત્રિના રસ્તો ભૂલ્યો તો ? આ વિચાર ઉદ્ભવતાં જ ભગવાનજી રોવા જેવો થયો. દૂર કાંઈ તાપણા જેવું લાગતાં ' એ ભૂતનોજ ભડકો ' એમ હૃદયે માન્યું. બીક લાગતાં હાથ લાંબો કરી બાંય ઉંચી કરી અને હાથે માદળીયું બાંધેલું છે કે નહિ, તેની ખાત્રી કરી. આ માદળીયું તેની માએ નાનપણમાં એક સાંઇ પાસેથી મંગાવી સોનામાં મઢાવી હાથે બાંધ્યું હતું. આ માદળીયું જોતાંજ તેના ચળકાટથી ભૂત પિશાચ દૂર નાસે એવું એની માએ કહ્યું હતું. વળી ખીસામાં ચપ્પુ છે કે નહિ, તે પણ જોયું. લોઢાના ચળકાટથી પણ ભૂત નાસે છે એમ વાતો સાંભળી હતી. આ બંને વસ્તુ પાસે છે એમ ખાત્રી થતાં ભગવાનજીને ધીરજ આવી ને તે આગળ ચાલ્યો. જીવનલાલની ખબર કાઢવી તે ધર્મકાર્ય હતું, પણ આવા ભયંકર સ્થળમાં રાત્રે એકલા જવું એ ઓછી મુસ્કેલીનું કામ નહોતું ! ખાધા વિના ચોવીસ કલાક ચલાવે પણ પાણી વિના શું કરવું ? જેમ બને તેમ મંદિરે વહેલા પહોંચાય તો જ તૃષા મટે, તો જ ચિંતા જાય, તોજ જીવનલાલની ખબર કઢાય ! ભગવાનજી આમ નિરાશ થતો ચાલ્યો ને ટેકરાના તળેટીએ આવી પહોંચ્યો. ટેકરી તળે ઝાડ નીચે બેઠો. દીવાસળી સળગાવી ઘડિયાળ જોઇ તો આઠ વાગ્યા હતા. હજી ચંદ્ર ઉગ્યો નહોતો. ઉપર ટેકરો ને સામે મેદાન. ટેકરા ઉપર જવાને માટે બે ચાર પગથીઓ હતી એમાંથી કઇ પગથીએ જવું ? જાય ને ભૂલો પડે તો ? જંગલમાં

કોઈ વાઘ વરૂની ગુફામાં જઈ ચઢયો તો ? સાપ વીંછી ડંખ્યો તો ? બીજી દીવાસળી સળગાવી ગાડાવાળાની તજવીજ કરી. ગાડાના ચીલા હતા, બળદનાં મળમૂત્ર હતાં, બળી ગયેલા દેવતાની રાખ હતી; પણ ગાડું કે બળદ કાંઇજ ન હતું. ત્યારે જીવનલાલ ગયો ક્યાં ? શું રસ્તો ભૂલ્યો ! કે ગાડાવાળો નાશી ગયો ? ભગવાનજીની ચિંતા વધી ને ટેકરી ઉપર ચઢવાનું શરૂ કર્યું. અંધારામાં ઠોકર ખાતો છછુંદર, ઉંદર કે સાપના ભણકારા સાંભળતો ભગવાનજી પોણા કલાકે ઉપર પહોંચ્યો. દરવાજામાં પેઠો. દૂર ગુફા જેવું લાગ્યું. ધીરેથી ગુફામાં જોવા યત્ન કર્યો તો દૂર તારાની માફક દીવો બળતો જોયો. દીવાને માર્ગસૂચક કરી અંધારામાં સાપ વીંછીને નસાડવા લાકડી ફબકારતો ભગવાનજી આગળ ને આગળ ચાલ્યો, પણ આડે રસ્તે જતાં મંદિરને બદલે ઓરડી તરફ ચાલ્યો. ત્યાં ઓટલા ઉપર કોઇને સુતેલો જોયો. વૃદ્ધ બાવાને આમ ઘણીવાર ઉઠવું પડતું. યાત્રાળુઓ રાતના આવતા અને એમને માટે પાણી પથારીની સોઇ કરી આપવાની ટેવ હોવાથી દીવો જાગૃત કરી તે ભગવાનજીની પાસે આવ્યો.

ભગવાનજી: " ભાઇ ! પાણી ! અહીં કુવો છે ? "

બાવાએ આંગળી કરી કુવો બતાવ્યો. કુવા તરફ નજર પડતાં ભગવાનજી દોડયો: કુવા ઉપરજ ડોલ ને દોરડું પડેલાં હતાં તે લેઇ કુવામાં નાંખ્યાં; પાણી કાઢયું. એક ડોલ ઢોળી નાખી, સાફ કરી. ને બીજી ડોલ ભરી. પાસેથી લોટો કાઢી પાણી ભર્યું ને પાણી ગંદું છે કે ચોખ્ખું, એ પાણીમાં નરકીના, કૉલેરાના કે મેલેરિયાનાં જંતુ છે કે નહિ. તેની જરાએ દરકાર કર્યા વિના તે બે ત્રણ લોટા પી ગયો. આટલું પાણી પીતો જોઇ વૃદ્ધ બાવાએ તેને થાકીને આવી તુરત પાણી ન પીવા કહ્યું; પણ તે કાંઈ ન ગણકારતાં ભગવાનજી પાણી પી શાંત થયો ત્યારેજ બાવા પાસે આવ્યો.

બાવો: " કાંઇ ખાવું છે ? શી નાત છો ? "

ભગવાનજી: " હું વાણીયો છું. મારા ભાઇ આસિસ્ટંટ કલેકટરની

શોધમાં આવ્યો છું."

બાવો: "અહીં કોઇ નથી."

ભગવાનજી: "કોઈ આવ્યું નથી? એક ધણીધણીઆણી એકલાં બાધા મૂકવા નથી આવ્યાં?"

બાવો ગભરાયો ને બોલ્યો: "હું...હા...હતું તો ખરૂં પણ તે કલેક્ટર હશે તે હું શું જાણું? ઘણાં માણસો આવે છે, તે બધાંને હું ક્યાંથી ઓળખું! શું તે કલેક્ટર હતા? હાય! હવે શું થશે?"

ભગવાનજી: "બોલ! જલદી બોલ! તે ક્યાં છે? ગાડાવાળો ક્યાં ગયો?"

બાવો: "ગાડામાં બાઈ બેસીને આજ સવારનાં ગયાં! તમને સામાં ન મળ્યાં? હાય! હાય! હવે મારૂં શું થશે? આટલા વર્ષથી હું અહીં છું પણ આવું કદી બન્યું નથી! આખી રાત મને પણ કોટડીમાં પૂરી રાખ્યો હતો.

ભગવાનજી: "અરે! કોઈ સામું આવ્યું નથી. હું સ્ટેશન ઉપરથી ખસ્યો નથી ત્યારે એ ક્યાં ગયા? આડે રસ્તે તો નહિ ચઢયાં હોય? ગાડાવાળો તો રસ્તાનો માહિતગાર છે, એમ એનો બાપ કહેતો હતો."

વૃદ્ધ બાવાના હોંશકોશ ઉડી ગયા. તે ધ્રૂજવા લાગ્યો, બડબડવા લાગ્યો, જેથી ભગવાનજીએ કંટાળી ચૂપ રહેવા હુકમ કર્યો. ભગવાનજી પોલીસનું માણસ છે એમ સમજી બાવાના ટાંટીયા ઢીલા થયા ને ફાંસીનું લાકડું નજર આગળ તરી આવ્યું.

ભગવાનજી: "મહારાજ! જરા શાંત થાવ! ગભરાવ નહિ! એ લોકો ક્યાં ને ક્યારે ગયાં તે જાણતા હો તો કહો! કોઇ બીજે યાત્રા કરવા તો નથી ગયાં?"

બાવો: "બાપશાબ! તે હું જાણતો નથી! મહાત્મા કાંઈ બોલ્યા નથી!"

ભગવાનજી: "મહાત્મા! મદનમોહનજી! અહીં!"

બાવો: હા! ત્રણે વખતે મંદિરની સંભાળ લેવા આવ્યા હતા. એ એમની આવવાની વાટ જોતા બે દિવસથી અહીં હતા, સાથે એક હકીમ અને નોકર લાવ્યા હતા. બાપશાબ! એ બધા ગયા-જતા રહ્યા ને હું અભાગીયો અહીં પડયો રહ્યો છું. હવે મારૂં શું થશે?"

ભગવાનજી: "શું બધાં સાથે જ ગયાં?"

બાવો: "મહાત્મા અને બાઈ ગાડામાં હતાં ને હકીમ ને નોકર પગે ગયાં."

ભગવાનજી: "ને કલેક્ટર સાહેબ ગાડામાં નહોતા?"

બાવો: "કલેક્ટર! છુપા કલેક્ટર! હાય! હું એકલો-વૃદ્ધ એ ત્રણ જણ આગળ શું કરૂં? મારૂં શું ચાલે? ને મને તો પૂર્યો હતો."

ભગવાનજી: "પણ તે ગાડામાં હતા કે નહિ, તે બોલની?"

બાવો: "ના; એ નહોતા."

ભગવાનજી: "ત્યારે! એ છે ક્યાં?"

બાવો તદ્દન ગભરાઈ ગયો, પુતળાની માફક ઉભોજ રહ્યો, આંખ આકુળ વ્યાકુળ થઈ ગઈ હતી, હોઠ ફફડતા હતા.

ભગવાનજીએ બાવાને ખભા ઉપર હાથ નાખી ખૂબ હલાવ્યો ને પૂછ્યું: "બોલ! તે ક્યાં છે? બતાવ, નહિ તો ફાંસીને લાકડે ગયો જાણજે!"

બાવો નિર્બળ હતો, ભયથી ગભરાયો હતો. તેની બુલી ઉપડીજ નહિ; માત્ર યંત્રની માફક આંગળીથી એક ઓરડી બતાવી. નજર પડતાં જ બાવાને પડતો મૂકી ભગવાનજી ઓરડી તરફ ગયો.

ભાઈ'ની બુમો પાડી; પણ કોઇએ ઉત્તર ન આપ્યો. ભગવાનજીએ બારણાં એકદમ અફાળી ઉઘાડયાં. ઓરડાના ગોખલામાં એક ઝાંખો દીવેલનો દીવો બળતો હતો, ત્રાસ ને ભયથી ભગવાનજીએ ઓરડીમાં નજર ફેરવી અને જે દેખાવ આંખે પડયો તેથી આભો જ બની ગયો. જમીન ઉપર જીવનલાલ-ગુજરાતનો સુબો-મીસ લીલી અને કમળાનો જીવનમિત્ર-મી. મીલનનો આસિસ્ટંટ ને મિત્ર-શાંતિનો નાથ-માજીનો દુધમલ બાળક-લોહીના વહેવાથી તદ્દન અશક્ત બનેલો-જીવતો-ભાનમાં, પણ ત્રાસી ગયેલો જીવનલાલ જોતાં જ ભગવાનજી ગળગળો થઇ ગયો.

જીવનલાલની નજરે ભગવાનજી પડતાં, કસાઇને હાથે મરાતી ગાયની આંખમાં-અવાચક ગાયની આંખમાં આંસુનાં ટપકાં દેખાય છે તેમ, આંખમાં આંસુ આવ્યાં. દુબળો અશક્ત હાથ સ્નેહ સૂચવતો ઉંચો થયો. પહેરેલાં કપડાં ઉપર લોહીના ડાઘ હતા. વૃદ્ધ બાવો અત્યારે અહીં પહેલ વહેલો જ આવ્યો હતો. અંદર આવવાની તેનામાં હિંમત નહોતી-બારસાખ ઉપર જ-ઉમરા ઉપર જ ઉભો રહીને રોતો હતો.

ભગવાનજી અધીરો થઈ ગયો હતો. તે એકદમ જીવનલાલની પાસે ગયો, તેની પાસે બેઠો, તેના મ્હોં તરફ જોઈ માથે હાથ મૂકી બોલ્યો: "ભાઇ! ભાઇ! કેમ બોલતા નથી? તમને શું થાય છે? શું થયું છે? કહો? જરા તો બોલો!"

કાંઇ પણ ઉત્તર નહિ.-માત્ર પુતળીની આંખો ફરે તેમ આંખો ફરતી ફરતી બોલનારના સામું જોઇ રહી-ભીની થઈ. ભગવાનજી દરેક પળે ઢીલો થતો હતો. તેણે ફરીને એકવાર બોલાવવા યત્ન કર્યો: "ભાઇ! હું ભગવાનજી છું. તમારો છું! આ ડાઘા શેના? કોઇએ તમને ઇજા કરી છે?"

આમ છતાં ઉત્તર ન મળ્યો. વૃદ્ધ બાવાનાં ડસકાં સંભળાવા લાગ્યાં.

ભગવાનજીએ ગોખલાનો દીવો સંકોરી નીચે ઉતારી જીવનલાલને નિરખી જોવા લાગ્યો. બટન કાઢી છાતી–પેટ–ખભા તપાસ્યા, પગ–હાથ–માથું જોયું, પણ કોઇ જાતના ઘાની નિશાની દેખાઇ નહિ. જીવનલાલની આંખો ભગવાનજીના હાથની સાથે જ ફરતી હતી અને કાંઇ કહેવા માંગતી હોય એમ લાગ્યું. આખરે કાંઇ જ ખબર ન પડી એટલે ભગવાનજીએ દીવો મ્હોં ઉપર તેજ પડે એમ ધર્યો, ને વળી એકવાર ચિંતા–ભય–સ્નેહ ને આજીજીથી કહ્યું: "ભાઇ! જરા નો બોલો! તમને શું થાય છે? આ ડાઘ શાના?"

ધીરેધીરે તેમનું મ્હોં પહોળું થયું–મ્હોંમાં પ્રકાશ પડતાંજ અંદર નજર ગઇ અને ભગવાનજીથી ચીસ પડાઇ ગઇ. વૃદ્ધ બાવાએ દોડીને ભગવાનજીના હાથમાંથી પડતો દીવો ઝાલી લીધો ન હોત તો દેવના કોપની સાથે અગ્નિકોપનો ભોગ પણ જીવનલાલ થઇ પડત.

ભગવાનજી ધોળો પુણી જેવો થઈ ગયો. તેનું ચિત્ત બેબાકળું થઇ ગયું ને બોલ્યો: " ભાઇ! આમજ! ગુરૂનો શાપ આખરે લાગ્યો? અરે ભાઇ!"

આટલું બોલતાં ભગવાનજીએ માથું જીવનલાલની છાતી ઉપર નાખ્યું ને ડુસકે ડુસકે રોવા લાગ્યો. અવાચક જીવનલાલની આંખમાંથી ચોધાર આંસુ પડતાં હતાં ને અશક્ત હાથ ભગવાનજીના માથા ઉપર ફરતો હતો. વૃદ્ધ બાવો ધ્રૂજતા હાથે દીવો ઝાલી રાખી રોતો હતો અને આ દેખાવ ત્રાસજનક થઇ પડ્યો હતો.

---

## પ્રકરણ ૨૩ મું

---

### મદદની માગણી

આખા દિવસના તડકા પછી સાંજ પડતાં લાનોલીમાં જાગૃતિ થઇ. બહાર સખ્ત તાપ લાગતો હતો પણ બંગલામાં બેસનારને ઠંડો પવન શાંતિપ્રદ હતો. હમેશના નિયમ પ્રમાણે મીસ લીલી, મીસ ડેવીસની સાથે ફરવા નિકળી. વુડલેન્ડ હૉટેલની પેલી બાજુ ભુશિર સરોવર જતાં રસ્તામાં ઉંચાણમાં બંગલો હતો. એ બાજુ ખીણો ને ખીણની પેલી બાજુ પહાડ ઉપર નાનું ઝુંપડું અને ખીણમાં ગરીબોનાં ઝુંપડાં જોનારને ઔર આનંદ આપતા હતાં. સામી બાજુ તળાવ કાંઠે પતરાનાં છાપરાં, તેની પેલી બાજુ પર્વત અને મેદાનથી હવા ખુશનુમા હતી અને દેખાવ નેત્રને સંતોષનો હતો.

સકરપથારને રસ્તે બંને ફરતાં હતાં. લીલીની દૃષ્ટિ નહોતી, તે સૃષ્ટિસૌંદર્ય જોઇ શકતી નહિ; છતાં સૃષ્ટિસૌંદર્યનો ઉપભોગ કરી શકતી, તંદુરસ્ત રહેતી. સુગંધીમય પ્રફુ પુષ્પોથી હિત થતી, મંદ

પવનથી ઉત્તેજીત થતી અને પક્ષીઓના મધુર કલરવથી આહ્લાદિત થતી. પોતે અંધ હતી, છતાં લાનોલીમાં રહેતાં સઘળાં યુરોપીઅન કુટુંબોની માનીતી થઇ હતી. સવાર સાંજ અનેક યુરોપીઅન સદ્‌ગૃહસ્થો–બાનુઓ અને બાળકો સકરપથારને રસ્તે થઇને, ઉપર–ટેકરી ઉપર–મેદાનમાં ફરવા આવતાં; તેઓ લીલીની ખબર પૂછતાં, તેની સાથે થોડે છેટે ફરવા જતાં અને બધાંને લીલીની સાથે વાત કરવામાં મઝા પડતી. મીસ ડેવીસ અને મીસ લીલી સડકથી દૂર મેદાનમાં ખીણના છેડા પાસે ટેકરા ઉપર બેઠાં અને મીસ ડેવીસે લીલીનો હાથ લાંબો કરી જાણે લીલી દેખતી હોય તેમ બતાવતી બોલી:

"આ ખૂણે પૂર્વમાં સેડલ પૉઇંટ, તે આ બાજુનું ઉંચામાં ઉંચું શિખર છે. ત્યાંથી ઉભા રહી ચોહદરદમ જોવાય છે, દૂર કાર્લા, રવિવર્માની ચિત્રશાળા તેની પાછળ લોહગઢનો કિલ્લો અને આ બાજુ કાર્લાની ગુફાવાળો પહાડ દેખાય છે. લાનોલી તો છેક નાનુંજ લાગે છે. સેડલ પૉઇંટથી ઘાટમાંથી જતી આવતી ટ્રેઇનો, પહાડમાંથી કોતરી કાઢેલી ટનલો, આમ ઠેઠ નેરલ સુધી નજર પડે છે. તેમાં એક વરસાદ પછી તો લીલા ઘાસવાળાં મેદાન, પાણીના ઝરા, પાણીનાં ઝરણાં અને તળાવ ભરેલાં દેખાય છે. અહીંથી જ પેલા બંગલાના બાગની રચના કેવી મજાની લાગે છે."

મીસ લીલી જાણે પોતાનીજ આંખે જોતી હોય, અનુભવ કરતી હોય, તેમ મીસ ડેવીસના વર્ણનથી ખુશ થઇ અને બોલી: "મીસ ડેવીસ! જાણે હું જ સેડલ પૉઇંટ ઉપર હોઉં એમ ધારૂં છું. આ બાગના ફૂલની સુગંધ તો આ ચાલી."

મીસ ડેવીસ: "લીલી! ટેકરા કાર્લા સુધીજ છે, પછી તો મેદાન છે. વરસાદ વિના સઘળાં સૂકાં છે."

લીલી: "પણ તળાવમાં પાણી તો છે ને?"

ડેવીસ: "ના: કાંઇ નથી. આ વરસાદ આવે ને ભરાય તો.

અહીં વરસમાં ત્રણસો ઇંચ વરસાદ પડે છે, છતાં હાલ તો સુકાણુ છે. વિલાયતમાં આમ આપણે ને કમળા સાથે ફરતાં હતાં, તે સાંભરે છે?"

કમળાના નામની સાથેજ લીલીનો સઘળો આનંદ જતો રહ્યો તેણે ડેવીસના હાથમાં રાખેલો હાથ ખેંચી લીધો અને ઉંડો નિશ્વાસ નાંખ્યો.

મીસ ડેવીસઃ "લીલી! આજ સાંજની સાડા ૭ વાગ્યાની ટપાલમાં કાગળ આવશે. ગઇ વખત જરૂર કાગળ લખવા લખ્યું છે. કદાચ એની સાએ કાગળની બંધી કરી હશે."

લીલીઃ "મને પણ એજ બીક લાગે છે. પણ જીવનલાલ તો લખે. એનો પણ કાગળ નથી!"

મીસ ડેવીસે આડી અવળી વાતો કરી લીલીનું ધ્યાન બીજે દોરવા યત્ન કર્યો; પણ લીલીનો આનંદ ફરીને ન દેખતાં બંને બંગલા તરફ પાછાં વળ્યાં. બંગલામાં જઇ પોતાના ઓરડામાં બારી પાસે નાંખેલી બે આરામ ખુરસી ઉપર બેઠાં. આ બારીમાંથી દૂર પહાડ અને બંગલા વચ્ચે આવેલી ખીણ દેખાતી હતી. મીસ લીલી પોતાની અંધ આંખો બારી તરફ રાખી પવનનો અનુભવ કરતી હતી, ત્યારે મીસ ડેવીસ બારી-માંથી સૃષ્ટિસૌંદર્ય નિહાળતી લીલીને ખુશી કરવાનો રસ્તો ખોળતી હતી.

એટલામાં મીસીસ મીલને આવી કહ્યું: "લીલી! સાંજની ટપાલ આવી છે, તેમાં તમારો કાગળ છે. મી. મીલનનો પણ કાગળ છે, એમાં લખે છે કે હાલમાં તેમનો મુકામ વિરમગામ છે. વરસાદના સમાચાર આવવા માંડયા છે. આ ફેરી ચોમાસું વહેલું બેસવા વકી છે. દિવસના ભાગમાં તાપ લાગે છે, પણ ગામડામાં રાતના બહુજ આનંદ આવે છે. બટલરને બંગલો સાચવવા રાખ્યો છે અને સાથે હમાલ, એક બૉય અને નોકર રાખ્યો છે. સરકારી, પટાવાળા જૂદા. જીવનલાલની જગાએ આવેલો યુરોપીઅન આસિસ્ટંટ કલેકટર કાયમ ...યો છે."

લીલીઃ " ત્યારે જીવનલાલ ? "

મીસીસ મીલનઃ " લખે છે કે જીવનલાલે બીજી રજા મંગાવી છે અને સાંભળ્યું છે કે એમની તબીયત સારી નથી. "

લીલીઃ " શું ! જીવનલાલ સીક છે ? એને કેમ હશે ? ક્યાં હશે ? એને તાર કરી ખબર મંગાવો. હું જાઉં ? ક્યાં જાઉં ? એમના હિંદુ કુટુંબમાં મને રહેવા દેશે ? "

મીસીસ મીલનઃ " લીલી ! લીલી ! આમ ગભરાવ નહિ. એમને તાવ આવતો હશે. મી૦ મીલન લખે છે કે, અમદાવાદ જીલ્લામાં અને તેમાં પણ ધંધુકા વિભાગમાં રહેવાની એ જીદ કરે છે, એમાં એ ગંભીર ભૂલ કરે છે. અત્યારે તો એને-એના કુટુંબને વતનની પાસે એટલે સારૂં લાગે છે ને લાગશે; પણ એની ન્યાતજાતના લોકોના ટંટા એની પાસે આવશે, તે બધાને સંતુષ્ટ કરાય; એટલે વરસને અંતે આપઘાત કરવા તૈયાર થશે. "

લીલીઃ " ઇંગ્લાંડની ઉચ્ચ કેળવણી લીધા પછી, ત્યાંના રાજ્ય-મંત્રીઓ ને મોટા માણસોના દાખલા નજરે જોયા પછી, કર્તવ્ય શું તે સમજવું જોઇએ. અને તે કરવામાં હિંમત અને ન્યાયવૃત્તિ રાખતાં ડરવું ન જોઇએ. લોકો એની ન્યાતજાતના રહ્યા એટલે તો એને ઉલટી સરલતા થવાની."

મીસીસ મીલનઃ " લીલી ! પત્થર અને મોટા માણસની કિંમત જન્મભૂમિમાં નજ થાય. તમે તમારી વગ લગાવી તેને એના એ જીલ્લામાં રાખવા યત્ન કરો છો, તેમાં એને નુકશાન છે. "

લીલીઃ " એનો કાગળ આવે ને લખે તો ખબર પડેને કે કેમ ચાલે છે ? ઇંગ્લાંડમાં તો જરા બહારગામ જતો એટલે રોજ કાગળ લખતો અને અહીં કોણ જાણે કેમ હમણાંનો કાગળ જ નથી. "

મીસીસ મીલનઃ " કદાચ તમારા કાગળમાં વધુ ખબર હશે."

મીસ ડેવીસે પત્ર ફોડયો ને સહી જોઈ બોલીઃ " લીલી ! તારે

ખુશી થવાનું છે. આ પત્ર જીવનલાલનો નથી પણ કમળાનો છે."

મીસ ડેવીસે પત્ર વાંચવો શરૂ કર્યો:

"વ્હાલી લીલી !

"હું મારા ભાઇના લગ્નની ધામધુમમાં એટલી બધી પડી હતી કે મને પત્ર લખવાનો વખત નહોતો મળ્યો તેમ. તક પણ મળી નહોતી. મે મહિનામાં લગ્ન તો હેમક્ષેમ પતી ગયું. અમારા હિંદુ ભાઇનો લગ્નગાળો. આ ક્રિયામાં મેં ભાગ લીધો હતો અને મારો ભાઇ ખુશ થયો હતો..."

મીસીસ મીલન: "એ ઉપરથી લાગે છે કે કમળાને પ્રાયશ્ચિત કરાવ્યું. ગરીબ બિચારીને આખરે પ્રાયશ્ચિત કરવું જ પડયું.

મીસ ડેવીસે પાછો પત્ર વાંચવો શરૂ કર્યો:

"કેટલાક દિવસો તો ન્યાતો જમાડવામાં–પાર્ટીઓમાં અને દેવદર્શન જવામાં ગયા. હવે મારાં માતુશ્રી મારાં લગ્નની રાહ જૂએ છે..."

મીસ ડેવીસ જરાક અટકી, એટલામાં લીલીએ બુમ પાડી: "ડેવીસ ચલાવ ! આગળ વાંચ."

"મારો વર અમારી ન્યાતનો એટલે દસા છે. એને ખેતર છે–દુકાન છે. પીસતાળીસ વર્ષનો છે અને તદ્દન અભણ છે..."

"લીલી ! છેલ્લી લીટી ચહેરી નાખી છે પણ મહેનત કરીએ તો વંચાય છે.

લીલી: "અભણ વર સાથે પરણવા ચોકખી ના પાડવી જોઇએ. કેમ તમે શું ધારો છો ? મીસીસ મીલન !"

મીસીસ મીલન: "એ ખરૂં, પણ કમળાથી એમાંનું કંઈ બનવાનું નથી. એનાથી વીસામાંજ પરણવાનું નથી તો પછી બીજી

ન્યાતની તો વાતજ શી ? દસામાંએ પરદેશ–ગામ બહાર ન જવાય. કમળાને પરણ્યા સિવાય છુટકો નથી. ”

કાગળ શરૂ થયો:

“ તેની પહેલી વહુના બે છોકરા મારા જેવડા છે, જે ખોખરા મહેમદાવાદ રહે છે. અમદાવાદમાં દુકાન છે. માંડવા મુહૂર્ત વગેરે મારો ભાઇ કરશે. અને લગ્ન પણ એજ કરશે. મારા પિતાને આવતાં વાર લાગશે. મારા પિતા ટ્રાન્સવાલમાં સીગારેટની એજન્સી માટે ગયા છે. મારો ભાઈ મુંબાઇ એજ કામ માટે ગયો છે. મારા પિતા સપ્ટેમ્બરમાં આવશે. મારી નવી ભાભીથી મારી મા સંતુષ્ટ છે. ”

“ એમની ઉંમર તો માંડ ચાદ વર્ષની હશે, પણ ઘર કામમાં પાવરધાં છે. ભાભીના હાથની ચટણી તો જેનું નામ ચટણી. લીલી! હવે આપણે નહિ મળીએ એ વિચારે મને બહુ દિલગીરી થાય છે. ત્યાંથી તમે આવશો તે પહેલાં તો હું મારે સાસરે ગઇ હોઇશ. હું તમને અને તમારી શિખામણને કદી નહિ ભૂલું.

વ્હાલી પણ વિયોગી,

**કમળા.** ”

“ **તા૦ ૬૦**—મારી માએ આ કાગળ વાંચ્યો છે ને લખાવ્યું છે કે મારો ધણી મારી પાસે ખાંડવા–દળવાનું કામ નહિ કરાવે.”

લીલી: “ શું ખાંડવા દળવાનું ? એવું કામ બુદ્ધિશાળી કમળા પાસે હોયજ નહિ. ”

થોડીવાર બધાં ચૂપ રહ્યાં ને મીસીસ મીલને કહ્યું: “ પણ લીલી ! એ લગ્ન માટે એનો પોતાનો વિચાર કેવો છે તે તો જણાતું નથી. ”

મીસ ડેવીસ: ‘ **તદ્દન અભણ** ’ એ સિવાય એના વર વિષે

કાંઈજ કહેતી નથી. આ શબ્દો પણ છેકી નાખ્યા છે, એથી જણાય છે કે આ કાગળ વંચાયો છે અને એ શબ્દો કાઢી નાખવાની ફરજ પાડવામાં આવી છે."

મીસીસ મીલનઃ "કાગળ જોઉં? કેવી ચોખ્ખી લીટીઓ ને સરસ અક્ષર છે."

લીલીઃ "એ કાગળ કઇ તારીખનો છે?"

મીસીસ મીલનઃ "તારીખ! આ શું? બહુજ ઝીણા અક્ષરમાં ખૂણામાં લખ્યું છે. કઈ ભાષા! LV. Ps. 2–6 આનો અર્થ શો?"

મીસીસ મીલને મીસ ડેવીસને કાગળ પાછો આપ્યો. મીસ ડેવીસે ફરી ફરી વાંચ્યો, પણ કાંઇ અર્થ સૂઝયો નહિ.

લીલીઃ "ફરીથી વાંચો તો. ધીરે–ફરીને! એલ વી. એટલે પંચાવન. પાઇસ એટલે સામ. બસ એ તો બાયબલનો પંચાવનમો અધ્યાય. બાયબલ લાવો તો એમાંથી કાંઇક નીકળશે."

મીસીસ મીલન: "પણ કમળા કાંઇ ખ્રિસ્તી નથી."

લીલીઃ "છતાંએ પોતાની પાસે તેને રાખે છે. તે ભગવદ્ગીતા તો રોજ જ વાંચે છે. વળી મેં એને બાયબલ આપ્યું છે અને તે પણ વખતોવખત વાંચે છે."

મીસીસ મીલનઃ "પણ આમાં બે અને લીંટી અને છગડો કર્યાં છે. બાઇબલના એ અધ્યાયમાં કાંઇ ૨૬ શ્લોક નથી! ૨૫ જ છે.

લીલીઃ "એમ નહિ. બે ને ૭ વચ્ચે લીટી કરી છે. એટલે બીજાથી છટ્ઠા સુધી વાંચો!"

મીસ ડેવીસે બાયબલ ઉઘાડી વાંચવા માંડ્યું:

"'હું કહું છું તે ઉપર ધ્યાન આપ અને સાંભળ. હું પ્રાર્થના

કરતાં રોઉં છું–હું દુઃખી છું. દુષ્ટો બુમો પાડે છે અને મારા ઉપર જુલમ કરવા તૈયાર થયા છે. તેઓ ઇરાદાપૂર્વક મને હેરાન કરવા ધારે છે. હું નિરાશ થઇ છું અને મોતનો ભય રહે છે. (ભવિષ્યના) વિચારથી બીહું છું ને ત્રાસું છું અને હું ભયંકર સ્થિતિથી ગભરાઇ ગઇ છું. મને બોલવાનું મન થાય છે કે જો મને કબુતરની પાંખ હત તો હું નાસી છૂટત અને કયાંઇ જઇ આરામ લેત. ”

લીલીઃ “ કમળા ! મારી રાંકડી ગરિબડી દુઃખી કમળા ! ખરેખર આ શબ્દો બાયબલના નથી પણ તારા જ છે. તારાં સગાં-વ્હાલાં શું કરવા ધારે છે ? તારા બાપની ગેરહાજરીમાં તને ગોકળી દેવા ધારે છે ? મીસીસ મીલન ! બસ ! આજને આજ હું અમદાવાદ જઇશ. ”

લીલી એકદમ ઉભી થઇ ને મીસ ડેવીસ ને મીસીસ મીલન તો ડઘાઇ જ ગયાં ને ચુપ થઇ વિચારમાં પડયાં.

મીસીસ મીલનઃ “ લીલી ! ગાડી લેવા જાય ને તે લાવે એટલો વખત નથી; એટલે બીજી ગાડી મળશે નહિ. ”

મીસ ડેવીસઃ “ લીલી શાંત થાવ ને બેસો, આપણે શું કરવું તેનો વિચાર કરીએ. તમને હવે હિંદુ રિવાજની થોડી ઘણી ખબર છે. તમારાથી કમળાને ત્યાં જવાશે નહિ, તમને કોઈ મળવા દેશે નહિ, પછી ત્યાં જઈ શું કરશો ? ”

લીલીઃ “ પણ કમળાને મદદ તો કરવીજ જોઇએ. એનો બાપ હત તો કાંઈ નહિ. એની ગેરહાજરીમાં એને આમ હેરાન કરે એ ઠીક નહિ. આપણે અહીંજ પોલીસની મદદથી ઉઠાવી લાવીએ તો કેમ ? ”

મીસીસ મીલનઃ “ એમ બને જ નહિ. આપણાથી એમાંનું કાંઈજ ન થાય અને કરાય પણ નહિ. જોઉં કાગળ ! ”

મીસીસ મીલને ફરીને કાગળ વાંચ્યો ને વિચાર કરીને બોલી: "પી એસનો અર્થ સામ એ વાત તો ખરી. ખરે, કમળા હોંશિયાર ખરી. એનો અર્થ આપણે સમજી શકીશું એમ એણે ધારેલુંજ. આ કાગળ એના ભાઇના હાથમાં ગયો હોત તો મુશ્કીલ પડત, પણ ધારૂં છું કે, કોઇ પાડાપાડોશી કે કારકુન પાસે વંચાવેલો એટલે એને એનો અર્થ સમજાયો નથી."

લીલીનું ધકધ્યાન કમળાને કેવી રીતે છોડાવવી એમાંજ હોવાથી તે બોલી ઉઠી: "પણ ગમે તેમ કરી તેને મદદ કરવી જોઇએ."

મીસીસ મીલન: "અલબત, એ કઇ તરેહની મદદ માગે છે તે જોઇએ બાયબલ આપો તો! '**ધ્યાન આપો**' હા, ધ્યાન આપવુંજ જોઇએ, નહિ તો એ અને આપણે હેરાન જ થઇએ. '**જુલમ કરવા તૈયાર થયા છે**' એનો અર્થ એટલોજ કે ભાઇ ને બાપની ગેરહાજરીમાં લગ્ન કરી દેવા માંગે છે ને તેથી તે ગભરાય છે. '**નિરાશ**' હા આવી રીતે અસંખ્ય હિંદુ કન્યાઓ નિરાશ થઇ લગ્નહોમમાં હોમાય છે. કન્યાને કેળવે-મોટી કરે પછી તેને ગમે ત્યાં પરણાવે! આવી મોટી વયનાં લગ્ન ઘણાં દુ:ખી નિવડયાં છે. જૂઓને પેલા રાજ્યમંત્રીની પુત્રી. ભણેલી, ગણેલી, ડાહી, તે પણ એ દુ:ખે મરી ગઇ. પેલા શેઠની બે છોકરીઓ સધવા છતાં વિધવા છે. તેમાં બીજીનો વર તો યુરોપ જઇ આવેલો ને સારી રીતે કમાતો છતાં બંને વચ્ચે અણબનાવ આમજ થાય છે. '**કબુતરની પાંખ હત તો-**' આનો અર્થ એટલો જ કે જો તેને સાધન મળે તો એ દુ:ખમાંથી છૂટવા એકે પગે થઇ રહી છે. આજ કાલ પીંછાની પાંખો નથી પણ ગાડી-રેલ્વે-મોટર કે એરોપ્લેન, પાંખોની ગરજ સારે છે."

મીસ ડેવીસ: "ભગવદ્‌ગીતા ને બાયબલ તે ઉપરાંત એની પાસે કઇ કઇ ચોપડીઓ રહે છે?

લીલી: "શેકસપીઅર, સ્પેન્સર, ટેનીસન......"

એટલામાં બટલર ખાવાની વરધી આપવા આવ્યો અને બધાં અંદર ગયાં. તે સાંજરે રોજના નિયમ કરતાં મોડે સુધી ત્રણે એક ઓરડામાં ભરાઇ ગુપચુપ વાતો કરવા લાગ્યાં. અંતે કામ પતી ગયું, અને બાર વાગે સુતાં.

---

# પ્રકરણ ૨૪ મું

---

## કુટુંબ વ્યથા

અનેક વિઘ્નોને લીધે તેમજ છોટાલાલ કે ચુનીલાલ ન હોવાથી કમળાનું લગ્ન જેઠ મહિના સુધી ઠેલાયું. લગ્ન થતાં પહેલાં એકાદ વરસાદનું ઝાપટું પડયું હતું, એટલે લગ્ન વખતે શું થશે તેની ફિકર હતી. ન્યાત તો વાડીમાં થાય, પણ લગ્નનું કેમ ! પાડોશમાં ડહેલું હતું ત્યાં ચૅારી બાંધવાનું નક્કી કર્યું અને લગ્નની તિથિ આવે ને કામ પતી જાય એટલે ગંગા નાહ્યાં એમ થતું હતું. ચુનીલાલ આ લગ્નની સામે બહુ નહોતો, પણ છોટાલાલ હત તો આ સ્થિતિ આવત જ નહિ. ટ્રાન્સવાલમાં વહેપારને અંગે છોટાલાલને રોકાવું પડયું એટલે ઘર આગળ સ્ત્રીઓનું રાજ્ય થયું. હિંદુ કન્યાઓની લગ્નમાં મરજી પૂછાતીજ નથી એટલે આવા દાખલા બહુ બનતા નથી; પણ કાકા કે મામાને કન્યા એક ઠેકાણે આપવી હોય ને બાપને બીજે અને માને વળી કોઇ ત્રીજેજ ઠેકાણે આપવી હોય એવા

દાખલા તો બહુ બને છે. આમ છાનાં લગ્ન-પરગામ કે પરશેરીમાં મધ્યરાત્રે-પોલીસના પહેરા સાથે કે ચુપચાપ ઘણાં લગ્ન થાય છે. આવીજ રીતે લગ્ન કરી દેવાની કમળાની માની મરજી હતી. લગ્ન થયા પછી ન્યાતો નિરાંતે જમાડવી, પણ લગ્ન એકદમ કરી દેવાં. કમળા આ જાણતી અને બને તેટલું બબડતી, પણ એની મા માથાની હતી. કમળાને બહાર જવા દેવાની સનાઇ હતી. કોઇ બ્હેનપણી મળવા આવી શકતી નહિ-કાગળ પત્ર માના હાથમાં ગયા વિના આવવા કે જવા દેવાતા નહિ.

કમળા પહેલાં વાંચવા-ભરવા ગૂંથવામાં વખત ગાળતી તેજ કમળાને હમણાં દળવું-ખાંડવું પડતું. સોય-દોરાને અડકાતું નહિ-ચોપડીઓ છાની વાંચે ત્યારે. આ બધાં કરતાં ઘરમાંનાં તમામ એવાં તો મહેણાં મારતાં કે કમળા ઉભીને ઉભી બળી મરતી. રસોઇયણથી માંડીને તે ઠેઠ મા સુધી " પેલી આંધળી મડમડીની શીખવણીથી છકી ગઈ-મડમ સાહેબને તો સાહેબ જોયતો હશે !-ચોપડીઓને ચુલામાંજ નાંખવી પડશે-સાસરે તો જા, પછી વાત-ત્યારેજ રોફ ને મિજાજ નરમ પડશે તો. ' હિંદુ કુટુંબમાં-સામાન્ય કુટુંબમાં નાના મોટાનો ભારજ નથી હોતો. વડિલો છોકરાંના દેખતાં ગમે તેમ બોલે-વર્તે. કાકી-મામી-ભાભી-ભાઈ કે બ્હેનને તેમનાથી નાનાંના દેખતાં ઠપકો આપે-તેમનું વાંકું બોલે, એટલે નાનાં પણ તેમજ કરતાં શીખે. નોકરોનાં દેખતાં ગમે તેમ બેસે-ઉઠે, પુરૂષ વર્ગ બહાર ગયો કે નોકર સાથે ઘરની ન કરવા જેવી વાતો કરે, તેમની સાથે પત્તાં રમે. આથી નોકરવર્ગ ચઢી જાય, છૂટ લે, ગમે તેમ બોલે હસે, વર્તે, એમાં એમનો શો દોષ ! નાનાં નિર્દોષ છોકરાં તો હિંદુસ્તાનમાં જવલ્લેજ હાલના વખતમાં મળે છે. બાલ્યાવસ્થામાં તેમનાં કુમળાં મન ઉપર આવા સંસ્કારો પડે એટલે બાળકોને બદલે સ્ત્રી પુરૂષો હોય એમ' તેઓ વર્તે છે, ગણાય છે.

કમળા આવાજ કુટુંબમાં ઉછરી હતી ખરી, પણ તેના બાપની ચીવટથી, સારી કન્યાશાળાના પ્રસંગથી અને વિલાયતમાં લીલી જેવાંનો પરિચય મળવાથી આ સંસ્કારો નાબુદ થયા હતા. મા—અજ્ઞાન મા તો કહે પણ કુટુંબનાં નાનાં નોકરો કહે તે કમળા સાંખી શકતી નહિ, છતાં સાંખવું પડતું. કોઇ નાનું છોકરૂં કમળાને હસતું તો બધાંએ હસતાં અને છોકરાંને સાબાશી આપતાં, એની પાસે જાણી જોઇને કહેવડાવતાં. કમળા આમ દિવસે દિવસે દુઃખી થતી ગઇ અને ખાંડણીઆમાં ખંડાય એમ ખંડાતી ગઇ.

એક દિવસ આખા કુટુંબની તેના ઉપર પીટ પડતી હતી અને તે સાંભળ્યું ન સાંભળ્યું કરવા કમળા ઘંટી ફેરવતી હતી, ત્યાં એની મા કાગળ લઇ આવીને બોલીઃ “ કમળા રહેવા દે ! આ તારો કાગળ છે. ચાલ મારી સાથે વાંચી સંભળાવ. ”

માદીકરી અંદર ઓરડામાં ગયાં. આ લીલીનો કાગળ કમળાના કાગળનો જવાબ હતો. આટલા દિવસમાં એક કાગળ લખાયો હતો અને આ જવાબ આવ્યો હતો. બીજા કાગળો કાં તો પહોંચ્યા નહોતા અગર ફાડી નાખવામાં આવ્યા હતા.

માઃ “ ચાલ હવે ! બેસ મારી પાસે ને કાગળ વાંચ. બરાબર વાંચજે હો ! એકે અક્ષર રહી ન જાય ! ”

કમળાઃ “ જો સાંભળઃ

“ લીલી ખુશીમાં છે અને લાનોલીમાં હવાપાણી એને માફક છે.”

માઃ “ શું કહ્યું ? તું સમજી પણ હું સમજી નથી. બરાબર તરજુમો કર. ”

રખેને લીલીએ ફજેતી કરી હોય એમ માની કમળા ઉતાવળથી કાગળ ઉપર આંખ ફેરવી ગઇ.

માઃ “ કમળા એમ વાંચવાનો નથી. ચાલ મોટેથી વાંચ ને તરજુમો કર. આમ કેમ ? કાંઇ કાગળમાં છે કે શું ? ”

કમળાઃ " ના, સાંભળઃ

" તારો × × તારીખનો કાગળ મળ્યો. આખરે તને વર મળ્યો. પરમેશ્વર તને સુખી રાખે અને અમે ઇચ્છીએ છીએ કે તું સારી પત્ની થજે. તેં તારી માતાનું કહ્યું માન્યું તે જાણી રાજી થયાં છીએ. એમનો સ્વભાવ બહુજ સારો છે."

માઃ " જો ! શીખ એમાંથી ! કેવી ડાહી છે ! એટલી અક્કલ તારામાં ન આવી ! ખરેખર તે પોતે પણ પરણવા માગતી હશે પણ એને કોણ પરણે ? ચાલ આગળ વાંચ."

કમળાઃ

" આપણે ફરીને નહીં મળીએ તે જાણી દિલગીર છીએ. હું હવે ત્યાં આવવાની નથી. મને અહીંની હવા એટલી માફક છે કે મીસીસ મીલન ત્યાં આવશે તો પણ હું અહીંજ રહીશ. પરણ્યા પછી બને છે તેમ તું ઈંગ્રેજીનો અભ્યાસ છોડીશ નહિ એમ ધારૂં છું. ઈંગ્લાંડમાં તને એ બાબતનું સારૂં જ્ઞાન મળ્યું છે તો રાજનો અડધો કલાક બસ છે."

માઃ " જાણે કે પંડિતાણી હોય એમ શિખામણ દેવા બેઠી છે. વળી બૈરાંને ઈંગ્રેજી શું કરવું છે ? ચાલ વાંચ એકકે અક્ષર કહી ન જાય હોં !"

કમળાઃ

" શેકસપિયર વાંચવાનું ભૂલીશ નહિ. હું ધારૂં છું કે તે તારી પાસે છે. ' મર્ચન્ટ ઓફ વેનીસ ' જરૂર વાંચજે. એ રસિક છે તેમ બોધદાયક પણ છે."

માઃ " એ શું ? એ એના ધરમની ચોપડી તો નથી ને ?"

કમળાઃ " ના; એ તો ઇતિહાસ ને કવિતાની ચોપડી છે."

માઃ " તો તો ઠીક ! આપણાથી બીજાનાં ધરમના પુસ્તકો વંચાયજ નહિ, પાપમાં પડીએ. ચાલ વાંચ આગળ."

કમળા:

"એમાંએ જેસીકાનું ચરિત્ર મંજાનું છે."

મા: "વળી એ કોણ!"

કમળા: "એ ચોપડીમાં એકનું નામ છે."

મા: "વળી એને શું કરવું છે! હશે–ચાલ આગળ."

"તારા બાપ ટ્રાન્સવાલથી ક્યારે આવશે? ત્યાં એમનું કેમ ચાલે છે? ત્યાં અને મુંબાઇની એજન્સીથી પૈસા સારા મળશે."

મા: "તો શામાટે નહિ."

માના મનથી એમજ હતું કે કાગળમાં લગ્નની વિરૂદ્ધ લખ્યું હશે, ઘરના માણસોને ગાળો દીધી હશે; પણ જ્યારે એમાં એવું કાંઇ જોયું નહિ ત્યારે ઉલટી ખુશ થઈ. કમળાએ આગળ ચલાવ્યું:

"મીસ ડેવીસ અને મીસીસ મીલન ખુશીમાં છે. સવારસાંજ ફરવા જઇએ છીએ. એક ઝાપટું પડી ગયું. જો તને ખાસ હરકત ન હોય તો એક દિવસ સવારે કલેકટરને બંગલે જજે. તારાં મા મારી ખાતર એક દિવસ રજા આપશે તો ઉપકાર થશે. ત્યાં મારી ટ્રંકમાં મારી શાલ છે. અહીં જરૂર નહિ પડે એમ ધારી સાથે લાવી નહિ. પણ તે મારી ભૂલ થઇ ગઇ. ટ્રંકમાં કાગળની પેટીમાં તે છે. બટલરને કહેજે કે તને કાગળ ને દોરી આપશે. બરાબર પેક કરી સરનામું ચોકખું કરજે અને ઘેર આવતાં પોસ્ટ ઑફિસમાં પાર્સલ કરજે. જેમ બને તેમ જલ્દી કરજે, કારણ અહીં ટાઢ બહુ છે. આટલું કરીશ તો ઉપકાર."

મા: "કલેકટર કે બટલરને બારોબાર લખ્યું હત તો શું થાત!"

કમળા: "કારણ આ રહ્યું!"

"આ તસ્દી તને આપવી પડે છે, પણ શું કરૂં! કલેકટર ડિસ્ટ્રીકટમાં છે અને બટલર મારી પેટી ઉઘાડે ને અંદર ફેંદી નાંખે એ મને ગમતું નથી. લગ્નભેટ મારે મોકલવી છે. તને શું ગમે છે! મોતીનાં કંકણ કે હાર! માને પૂછજે. તારા તરફ મારો કેટલો સ્નેહ

છે તે બતાવવા માટે કિમતી ચીજ મોકલવા ધારું છું. પરમેશ્વર તને સુખી રાખે અને તારી માની માફક તું પણ સાસરામાં માનીતી થા એવું ઇચ્છીએ છીએ.

તારી સદાની

**લીલી.**"

તા. ક.—બટલર તને કુંચી આપશે. મેં એને બારોબાર કાગળ લખ્યો છે. કામ થઈ રહે એટલે કુંચી પાછી એને સોંપજે.

મા: "મોતીનો હાર કે કંકણ! કલ્પવૃક્ષ નીચે બેસીએ ને ભૂખ્યાં રહીયે તો શા કામનું?"

કમળા: "મા! હું શાલ કાઢવા કયારે જાઉં? લીલી બિચારી ટાઢે હેરાન થતી હશે."

મા: "શાલ! હા! ને થઈ પડશે. પણ તને એકલી જવા નહિ દઉં."

કમળા: "એમાં શું? ઘણીએ વાર ગઇ છું ને ગાડીમાં જવું છે! કયાં હીંડતાં જવું છે!

મા: "હા, તે હશે! પણ હવે ન જવાય. કાં તો હું સાથે આવીશ અગર તો ફોઇ આવશે. તું ગાડીમાં બેસજે ને માણુસ પાર્સલ કરી આવશે, અગર ફોઇ સાથે જશે. તારી સાસુ જાણે કે મેં તને એકલી મોકલી છે, તો મારો જીવ લે. હવે એકલા જવાનું ને સાહેબ લોકોમાં જવા આવવાનું ગયું."

કમળા: "પણ મારાં સાસુ તો મરી ગયાં છે."

મા: "સાસુ નહિ તો કાકીજી તો છે. ચાલ હવે હું જાઉં છું. તું વાંચ વાંચવું હોય તો. જો કે મને મારી મા ચોપડીનું નામ દેતાં ખાવા ધાતી. એ તો હું જ સારી છું કે લાડ લડાવું છું. કાગળ લાવ."

કમળા: "મા! મેં બરાબર તરજુમો કર્યો છે."

મા : " તે હશે ! છતાં હું મગન પાસે વંચાવી જોઇશ, ત્યારે મને ખાત્રી થશે. કમળાએ કાગળ આપ્યો એટલે મા બહાર ગઇ અને કમળાએ શેકસંપીઅરમાંથી મર્ચન્ટ ઓફ્ વેનીસનો ભાગ વાંચવા માંડયો."

મગને કાગળ વાંચી સંભળાવ્યો, ત્યારે જ મા શાંત થયાં. શેકસપીઅર અને મર્ચન્ટ ઓફ્ વેનીસ વિષે પૂછ્યું. મગને શેકસપીઅર વાંચ્યો નહોતો. ઇંગ્રેજી પાંચમા ધોરણથી નોકરીમાં પડયો હતો. એટલે ઇંગ્રેજી વાંચવાનો અભ્યાસ નહોતો–તેમજ શોખ નહોતો. આથી પોતાનું કહેવું ખરૂંજ માનતો–મનાવતો: તેમ તેની ભૂલો પણ ગંભીર થતી.

તેના કહેવા પ્રમાણે " શેકસપીઅર ડાકટર હતો. નાટક લખતો હતો. તેને વેપારીઓ–મહેતાજીઓ–રાજાઓ–ચોરોની સાથે સારી ઓળખાણ હતી. 'મર્ચન્ટ ઓફ્ વેનીસ' આનો એક મિત્ર હતો. તે જાતે યાહુદી હતો. વેપારીએ એક શેર માંસ લઇ પોતાની છોકરી જેસીકાને વેચી હતી. પણ જેસીકા કૉર્ટમાં જઇ આવી રીતનું વેચાણ થાય નહિ એમ બોલી હતી. બાપની સામા થઈ માએ પસંદ કરેલા વર સાથે પરણી. એના વર પાસે ઝવાહીરની ત્રણ પેટી હતી અને ત્રણ તો મ્હોટાં વહાણ હતાં. જેસીકા તેના ધણીની માનીતી સ્ત્રી થઇ." એ વાર્તા વાંચવાથી છોકરીઓ કહ્યાગરી થાય છે."

ઇંગ્રેજી ભણેલાએ આટલી ખાત્રી કરી પછી માના મનમાં કાંઇજ શંકા રહી નહિ અને તે શાંત થઈ ગઇ.

બીજે દિવસે પોતેજ કમળાને કહ્યા વિના ગાડીમાં બેસી કલેક્ટરને ત્યાં ગઈ પણ બટલરે બીજા કોઇને કુંચી આપવા ના પાડી. કમળાની મા નિરાશ થઈ ઘેર પાછી આવી.

બીજે દિવસે લાનોલીથી બીજો કાગળ આવ્યો ને માએ કહ્યું : " કમળા ! લખ કે બે દિવસમાં મોકલી આપીશું. એનું કામ નહિ થાય તો મોતીનો હાર નહિ આવે. તારા બાપને પણ કાગળ લખ.

તારી પાસે સરનામું તો છે. લખ કે નમુના મોકલ્યા છે અને તારો ભાઈ લાહોર–દીલ્લી–મદ્રાસ થઈને આવશે."

કમળા : "ભાભી માટે કાંઈ લખવું છે?"

મા ; "એને શું હોય! તે તો બિચારી ભલી છે. ભાઇને વહુ વગર ગમતું નથી, એટલે વહેપારમાં મન ચોંટતું નથી. તારાં લગન થયા પછી તરતજ એને મોકલીશ, જ્યાં એ હશે ત્યાં."

મા ગઇ અને કમળાએ નિશ્વાસ નાંખ્યો. તે બડબડી–' પણ જેસીકાને તો લોરેંઝો મદદ કરનાર હતો. મારે કોણ છે?'



## પ્રકરણ ૨૫ મું

---

### ટપાલનું પાર્સલ કે કબુતરની પાંખ !

કમળા આજ ઘણે દિવસે કલેક્ટરના બંગલે આવી. આજ બંગલામાં તે અનેક વાર લીલીને મળી હતી. અનેક વાર પોતાનાં દુઃખો રડી હૃદયની શાંતિ મેળવી હતી. આજ બંગલામાં જીવનલાલની સાથે વાતો કરી હતી, તેને જોઇ સંતોષ મેળવ્યો હતો. તેને મળવા-તેના ચ્હેરાનાં દર્શન કરવા તલપાપડ થઇ બારીએથી ડોકીયાં કર્યાં હતાં તેજ બંગલો, તેજ બાગ, તેજ ફુલફૂલ, તેજ ઓટલો જ્યાં આજ બધું નિઃસત્વ-નિસ્તેજ-નિર્માલ્ય લાગતું હતું. ત્યાં નહોતી આશા લીલીની કે નહોતી આશા જીવનલાલની. એથી ઉલટું હૃદયમા ભવિષ્યની ચિંતા હતી-વૃદ્ધ-નિરક્ષર પુરૂષ સાથે પરણવાનો ભય હતો

કાળો શાહી જેવો પણ સફેદ લુગડાં પહેરી બટલર ઓટલા ઉપર ઉભો હતો અને બાંકડા ઉપર પટાવાળો પણ ચકચકતો પટો ; ધોળાં લુગડાં પહેરી બેઠો હતો. કમળાને પોતાને ત્યાંનો રસોઇઓ !

અને નોકર સાંભર્યો. મેલું ઘાંચી જેવું અબોટીયું કે પંચીયું પહેરનારો-લોટા પાણીથી નહાનારો-ને કાળું શાહી જેવું જનોઇ-શરીરે દાદર-ખસથી ભરેલો રસોઇઓ-બ્રાહ્મણ રસોઇઓ અને મેલો પટો-તેલ શાહીના ડાઘવાળાં લુગડાંવાળો સીપાઇ વગેરેનો વિચાર થતાં 'સુઘડતા-સ્વચ્છતામાં આપણે હજી કેટલું શિખવાનું છે.' એમ કહી નિશ્વાસ નાંખ્યો.

કમળાની ગાડી બંગલામાં દાખલ થતાંજ સીપાઇ ઉભો થયો. ગાડી પાસે જઇ બારણું ઉઘાડયું ને કમળાને નીચા વળી સલામ કરી. કમળા ઉતરી કે તરતજ તેની પાછળ તેની ફોઈ ઉતર્યાં. કમળા શું કરે છે તે જોવા-તેની દરેક હિલચાલ ધ્યાનમાં રાખવા ફોઇને કહેવામાં આવ્યું હતું. બંને ઓટલાના પગથીયા ઉપર ચઢયાં કે તરતજ બટલરે આઘા ખસી સલામ કરી.

કમળા : "મીસ લીલીની ટ્રંકમાંથી મારે કાંઇક કાઢવું છે."

બટલર : "શાલ ! જી ! આપને કુંચી આપવાનું મને લખ્યું છે. આપ પછી પેટી બંધ કરી કુંચી મને પાછી આપશો."

આટલું કહી બટલરે કુંચી ધરી. કમળાનું આટલું માનઃ એને સીપાઇ સપરાં આમ લળી લળીને સલામ કરતા, તે જોઇ ફોઇ ખુશ થયાં. કુંચી લેતાંજ કમળાએ બટલર પાસે પેક કરવાને કાગળ-દોરી અને નામ લખી બાંધવાને કાર્ડ માગ્યું. આ સઘળું ઉપર મીસ લીલીવાળા ઓરડામાં તૈયારજ હતું એટલે કમળા ઉપર ચઢી; તેની સાથે ફોઈ પણ ચાલ્યાં. તે જોઇ બટલર બોલ્યો : "મેમસાબ ! એક જ જણને ઉપર જવાનો હુકમ છે. બીજો કાગળ છે ?"

ફોઇનું અહીં ચાલે એમ નહોતું. એટલે નીચે ખુરશી ઉપર બેઠાં અને કમળા એકલી ઉપર ગઇ.

ગાડીવાને ગાડી બંગલા બહાર ઝાડ તળે ઉભી રાખી. તે નીચે ઉતરી ઘોડા પાસે બેઠો. ઘોડાને બબ્બે તણખલાં ઘાસ ખવડાવતો

ઘોડાના મ્હોં નીચે જ બેઠો. થોડી વાર સુધી વાટ જોઇ, પણ હજી કોઇ ન આવ્યું માની ગાડી મૂકી તે કલેક્ટરના તબેલામાં ગાડીવાન સાથે વાતો કરવા ગયો.

અડધો કલાક થયો, પણ કમળા ઉતરી નહિ. ફોઇને આરામ ખુરશી ઉપર જરા ઉંઘ આવી ગઇ હતી તે એકદમ ઊભી થઇ ને બટલરને બુમ પાડી કમળાને બોલાવવા ફરમાવ્યું. બટલરે એટલોજ ઉત્તર આપ્યો કે : " મેમસાબ પેકેટ બાંધે છે."

ફોઇ : " હા, પણ જઇને કહે કે જલ્દી કરે; નહિ તો ટપાલનો વખત થઇ જશે."

થોડીવાર થતાંજ કમળા નીચે ઉતરી. બટલરના હાથમાં પાર્સલ હતું. બટલરે પાર્સલ ગાડીમાં મૂક્યું.

કમળા : ફોઈ ! શાલ ટ્રંકમાં છેક નીચે હતી એટલે બધું કાઢતાં ને પાછું ગોઠવતાં વાર થઇ. શાલ ન બગડે માટે નીચે કાગળ મૂકવો ઠીક ધારી કાગળ શોધ્યો તે કેમે જડ્યો નહિ. ચાલો, હવે તૈયાર છે. બટલર ! આ કુંચી. આપણે પોસ્ટ ઑફિસમાં થઇ ઘેર જઇશું.

કમળા બંગલાનાં પગથીયાં ઉતરી ગાડી તરફ જતી હતી ત્યાં ફોઇએ તેને રોકી પૂછ્યું: " પણ પાર્સલના પૈસા કોણ આપશે ? મારી પાસે કાંઈ નથી. તારી પાસે છે ?"

કમળા : " મને માએ કાંઇ આપ્યું નથી."

આ બેની વાતચીત સાંભળતાંજ બટલરે ગજવામાંથી પાકીટ કાઢ્યું ને માગવાની વાટ જોતો ઉભો.

કમળા : " પાંચ રૂપીઆ આપ. એટલા બસ છે."

બટલરે રૂપીઆ આપ્યા તેવાજ કમળાએ ફોઇને આપ્યા, કારણ કે પાર્સલ કરવાનું હતું. બટલરને કલેક્ટર-સાહેબ આવે ત્યારે હિસાબ આપવાનું કહી ગાડીમાં બેસી બંને ગયાં.

ગાડી પોસ્ટ ઑફિસ તરફ હાંકી. ભદ્રના કિલ્લામાંજ વિશાળ પોસ્ટ ઑફિસ આવી રહી છે અને એના ઓટલા ઉપર–અંદર તેમજ બહાર આખો દિવસ ધમાલ નજરે પડે છે. પુરૂષ–સ્ત્રી–બાળક–સદ્‌ગૃહસ્થ–પટાવાળા–ગરીબ–તવંગર કોઈ ટીકીટ લેવા, કોઈ મનીઑર્ડર માટે–કોઇ પાર્સલ કરાવવા, તો કોઇ ટપાલના કાગળ નાખવા આવતાં જતાં નજરે પડે છે. બારી પાસે લોકોનું ટોળું હતું. પહેલાં જવા ને વહેલા પતવા હરીફાઈ ચાલતી હતી, અંદર અંદર લડાઈ ચાલતી અને લાંબા હાથ કરી ફોરમ–પાર્સલ–રૂપીઆ ધરાતા હતા. અંદર માસ્તર બબડતો ફફડતો કાગળ–ફોરમ–પાર્સલ લેતો અને એના ઉપર અધુરૂં સરનામું–ખોટો રૂપીઓ કે એવી ખામી મળી આવતાં ચીડાઈ તે પાછું ફેંકતો. આ ટોળામાં ફોઈ પાર્સલ ને બે રૂપીઆ લઇ પેઠાં. પાર્સલ જોખાવવું, તેને ટીકીટો ચોઢવી અને રીસીટ લેવી એટલું કામ હતું. કલાકમાં ફોઇ પાછાં નહિ આવે એમ માની ગાડીવાન ને પટાવાળા નીચે ઉતરી ઘોડા પાસે હમેશની માફક બેઠા.

રસ્તામાં ગાડીઓ–ગાડાં જતાં આવતાં હતાં, વચમાં વચમાં સાઇકલોની ઘંટડીનો અવાજ આવતો. કચેરીઓ ભદ્રમાં હોવાથી લોકોની ધમાલ ઓછી નહોતી, તેમજ ભદ્રકાળી માતામાંથી ઘંટના અવાજ વારંવાર આવતા હતા. સામે નિશાળમાં બપોરની છૂટી હોવાથી છોકરાંઓ દોડમદોડા અને ઘોંઘાટ કરતા હતા, તેમજ લાયબ્રેરીમાં બહાર ખુરશી ઉપર બેઠેલા વકીલો રસ્તાપર જોતા–પેપરો વાંચવાનો ડોળ કરતા અને કમાઈ ન હોવાની ચિંતા કરતા હતા. ચાહની હૉટેલમાં પ્યાલાનો ખડખડાટ વધ્યો હતો.

ગાડીવાન અને પટાવાળા આગળ પાછળ શું બને છે, તેના ઉપર જરાયે લક્ષ આપતા નહોતા. તેઓ તો તેમની વાતમાં તલ્લીન હતા. કલેકટરના ગાડીવાનની વહુ માંદી હતી–લવતી હતી–એની શોક વળગી હતી. આજ રાત્રે ભૂવાને બોલાવી ભૂત કાઢવાનું નક્કી કર્યું હતું. ‘ મરચાંનો ધુમાડો અને સાટકા પડશે એટલે ભૂત ચાલ્યું

જશે. અરે ! એ તો જબરૂં ભૂત છે. કેવું કેવું બોલે છે ને ક્યાં વળગ્યું–કોણ છે વગેરે કહે છે–, વાતમાં ને વાતમાં કેટલો વખત ગયો તેની કોઇને ખબર પડી નહિ ને ત્યાં ફોઈ આવી પહોંચ્યાં. ફોઇને જોતાંજ ગાડીવાન ગાડી તરફ દોડયો–ને પટાવાળાએ બારણું ઉઘાડયું–પણ ફોઇએ ગાડીમાં પગ મૂકતાંજ બહાર નીકળી, બુમ પાડી : " કમળા ક્યાં ?"

પટાવાળાએ અંદર જોવાની તસ્દીજ ન લીધી ને તે બોલ્યો : " અંદર. "

ફોઇ : " અંદર તો કોઈ નથી. મૂર્ખાં જેવા ! બે જણા હતા તોએ એટલી સંભાળ ન રાખી ?"

ગાડીવાને ઉપરથીજ, પડવાની બીક ન રાખી વાંકા વળી અંદર જોયું ને બુમાબુમથી લોકનું ટોળું ભેગું થવા માંડયું.

ગાડીવાન : " કેમ ! બેન અંદર નથી ?"

ફોઈ : " ના ! પોસ્ટ ઑફિસમાં ગઈ હશે–ત્યાં જોઉં."

આટલું બોલી ફોઈ ફરી પોસ્ટ ઑફિસ તરફ ગઇ.ત્યાં પાર્સલ ઑફિસ, અંદર સ્ટાંપ વેચાય છે ત્યાં, બધે જોયું; પણ કમળા દેખાઇ નહિ. ગભરાયેલા પટાવાળા ને ગાડીવાને ગાડીમાં જોયું, ગાડીની ગાદી ઉપાડી. ગાડીમાં બેઠક નીચે જોયું. જાણે કે રૂપીઓજ પડી ગયો હોય નહિ !

ગાડીવાન: અરે ! બહેન અંદરજ હતાં. મેં પોતેજ હમણાંજ જોયાં હતાં. "

જાણે કે વાતમાં હતો છતાં ધ્યાન ગાડીમાં રાખ્યું હોય નહિ.

ફોઈ આવતાંની સાથેજ બંને નોકર ઉપર ગુસ્સે થયાં. બંને જણાએ સોગન ખાઇ કહ્યું કે– તમે આવતાં હતાં ત્યારે બેને ડોકીયું કર્યું હતું અને તે અમે જોયું હતું.' લોકો ભેગા થયા અને મન માનતા ખુલાસા આપવા લાગ્યા. એક જણે કહ્યું કે 'હમણાંજ એક બાઇ ગાડીમાંથી ઉતરી જતાં દેખાઇ હતી.' લોકડાના ભાગ-

વાળાએ કહ્યું કે 'એક બાઈ દમણુંજ માતાના દર્શન કરવા ગયાં છે.' એક વૃદ્ધ વાણીઓ લાકડી ઉપર ટેકો દેતો બોલ્યો–' અરે તમે ભૂલતા હશો! ઘેરથી એકલાંજ આવ્યા હશો. બાકી દહાડે દિવસે એમ માણસ ખોવાય?' રસ્તામાં વ્યવહાર બંધ થયો, લોકોનું ટોળું વધવા લાગ્યું. નિશાળના છોકરાંઓની રમત બંધ પડી ને મદારીનો ખેલ થાય છે એમ માની છોકરાં માથાં મારી આગળ ઉભાં રહેવા ધક્કા મારવા લાગ્યાં. એટલામાં ગાડીવાનને નવોજ વિચાર સુઝયો હોય તેમ બોલી ઉઠ્યો: " વખત છે બહેન પાછાં કલેક્ટર સાહેબને બંગલે ગયાં હશે."

'હોય' એમ કહી તપાસ કરવા અને લોકોના ટોળાંથી કંટાળી કોઇ ગાડીમાં બેસી કલેક્ટરના બંગલા તરફ ગયાં. ગાડીવાને ઘોડાને ચાબુકો ઉપર ચાબુકો મારવા માંડી ને ગાડી પૂરપાટ દોડવાથી કોઈ અંદર અથડાવા લાગ્યાં. રસ્તામાં એકાદ જણ ગાડી તળે આવ્યું પણ હત, પરંતુ સારા નસીબે એવું કાંઇ થયું નહિ.

ગાડી કલેક્ટરના બંગલે આવી, ત્યાં બટલર ઉભો હતો; તેણે શાંતિથી કમળા ગુમ થવાના સમાચાર સાંભળ્યા અને બંગલામાં કોઇ નથી એમ કહ્યું. કોઈએ માન્યું નહિ અને તે તો બંગલામાં શોધી વળ્યાં. કલેક્ટરની ગાડી હાંકનાર અને તેના છોકરાં–ભંગી–ધોબી ભેગાં થયા અને આમ થવામાં ગાડીવાનની વહુના ભૂતનો હાથ હોવોજ જોઇએ, એમ બધાંને ખાત્રીપૂર્વક લાગ્યું.

એકજણ બોલ્યું: " આજ સાંજે વાત. ભૂતને જ કહેવડાવીશું કે બેનને ખોળી આપે!"

કોઈ બંગલાનો ખૂણેખાચરો જોઈ વળ્યાં. કમળા ન મળી 'હવે શું કરવું? ઘેર શું મ્હોં લઇ જઇશ! ભાભીનો જીવ ડોળાઇ જશે' એ બ્હીકે કોઇ રોવા લાગ્યાં. બધાંએ સમજાવ્યાં ને બટલરે કહ્યું કે 'વખત છે મીસી ઘેર ગયાં હશે, માટે ઘેર તપાસ કરી પછી પોલીસને ખબર આપવી. આજકાલ મીસીઓને ખોટી 'થવું' ગમતું'

મીલન કલેક્ટરનું કોઈ માણસ કે ગાડી આવ્યું છે ?"

ટીકીટ કલેક્ટર: "હા. સ્ટેશન માસ્તરને ખબર કરૂં છું."

ટીકીટો લઇ ઝાંપો બંધ કરી ટીકીટ કલેક્ટર સ્ટેશન માસ્તરને ખબર કરવા ગયો. લાલબુમ, બીડી પીતો, ધીરે ધીરે સ્ટેશન માસ્તર આવ્યો ને નોકરને–આયા જેવીને સલામ શી ! ધારી બોલ્યો: "તમે કલેક્ટરને બંગલે જવા માંગો છો ? તમારી પાસે કાગળ છે ?"

તે યુરેઝીઅન કન્યાએ હેન્ડબેગમાંથી એક ચીઠ્ઠી કાઢી, સ્ટેશન માસ્તરને ધરી. તેના ઉપર નીચે પ્રમાણે લખ્યું હતું.

"મારી આયા 'રોઝેરીઓ' ને મહેરબાની કરી મારે ત્યાં સેફ્લાવર હાઉસ, વુડલેન્ડ. **લાનોલી** મોકલી આપશો.

તમારી, મીસીસ મીલન."

સ્ટેશન માસ્તર: "એજ અક્ષર. તમારે ચાહ–નાસ્તો લેવો હોય તો રીફ્રેશમેંટ રૂમમાંથી તજવીજ કરૂં. એક રૂપીઓ પડશે. ઠીક ! નાસ્તો લઇ લ્યો, એટલામાં હું ગાડી માણસની તજવીજ કરૂં છું."

રોઝેરીઓ રીફ્રેશમેંટ રૂમમાં નાસ્તો લેવા ગઇ, ત્યાં ફળ–ચાહ બીસ્કીટ ખાઈ તાજી થઇ. માણસ મળેથી બંગલા તરફ થઈ.

સ્ટેશન માસ્તરે ટીકીટ કલેક્ટરને કહ્યું: "યુરોપીઅન બાનુઓ આટલી બધી દેશી આયા તરફ માનથી કેમ વર્તતી હશે, તે સમજ પડતી નથી. જો કે છે આયા, છતાં મેમ સાહેબની પેઠે રોફ છે. નોકરોને આટલી બધી અનુકૂળતા શી, અને વળી તેને ગાડી–માણસથી પહોંચાડવાનું કામ આપણને પાછું સોંપ્યું."

ટીકીટ કલેક્ટર: "હા. સાહેબ ! તારનો અવાજ સંભળાય છે. માફ કરજો ! આજ કેમ આવો તાર છે ? કાંઇ થયું લાગે છે. ભયનો તાર છે ?

સ્ટેશન માસ્તર સમજ્યો કે રસ્તામાં ગાડી ઉંધી વળી ને વળી ગાધાકુટ, આવી તેથી ટીકીટ કલેક્ટરની પાછળ તાર ઑફિસમાં ગયો

ને પૂછ્યું: "શું છે ?"

ટીકીટ કલેક્ટર: "અમદાવાદનો પોલીસ ઇન્સ્પેક્ટર પૂછે છે કે કોઇ દેશી સ્ત્રી–ગુજરાતી છોકરી સાડીને કબજાવાળી–ઘરેણાં પહેરેલાં છે એવી અહીં ઉતરી છે ?"

સ્ટેશન માસ્તર: "અહીં એવું કોઇ ઉતર્યું નથી, એમ કહો, એક યુરેઝીઅન આયાજ ઉતરી છે અને તેની તો અહીં એ ચાર દિવસથી રાહ જોવાતી હતી. એનું નામ આપ્રસાએલા રોઝેરીઓ છે. તેઓ કોની તપાસ કરે છે ?"

ટીટીટ કલેક્ટર: "તેઓ નામ દેતા નથી."

સ્ટેશન માસ્તર: "કહો કે કોઈ કુવા હવાડામાં તપાસ કરે. દેશી છોકરીઓને ટ્રેઇનમાં નાસી જવાની હિંમત હોતી નથી. ધણી મારે કે સાસુ લડે કે તરત કુવામાં પડે કે ઝેર ખાય. વળી તેજ પળે ધણી બીજી પરણે. 'બાયડી મરે ને હાંલ્લુ ફુટ્યું' સરખું."

આખરે કબુતરની પાંખો આવી અને ત્રાસ પામેલી કન્યા શાંત ચિત્તે આરામની જગાએ પહોંચી. જો ઇંગ્લાંડની કેળવણી સાથે લીલી જેવીની સોબત ન હોત તો કુવો—હવાડો અગર બંદુકથી આ નિર્દોષ–કોમળ કન્યાનો અંત આવ્યો હત.

## પ્રકરણ ૨૯ મું

---

### શાપનો પ્રકાર—બદલાનો નિશ્ચય

આસિસ્ટંટ કલેકટર મી: જીવનલાલનો પત્તો ન નહોતો. ઘણાજ દિવસ થયાં–જાત્રાએ ગયા પછી એક પણ કાગળ નહોતો એટલે પુત્રવત્સલ માજીને ચિંતા થતી હતી. બીજે બદલી થઇ હોય તો જુદી વાત, નહિ તો રજા પૂરી થઇ હતી એટલે હાજર થવુંજ જોઇએ. મી. મીલન વગેરેને પૂછાવ્યું હતું, પણ બીજી રજા માત્ર મંગાવ્યાના સમાચાર સિવાય બીજી કાંઇ ખબર મળી નહોતી. ભગવાનજી પણ આવ્યો નહોતો, એટલે તે પણ જ્યાં હશે ત્યાં સાથેજ હશે. કાંઇ અશુભ સમાચાર હોય તો ભગવાનજી પાછો આવે—એ વિચારે તો બીજી કાંઇ અશુભ કલ્પના થઇ નહોતી.

શાંતિ એકલી આવી હતી. તેણે એમ કહ્યું હતું કે–" મંદિરમાં ભૈરવીની પૂજા કરી, ભૈરવનાથનાં દર્શન કરવા અમે બંને સાથે ગયાં હતાં. ત્યાં કોઇએ મને એકલીને પકડી, મેં બુમ પાડી, બારણાં બંધ થયાં, થોડીવાર ગભરાયેલી સ્થિતિમાં રહી ત્યાં સુધી શું થયું તેની મને ખબર ન પડી; પણ પછી મ્હારી પથારી પાસે

મહાત્માને જોયા. મહાત્મા મને શાંત કરતા હતા. ગુરૂ ઉપદેશ આપવામાં અહીં 'એમણે' વિઘ્ન નાંખ્યું હતું, માટે તેઓ ત્યાં આવ્યા હતા. ત્યાં પણ મહાત્માનો ઉપદેશ લેવા જવામાં પાછા 'તેઓ' વિઘ્ન ન નાંખે માટે આવી રીતે ઉપદેશ આપ્યો—કંઠી બાંધી. મહાત્માજીએ બીજું કાંઈ અપમાન કર્યું નથી. એમના ઉપર આક્ષેપ મૂકવાનો નથી. બીજી સ્ત્રીઓ ગમે તેવી હશે. પણ હું મારા બાપની લાજ ખોઉં એવી નથી. ત્યાર પછી મેં 'એમને' જોયા નથી. તેઓ કદાચ ચીડાયા હશે ખરા. મહાત્માજીએ કહ્યું કે તે તો પેલીને મળવા લાનોલી જવાનો છે ને ત્યાંથી બારોબાર અમદાવાદ જશે. પૂજારીને એમને ખબર કરવા કહ્યું હતું. મહાત્મા પછી મને અહીં સુધી મૂકી ગયા ને સ્ટેશનથી હું માણસ સાથે અહીં આવી. રસ્તામાં લગાર હરકત તો પડી પણ યાત્રા થઈ. પૂજામાં જરાએ વાંધો નહોતો. મહાત્માના ઉપદેશ પછી મેં તુર્તજ 'એમની' ખબર કાઢી, ત્યારે પૂજારીએ કહ્યું કે એતો ગયા. મેં ધાર્યું કે તેઓ ચીડાઈને ગયા હશે."

શાંતિની આ વાત, મહાત્માનું નામ ન આવ્યું હત તો કોઈ માનત નહિ. પણ મહાત્મા માજીને કાશીમાં મળ્યા હતા. એમનાજ આગ્રહથી ભૈરવનાથની યાત્રા નક્કી કરવામાં આવી હતી અને આસિસ્ટંટ કલેકટરનો મહાત્મા માટે અભિપ્રાય—મહાત્મા આવેલા તે વખતની તેની વર્તણુંકથી જાણીતો હતો, એટલે શાંતિના હિતને માટે આસિસ્ટંટ કલેકટરના પોતાના હિતને માટે—કુટુંબના હિતને માટે મહાત્માને જુલમ—તરકટ કરવું પડયું હશે એમ સર્વેને લાગ્યું. છોકરાંના હિતને માટે માબાપ તેમને જકડી એ પગ વચ્ચે રાખી કડવી દવા પાય છે, તેમ જ્યારે આસિસ્ટંટ કલેકટર જેવો ન સમજે અને શાંતિને સારો દિવસ આવે તે માટેના મહાત્માના નિઃસ્વાર્થ યત્નમાં વિઘ્ન નાંખે, ત્યારે મહાત્મા બીજું શું કરે ? માજીને આ હકીકત ખરી લાગી, ને જીવનલાલ લાનોલી ગયો હશે, એટલે રજા પૂરી

થયે આવશે એમ માની બેઠી હતી. છતાં પુત્રવત્સલ માતાના મનમાં અનેક તર્કવિતર્કો થયા કરતા હતા. શાંતિને પતિ તરફ સ્નેહ હતો કે નહિ તે કોણ જાણે, પણ લાગણી તો હતી. સૌભાગ્યનું સાધન છે. પતિ શરીરનો એકલો માલિક છે એમ તે માનતી એટલે એને કાંઈ થાય તો જીવન ધૂળ થાય. એની સ્થિતિ સારી હોય તો લુગડાં ઘરેણાં મળે એટલું તો ખરૂં. મહાત્મા આત્માનું કલ્યાણ કરવા માગતા હતા. ધર્મના નેતા, પ્રભુના વકીલ હતા, તે પતિ કરતાં વધારે ખરા. શરિરના સ્વામી પતિ, પણ આત્માના માલિક તો મહાત્મા. પોતે આત્માનું કલ્યાણ કરી પતિનું પણ હિત કરી શકે એમ હતી એટલે ક્ષણવાર પતિ ચીડાય—ચીડાય તોએ શું, એમ માની, પ્રથમ ગભરાઈ છતાં—મહાત્માને જોતાં શાંત થઈ હતી. મહાત્માના શબ્દ ઉપર વિશ્વાસ રાખી પતિની શોધ માટે વલખાં ન મારતાં તે ઘેર આવી.

બે અઢી મહિને એક કાગળ છાપ વગરનો આવ્યો. કાગળ ગીરધરલાલ ઉપર હતો, તેમાં એટલુંજ લખ્યું હતું કે તે સખ્ત મંદવાડે પડ્યો હતો. ઘેર ક્યારે આવશે તે સંબંધી કાંઇજ સૂચન નહોતું. શાંતિએ પત્ર વંચાતો સાંભળ્યો અને સાંભળતાં જ તેની ચિંતા વધીઃ—'સખ્તમાંદગી! શું! ગુરૂનો શાપ લાગ્યો? મહાત્માએ તરકટ તો નહિ કર્યું હોય! મંદિરમાંથી ચિડાઇને ચાલ્યા ગયા એ ખોટું તો નહિ હોય! એમ જાય નહિ! પીસ્તોલ લઇ તે દિવસ ઉભા રહ્યા હતા તે કાંઇ એમ ચાલ્યા જાય! જાય તો જાય પણ ફરી ઘેર કે ત્યાં તપાસ ન કરે?' આ વિચાર માંદગીના ખબર આવ્યા ત્યારે સૂઝ્યા. 'રખેને મહાત્માએ ક્રોધમાં—વૈરમાં એમના શરીરને નુકશાન કર્યું હોય?' મહાત્માના શાપનો અર્થ આવો છે એવું સ્વપ્ન પણ શાંતિને આવ્યું નહોતું. શાપથી—મહાત્માના પ્રભાવથી જીવનલાભથી બોલાશે નહિ—જીભ તોતડાશે—ઘાંટો બેસશે, એમ જ માન્યું હતું. ત્યાં મંદિરમાં બનેલા બનાવની ખબર હત, એની જરાએ શંકા પડી હત, તે તો 'તે સાબી થાત—પતિને એવી સ્થિતિમાં આવવા દેત જ નહિ.

શાંતિ આમ નિશ્ચિંત તો નહિ પણ બેકાળજીવાળી હતી ત્યારે આસિસ્ટંટ કલેકટરને તો શાંતિ પ્રત્યે ક્રોધ–તિરસ્કાર–અભાવ ઉત્પન્ન થયાં હતાં. પરિણામથી એ તો એવા જ નિશ્ચય ઉપર આવ્યો હતો કે 'શાંતિ મહાત્માના તરકટમાં સામીલ હોવી જોઇએ અને પોતાને જન્મભર દુઃખી કરનાર–જીવન નિઃસત્વ બનાવનાર શાંતિ જ છે.'

ભૈરવનાથના મંદિર આગળ જીવનલાલને પકડી બે જણા ઉપાડી ગયા. ગુફામાં એક અંધારી ઓરડી હતી ત્યાં પથારી પાથરી હતી તેના ઉપર નાંખ્યો. એક જણે આંખે સજ્જડ પાટો બાંધ્યો ને બીજાએ દીવો સળગાવ્યો. આ બેમાં એક હકીમ હતો. તેણે કહ્યું: "તમે ગભરાઓ છો શું કામ! તમારી જીભ ઉપર કાંઇ થયું છે તે આમ સહજમાં દુરસ્ત કરી નાખું છું." એક જણાએ આસિસ્ટંટ કલેકટરનું મ્હોં પહોળું કર્યું, આસિસ્ટંટ કલેકટરે ઘણાં પછાડા માર્યા, સામો થયો; પણ તેના હાથ પગ બાંધેલા હતા એટલે કાંઈ ચાલ્યું નહિં. મ્હો બંધ કરવા બહુ ફાંફા માર્યાં, પણ નિરૂપાય થઈ થાકીને પડી રહ્યો. એક ક્ષણમાં જીભ ઉપર કાપો પડયો ને આસિસ્ટંટ કલેકટરે કારમી ચીસ પાડી–ચીસ પાડતાં જ તે બેશુદ્ધ થયો. લોહી વહેવા લાગ્યું ને મોત આવ્યું એમ સમજ્યો. હકીમ દવા ભભરાવી, એને એમને એમ મૂકી માણસને લઈ ચાલ્યો ગયો. પૂજારીને–વૃદ્ધબાવાને પેલાની દેખરેખ રાખવા કહ્યું. પણ બાવો કાંઈ સમજ્યો નહોતો. જીભ ઉપર કંઇક થતું હશે, એમ માની બેઠો હતો; પણ તેને ઓરડીમાં પૂરવાનું કારણ સમજી શકયો નહોતો. 'હશે! મહાત્માના કામમાં વચમાં ન પડવું! મોટાનાં કામ જ એવાં!' એમ કરી તે શાંત પડયો હતો.

આસિસ્ટંટ કલેકટરને ચાર કલાકે ભાન આવ્યું. માનસિક ચિંતા ને લોહીના વહેવાથી આવેલી નબળાઇને લીધે જીવનલાલ એમને એમ પડી રહ્યો હતો. તે એમ જ માનતો હતો કે હવે પોતે ઉઠવાનો નથી. શું થયું હતું? શું કર્યું હતું? તે તે સારી રીતે જાણતો હતો.

ભગવાનજી આવ્યો તે, ભગવાનજીએ બુમ પાડી હતી તે અને ભગવાનજીની લાગણી સર્વ સમજ્યો હતો, પણ શું કરે ? એનામાં શક્તિ નહોતી. બોલવાની ઇચ્છા હતી પણ શી રીતે બોલે ? ઉઠીને ભેટવાને તલપાપડ થયો હતો પણ શી રીતે ઉઠે ?

ભગવાનજીની સારવારથી આસિસ્ટંટ કલેક્ટર કાંઇક સારો થયો. જેમ જેમ તે સારો થતો ગયો, બોલવાનું, હૃદયના ઉદ્ગારો–મન અને શરીરની જરૂરીયાતો પોષવાનું સાધન જતું રહેલું લાગ્યું, તેમ તેમ ક્રોધ–વૈર વધતાં ગયાં. અત્યાર સુધી મૃત્યુની અપેક્ષા હતી, હવે જીવવાની અને તે દ્વારા વૈર લેવા–મહાત્મા–શાંતિ ઉપર વૈર લેવાની ઉત્કટ ઇચ્છા થતી ગઇ. હકીમ તો માત્ર સાધનભૂત હથિયાર–પૂતળું જ હતો એટલે એના ઉપર ક્રોધ કરવાથી કાંઇ લાભ નહોતો. એ જાતે મુસલમાન હતો અને પૈસાની લાલચે નસ્તર મૂકવા આવ્યો હતો. મહાત્માને પાતાળમાંથી ખોળી કાઢી પોતાને હાથે શક્તિ આવતાંની સાથે જ તેને ઠાર કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. એ નિશ્ચય થતાં જ આંખમાંથી અગ્નિ વરસ્યો ને શરીર કંપવા લાગ્યું. વળી શાંતિ ! એનું શું કરવું ? એની સાથે લગ્ન થતે કરી આટલો કેર થયો ને ! શાંતિએ પતિને જન્મ ભરનો અશક્ત–દુઃખી કર્યો. 'એ પેલા ચંડાળ સાથે મળી ગઇ ! એને પોતાનું હિત પણ સમજાયું નહિ ! એને ભોળી, મૂર્ખી કે રાક્ષસણી કહેવી ? શાંતિ ! એને મેં કેવી રીતે રાખી હતી ? હું કોઇ હિંદુ ન રાખે એમ એને હથેલીમાં રમાડતો હતો અને સર્વ રીતે સંતોષતો હતો. એને મારા જીવનમિત્રની સ્થિતિમાં લાવવા તલસતો હતો, અનેકવાર બીજું લગ્ન કરવા માનો આગ્રહ છતાં સામો થયો હતો. બીજા હિંદુ પતિની માફક કોઇ દિવસ એના સામી ઉંચી આંખ નહોતી કરી, તો હાથ ઉંચો કરવાની તો વાત જ શી ! આમ છતાં એનો બદલો આમ આપ્યો ? શાંતિ ! પીસ્તોલ લઇ મારવાને તૈયાર થયેલી શાંતિ ! તને તેજ વખતે ઠાર કરી હત તો આ સ્થિતિ

આવત ? બસ ! એ રાંડ જ રાક્ષસણી છે. એનું નામ શાંતિ છે એટલુંજ, પણ એનું હૃદય કાળું છે. એ પેલા જન્મની વૈરદેવી છે. એને તો નાક કાન કાપી ગામમાં ફેરવી તગડી મૂકવી જોઇએ !' આવા વિચાર જીવનલાલને આવવા મંડ્યા, પરંતુ સ્ત્રીના ઉપર હાથ ઉઠાવવો-પોતે દુ:ખ તો ભોગવ્યું પણ ઘરની ફજેતી કરવી-પોલીસને ખબર આપતાં ઘરનાં માણસોને સાક્ષીના પાંજરામાં ઉભા રહેવું પડે, પોતે આસિસ્ટંટ કલેકટર ફજેત થાય એ બીકે અને ક્ષમાવૃત્તિથી મુગા રહી એ સંબંધી કાંઇ પગલું ન ભરવા વિચાર કર્યો. ભગવાનજીને આ વિતકની કાંઇ ખબર નહોતી અને જીવનલાલમાં શક્તિએ નહોતી, એટલે કેટલાક દિવસ સુધી ભગવાનજી વાત ન સમજ્યો ને ચિંતા-ઉજાગરા-ઉદ્વેગમાં રાત દિવસ જીવનલાલની પથારી પાસે બેસી તેની સારવાર કરી. જીવનલાલ કાંઇક હાલતો ચાલતો થયો-ઘા રૂઝાયો-શક્તિ આવી, ત્યારે કાગળ ઉપર બધી હકીકત લખી ભગવાનજીને સમજાવી. હકીકતનો એકએક શબ્દ વાંચતાં ભગવાનજીનાં રોમેરોમે અગ્નિ સળગતો ગયો ને હકીકત પૂરી થતાં વૈરદેવી હૃદયમાં આવી હોય તેમ ધ્રૂજ્યો. શાંતિને તથા મહાત્માને ગાળો દેવા લાગ્યો. જે જીવનલાલ શાંતિનું વાંકું બોલતો નહિ પણ બોલવા દેતો પણ નહિ તે જીવનલાલ, આજ ભગવાનજીને સ્વતંત્રતા આપી હોય એમ સાંભળતો ગયો, અને બંનેનો ક્રોધ એટલો વધી ગયો હતો કે શાંતિ કે મહાત્મા અત્યારે જો કોઇ હાજર હોત તો એકે ઝપાટે જમપુરીમાં પહોંચી ગયાં હોત.

ભગવાનજી: “ભાઈ ગભરાવ નહિ ! તમે જીવો એજ ઇચ્છું છું. વેર લેવાને પણ જીવો ! ભા—એને ભાભી કોણ કહે—એને શિક્ષા કરવાના અનેક રસ્તા છે. ઝેર આપી મારી નાંખવી કે તરવાર કે પીસ્તોલથી ઠાર કરવી એ તો દયાનું કામ છે. એની તો જીવતાં ચામડી ઉતારવી, એના ટુકડેટુકડા કરવા, અગર જીંદગીપર્યંત બુમો પાડે-દુ:ખી થાય એવી શિક્ષા કરવી જોઇએ. વિધવાનું તો એકલું માથું જ બોડવાનું

હોય, પણ આને તો એ ઉપરાંત નાક–કાન કાપી–ડામ દઇ કદરૂપી બનાવી પૂરી રાખવી–અને મહાત્મા ! એને તો પોલીસને સોંપી દેવો, એજ. ”

જીવનલાલે ડોકું હલાવ્યું અને પેન્સીલથી કાગળ ઉપર લખ્યું: “ નહિ, મારે ત્યાં પોલીસ નહિ. ”

ભગવાનજી: “ મહાત્મા હવે ફરીને મ્હોં દેખાડી શકવાનો નથી; પણ ભૂલ્યો ચૂકયો એ નજરે પડે તો તમારે હાથે જ એને સ્વાદ ચખાડવો, મારી નાખવો નહિ પણ જન્મભર સાંભરે એવી શિક્ષા તો કરવી જ. ”

આસિસ્ટંટ કલેકટર બહાર હરતો ફરતો થયો એટલે ભગવાનજી એને લઇ આબુ ગયો. ત્યાં એક નાનો બંગલો લઈ રહ્યા. બંગલો ઉંચી ટેકરી ઉપર હતો, ત્યાંથી દૂર ખરેડી ગામ–ખીણો દેખાતાં હતાં. જીવનલાલ કલાકોના કલાકો–દિવસોના દિવસો બહાર આરામ ખુરશી ઉપર બેસી રહેતો, ચોખ્ખી હવા લેતો, સૃષ્ટિસૌંદર્ય નિહાળતો અને જીવનની મજાહ—જીવનના આનંદ ઉપર ઘા કરતાર—તેથી થયેલા હમેશ માટેના નુકશાનનો વિચાર કર્યા કરતો હતો. વાચા નહોતી એટલે ભગવાનજી સાથે શી રીતે બોલે ! એની શી રીતે સલાહ લે ! અને કાગળ પેન્સીલથી આખો દિવસ લખી સમજાવવાનો તો કંટાળો હતો. કાણો થયો હત તો પણ સંસાર નભાવત, આંધળો થયો હત તો દેખવાનું નહોતું, બીજી ખોડ આવી હોત તો એને આટલું લાગત નહિ; પરંતુ આ તો મનના અનેક વિચારો જણાવવાનું સાધનજ બંધ થયું. ભવિષ્યમાં અંધકાર, જીવનના આનંદ–સુખનાં કિરણ હમેશને માટે નષ્ટ થયાં. સરકારી મોટો હોદ્દો હતો, કલેકટર થવાનો લાગ હતો. સંભવ હતો તે દ્વારા જાતિભાઇઓને મદદ કરવાનો પ્રસંગ હતો. દેશીઓને કેળવણી મળતાં પ્રસંગ ગાળે, ને મોટા હોદ્દા આપવામાં આવે તો વફાદારી અને

બાહોશીથી સોંપેલું કાર્ય કરવાની તેમનામાં શક્તિ છે એમ સરકારને બતાવવાનો ઉમંગ હતો, તે સઘળું નષ્ટ થયું. હવે નોકરી ઉપરથી ઘેર બેસવું જ પડશે. સરકાર જૂજ પેન્શન આપશે. બદલી માગી-હતી અને તે મંજુર પણ થાતજ, તો પછી કુટુંબથી જૂદો રહી સુખમાં રહેત—એ સુખની આશાએ—ભવિષ્યનાં સુખ સ્વપ્નો જોવામાં આટલા દહાડા સંયુક્ત કુટુંબની અગવડો વેઠી શાંતિને ઉન્નત કરવા પ્રયત્ન કર્યા, પણ સર્વ પાણીના પરપોટા પેઠે ઉડી ગયું.

હવે શું કરવું? આમ કોઇના ઉપર ભારરૂપ થઇ જે ગામમાં—જે મુલકમાં અમલદાર હતો, અમલદાર થવાનો હતો, ત્યાં જ અશક્ત પંગુની માફક પડી રહેવું— ખાવું ને સુવું! આ સ્થિતિ બીજી રીતે સશક્ત આસિસ્ટંટ કલેક્ટરને કેમ રૂચે? મનના વિચારો તો ઘેર ગયા પણ શરીરમાં થતી વેદના—હાજતો પૂરી પાડવા માત્ર નિશાનીઓથી જ બતાવવાનું ને! તે કોઇ સમજે કે ના સમજે! સત્તા નહિ, શક્તિ નહિ, કમાણી નહિ, પછી કોણ માનવાનું? બધાં હડહડ કરવાનાં—ભીખનો—દયાનો રોટલો ખાવાનો! બસ! દેશમાંથી નાસી જઇ જંગલ સેવવું અગર પરદેશ જઇ રહેવું! ખોડવાળા મનુષ્યથી મનુષ્યમાત્ર ત્રાસે છે. એમાં કાંઈ દયાનો ભાવ હોય, એ ખરો, છતાં તેની તરફ સ્નેહ તો નથી જ હોતો. લીલીનો—અંધ લીલીનો પહેલો પ્રસંગ પડતાં પોતાને એમ જ થયું હતું અને મનુષ્યમાત્રને પોતાનું દુઃખ પારકાના દુઃખ કરતાં મોટું જ લાગે, તેમ જીવનલાલને લીલીની અંધાવસ્થા કરતાં પોતાની અબોલ સ્થિતિ વધારે ભયંકર—વધારે ત્રાસદાયક લાગી. હવે લીલીને મળાશે જ નહિ—મળી શકાય જ નહિ—મળાશે તો પણ લીલીને પોતાના હૃદયના વિચારો શી રીતે સમજાવી શકાશે! પોતે મુગો ને એ અંધ! એટલે સ્નેહ—અનુકંપાની આપલે કેમ થઇ શક્વાની, એની સાથે જ શાંતિના—'પેલી આંધળી! હાય! એ તમારાથી ત્રાસે ત્યારે જ ટાઢક વળશે' એ શબ્દો યાદ આવ્યા.

'બસ એ જ! લીલીને મળવું જ નહિ, જીવન અંધકારમાં જ ગાળવું. ભગવાનજીને ઘેર મોકલી આટલી મોટી પૃથ્વી છે તેમાં ફરતા ફરવું. પોતાના જીવનજોગ પેન્શન મળશે. ઘરની પાઈ હરામ! બસ એજ! હજી તો રજા છે—ફર્લો મળશે—ત્યાર પછી પેન્શન ને પેન્શન ન મળે તો પિતા દર મહિને પાંચપચીસ રૂપીઆની ના નહિ પાડે!'

સ્વચ્છ હવા—ભગવાનજીની અખંડ કાળજી અને સારવારથી આસિસ્ટંટ કલેક્ટરને આરામ થયો, શરીર સુધર્યું. લોહી આવ્યું; પરંતુ તેના હૃદયનો ઘા રૂઝાયો નહિ. તે તો એવોને એવો જ તાજો હતો—એમાં તો એવું ને એવું જ દુઃખ થતું હતું. ઈંગ્લાંડના અભ્યાસના દિવસ સાંભર્યા, લીલીના સહવાસમાં ખીલેલી કોમળ વૃત્તિ હમેશને માટે લુપ્ત થઇ—આનંદ—સ્મિત—હાસ્યની રેખા માત્ર પણ હવે રહી નહોતી.

આમ કેટલાક દિવસ ગયા, ત્યાં ભગવાનજી એક દિવસ રસોડામાંથી આવ્યો ને એના હાથમાં આસિસ્ટંટ કલેક્ટરે એક ચિઠ્ઠી મૂકી, જેના ઉપર એટલું જ લખ્યું હતું કે:

'આવતી કાલે આપણે ઘેર જવા ઉપડવું છે.'

---

## પ્રકરણ ૨૭ મું

---

### કેળવાયલું હૃદય લોહીથી ચમક્યું !

અમદાવાદનું ઘર વિશાળ હતું, પણ ધંધુકામાંનું ઘર એટલું મોટું નહોતું. ઘર આગળ વંડો અને પાછળ વાડો હતો, વચમાં ચૉક હતો, પાછળ એક મેડી હતી પણ તે જુનાં ઘાટની હતી. બારણા ઉપર કોતરકામ હતું. બારી બારણાં બંધ થતાં વચ્ચે પુષ્કળ જગા રહેતી. છાપરામાંથી પવનને લીધે વારંવાર ધૂળ પડતી. ઘરમાં સઘળે લીંપણ હતું અને તે ઉપર છાણનાં થીંગડાં દીધાં હતાં. ઓરડાઓમાં અડધી વાળેલી પથારીઓ–છૂટા તકીયા–બચ્ચાંનાં બળોતીયાં—અડધું ઢોળાયેલું પાણીવાળું પવાલું–કોઇનો કબજો તો કોઇનું લુગડું–કોઇની ટોપી તો કોઈનું અબોટીયું–એમ પડેલું હતું. આડે દહાડે તો ઘણાં ખરાં બહાર વંડામાં સુતા પણ શિયાળા ચોમાસામાં તો અંદર સુતાં. વંડામાં એક લીમડાનું ઝાડ હતું અને તેની નીચે ઉનાળામાં બપોરના નોકરચાકર સુતા. ગિરધરલાલના પાડોશીઓમાં એકાદ બ્રાહ્મણ ને બીજા સુતાર–લુહાર–વાણીયા—સરકારી નોકર એમ હતા.

દસ વાગ્યા–રસોઇ થતી હતી–પાડોશના ગામમાં જરૂરનું "કામ"

હોવાથી ગિરધરલાલ ત્યાં ગયા હતા. જતાં જતાં પોતાના ખેતરમાં આંટો મારી આવ્યા. ખેડુતોને સમજાવ્યા–ધમકાવ્યા અને બળદને ઘાસ નંખાવવા–કુવાનું થાળું સમરાવવા અને છાણાં મોકલાવવાનો હુકમ આપ્યો. ઘર આગળ કામ કરનારી કુવામાંથી પાણી કાઢતી હતી. કોઇ ખાંડતું હતું તો કોઇ ચટણી વાટતું હતું. એક બાજુ નવાણનું પાણી ગરમ થતું હતું. શાંતિએ આજ કામ કાઢ્યું હતું–પેટી ઉઘાડી સારાં કિમતી લુગડાં જોતી હતી અને બહાર રાખેલાંની ગડી કરી અંદર મૂકતી હતી. કપડાં બગડી ન જાય માટે અંદર કપુરની ગોટીઓ મૂકતી હતી. કપડાં મૂકતી મૂકતી બહાર નજર નાંખતી. બારીએથી ઠેઠ રસ્તાના નાંકા સુધી નજરે પહોંચતી. આટલા દિવસથી આસિસ્ટંટ કલેક્ટરનો–પોતાના પતિનો પત્તો નહોતો, છતાં મનમાં જરાયે કાળજી નહોતી. પતિના મૃત્યુ સમાચાર આવે તો માત્ર વૈધવ્ય અવસ્થા ભોગવવી પડે–તેને લીધે અમુક વર્ષો બહાર હરાય-ફરાય નહિ–અમુક લુગડાં ઘરેણાં હમેશને માટે ત્યજવાં પડે–માથાના વાળ જાય, એટલીજ ચિંતા હતી; બાકી શાંતિ, જેને ઉન્નત કરવા-જેને જીવનમિત્ર બનાવવા–જેને પોતાની સાથે ઉંચી સોસાયટીમાં ફેરવવા–જેનામાં લીલીના અને લીલીની માફક ઉંચા સંસ્કારો પાડવા-જેને માટે જ અન્ય સ્ત્રીનું લફરૂ ન વળગાડવા જીવનલાલના પ્રયત્નો અને દૃઢ વિચાર હતા; તે શાંતિ, જાણે પતિ ઘેર ન હોયતી-કિંવા ઑફિસમાં ગયો હોય નહિ તેમ નિશ્ચિંતતાથી લુગડાં ગોઠવતી હતી.

જેને માટે પતિનો કોપ વહોરી લીધો હતો, જેને માટે સાસુ નવી વહુ લાવવા તૈયાર થયા હતાં, જેના અભાવથી કોઇ તેના શુકન લેતું નહોતું, જેના વિના સ્વર્ગમાં જવાનો હક્ક નહોતો, તે પુત્રપ્રાપ્તિની આશા આવતાં શાંતિનું લોહી ધસારાબંધ વહેવા લાગ્યું. છાતી ગજગજ ઉછળવા લાગી અને પતિની–સાસુની—કુટુંબની—જાતની—ન્યાતની માનીતી થશે એમ લાગ્યું.

હિંદુઓમાં સામાન્ય રીતે અજ્ઞાન સ્ત્રીઓ અયોગ્ય પંથ પકડે છે તો તેમાં ઘણી ખરી પુત્રપ્રાપ્તિની લાલસાને લીધે જ. પરણ્યા પછી–સાસરે આવ્યા પછી વરસ છ મહિનામાં શુભ દિવસ ન દેખાતાં સાસુ—નણંદ—પાડાપાડોશી તે વહુને 'વાંઝણી' વગેરે ઉપનામોથી બાળી નાંખે છે, આ સ્થિતિથી તે બાલા પુત્રપ્રાપ્તિ અર્થે અનેક યોગ્યા યોગ્ય રસ્તા લે છે, અને પરિણામે સગર્ભા થતાં સ્વર્ગસુખની પ્રાપ્તિ થઇ હોય એમ માને છે.' આ સ્થિતિ આવતાં જો પુત્રને બદલે પુત્રીનો જન્મ થયો તો તો મહાદુઃખનો ઉલ્કાપાત, 'પથરો–રાંડ' એ ઉપનામો જન્મતાં જ કર્ણમાં પડે, પછી એ બાલિકામાં આત્મશ્રદ્ધા, સ્વમાન, હિંમત ક્યાંથી રહે? પુત્રપ્રાપ્તિ થાય તો જ સ્વર્ગ મળે! તો જ નામ અમર રહે! એવા વિચારો ઠસી જવાથી પુત્રને આપણે બહુ માન આપીએ છીએ. પુત્રીના સંબંધમાં ભવિષ્યમાં આવી પડતી વિધવા સ્થિતિ, અનુકૂળ પ્રતિકૂળ લગ્ન સ્થિતિ અને પુરૂષની શિથિલ વૃત્તિ કરતાં સ્ત્રીની શિથિલ વૃત્તિ નિંદ્ય ગણાતી હોવાથી પુત્રીનો જન્મ આનંદસૂચક ગણાતો નથી. સ્વર્ગ પ્રાપ્તિ કે અમર નામ માટે તો શું જનક રાજાને સીતાથી ઓછું અમરત્વ પ્રાપ્ત થયું હશે? ગણિતવેત્તા લીલાવતીના પિતાને પુત્ર હતો કે? ગાર્ગીને ભાઈ હતો? ચાંદબીબી, મીરાં, જોન ઓફ આર્ક, અનેક વીર રજપુતાણીઓ અને પ્રાતઃસ્મરણીય મરહુમ મહારાણી વિકટોરીયા શું તેમના પિતાને સ્વર્ગ પ્રાપ્તિ આપે એવાં નહોતાં? તે ગમે તેમ હોય પણ શાંતિને તો પુત્રપ્રાપ્તિની અતિ લાલસા હતી અને તે લાલસા પૂરી પાડવાનો સમય આવતાં–યાત્રાનું જ ફળ, મહાત્માના ઉપદેશનું જ પરિણામ, એમ એને લાગ્યું. પુત્રનો વિચાર આવતાં જ એ પુત્રનું સુખ જોઈ, એનું કાલું કાલું બોલવું સાંભળી હર્ષ પામતી હોય તેમ હર્ષ પામવા લાગી. આખા કુટુંબનાં માણસો એને રમાડવા—આસિસ્ટંટ કલેક્ટરના પુત્રને રમાડવા હુલાવવા અને તે દ્વારા માબાપને ખુશ કરવા હરિફાઇ કરતાં લાગ્યાં. સ્ત્રીઓ,'

'ભાઇ' ને હાથમાં ને હાથમાં રાખશે. 'બાબા' ને ઠેલણગાડી કે બકરાની ગાડીમાં બેસાડી બહાર લઇ જશે, અને નાના મોટા અમલદારો કાંઈ કાંઈ ભેટ લાવશે, આસિસ્ટંટ કલેકટર—કલેકટરની પદવી છે, પેન્શન લેતાં પહેલાં જ લગ્ન કરી લેવું; જેથી વરઘોડો સારો કાઢી શકાય, ચાંલ્લો આવે, મોટા મોટા સાહેબ લોક ઘેર આવે અને ન્યાતમાં પોતે ફુલાઇ ફરે—એ દિવસો જાણે પાસે આવ્યા હોય એમ શાંતિને લુગડાંની ગડીઓ કરતાં લાગ્યું. આ બધા વિચારમાં જીવનલાલની તબિયત કેમ હશે? હજુ કેમ ન આવ્યા? તે વિચાર તો મુદ્દલ આવ્યો જ નહોતો.

એટલામાં દૂરથી ટપ્પાનો ખખડાટ સંભળાયો. રાણપુરથી ધંધુકાની વચ્ચે ચાલતા ટપ્પા ધર્મશાળા પાસે ઉતારૂને ઉતારી, ખાલી અગર એકાદ માણસને બેસાડી ગામમાં જતા. દરરોજના નિયમ પ્રમાણે ટપ્પા જતા, પણ આજ શાંતિને ટપ્પાનો ખખડાટ થતાંજ ગભરાટ છૂટયો. ગડી કરવાની હિંમત જ ન રહી. ઉભી થઈ બારીએ ગઇ જૂએ છે તો એક ફીક્કા ચહેરાવાળો પુરૂષ ટપ્પામાંથી ઉતરી ઘરમાં પેઠો. એણે પેસતાં પેસતાં બારી તરફ જોયું. બંનેની આંખો મળી પણ તે આંખોમાં સ્નેહને બદલે ભય—તિરસ્કાર—ક્રોધ વરસતો હતો. શાંતિએ જીવનલાલના ચહેરા ઉપર ચિંતા—દુઃખ વગેરેને લીધે થયેલા ફેરફારથી એકદમ ઓળખ્યો તો નહિ, પણ સાથે ભગવાનજીને જોતાં ખાત્રી થઇ. આ વખતે ઘરનાં માણસો પોતપોતાના કામમાં રોકાયાં હતાં. પાડાપાડોશી કોઈ બહાર નહોતું અને ટપ્પાનું જવું રોજનું હતું એટલે કોઇનું ખાસ ધ્યાન ખેંચાય એમ નહોતું. વળી અગાઉથી તાર કે પત્ર નહોતો, એટલે જીવનલાલના આવવાની રાહ જોવાય જ શી રીતે? ભયથી એટલી તો ત્રાસી હતી કે તેનાથી બારી પાસેથી ખસકાયું જ નહિ અને પથ્થરની પુતળી માફક ઉભીજ રહી.

શાંતિને જોતાં જ જીવનલાલની સ્થિતિ બદલાઇ ગઇ—એક

વિકરાળ વરૂ કે સિંહનું રૂપ થયું. હાથમાં બલિદાન પકડયું હોય-દુશ્મનનું ગળું પકડયું હોય ને ધ્રૂજે તેમ હાથ ધ્રૂજતો હતો, આંખમાંથી વૈર-ક્રોધનો અગ્નિ વરસતો હતો, જીભમાંથી એકકે શબ્દ નિકળતો નહતો-નિકળી શકે એમ નહોતો; છતાં ઓઠ ફડફડતા હતા. લીલી કે કમળા આ વખતે હાજર હત તો જીવનલાલની આ સ્થિતિ-આ રૂપ જોઇ ત્રાસ પામત. જે જીવનલાલ શાંત ગણાતો તેની શાંતિનો લોપ થયો હતો, જે જીવનલાલનુ હૃદય લીલીના સહવાસ અને ઉચ્ચ શિક્ષણથી કોમળ અનુકંપામય થયું હતું, તે હૃદય આજ વજ્રથી પણ કઠીન થઇ, તેમાં અનુકંપાને બદલે ખુનસ ભરાયું હતું. હિંદુ કુટુંબોમાં પત્નીને માર-એસીતમ માર એ કાંઈ નવાઇ નથી; પરંતુ જીવનલાલે આજ સુધી ઉંચી આંખ કરી નહોતી, એક ઠપકાનો શબ્દ કહ્યો નહોતો. જીવનલાલ આજ ક્રોધનો ભભુકો થયો હતો અને એ જોઇ પતિને મારવાનો-મારી નાંખવાનો હક્ક છે એમ માનનારી હિંદુસ્ત્રી, પતિને ક્રોધી કરવામાં સાધનભૂત થયેલી સ્ત્રી-પાપીણી ગભરાય-ત્રાસી નરમઘેંસ થઇ પડે એમાં શી નવાઇ! પતિ હમણાં મારશે! હમણાં કહેશે એમ પ્રત્યેક પળે વાટ જોતી શાંતિ ઝાડના પાંદડાની માફક ધ્રુજતી ઉભી હતી; પણ જીવનલાલની ઘણી ઇચ્છા છતાં એનાથી બોલાય એમ નહોતું જાણી ભગવાનજી દુષ્ટ ભાભીને સંભળાવવા બની શકતું હત તો જીભ કાપી ભાઇને ઉછીની આપત; પરંતુ એમ ન જ બની શકતું હોવાથી બોલ્યો: "અરે ચંડાળ! જો તારા ધણીના હવાલ! એ મનુષ્યનું કામ નથી પણ કોઇ રાક્ષસણીનું કામ છે! તારે લીધે-તારા પાપે એમની આ સ્થિતિ થઇ-એમનું જીવન ધૂળ મળ્યું. આવા ઘાતકી કામ માટે શી શિક્ષા કરવી? ફાંસીની શિક્ષા બસ નથી! તને તો જીવતી બાળવી જોઈએ અગર ઘાણીએ પીલવી જોઇએ!"

શાંતિએ મ્હોં ઢાંકી દઈ રોવા માંડ્યું: "ભગવાનજી! માફ કરો!, તમે ધારો છો તેટલી હું ગુન્હે..."

ભગવાનજી: "માફ! હા—માફ શા માટે—દયા। હં...પેલા ચંડાળ મહાત્માના કહેવાથી હકીમે મારા ભાઇના આ હવાલ કર્યા તે તો તમને ખબર હશે. તે વખતે તમને તમારા કુટુંબ માટે, માજી માટે, પતિ માટે અને જાતના માટે દયા આવી હતી? મારા વ્હાલા ભાઇની જીભ કપાતી જોઈ તારી આંખ કેમ ફુટી નહિ? તારૂં પત્થરનું હૃદય કેમ પીગળ્યું નહિ? તેં જીભ કરડી આપઘાત કેમ કર્યો નહિ? અત્યારે દયા–ક્ષમા માગવા નીકળ્યાં છો તે?"

શાંતિ: "મને આવી ખબર નહોતી."

ભગવાનજી: "હડહડતું જૂઠું? અત્યારે તો સાચું બોલ? દયા? જંગલમાં વસતા સિંહ–વરૂ–વાઘને અનેક જાનવરો મારતાં દયા આવે છે? યુદ્ધમાં દુશ્મનના ઉપર ઘા કરતાં દયા આવે છે? શહેરોનાં શહેરો બાળતાં અગ્નિને દયા આવે છે? ફાંસીને લાકડે લટકાવતાં ચંડાળને દયા આવે છે? પૈસા–ઘરેણાં માટે બાળકોને–પિતાને–ભાઇને કે મનુષ્યને મારતાં દયા આવે છે? રાજ્યને માટે–રાજા થવા માટે પિતા કે પિત્રાઇને મારતાં દયા આવે છે? તો પછી તારા જેવી ચાંડાલણીને મારતાં દયા શી? તારો ધણી પોતાને હાથે જ આ તારી ગોરી જણાતી ચામડી ઉતારશે! આ તારૂં નાક કાપશે। કાળી ભમર જેવી આંખ ઉખેડશે અને તણખો લાગતાં બુમ પાડે છે એવા શરીર ઉપર લાલચોળ સળીઓ ફરી ડામશે, સમજી!"

ભગવાનજીનો ચહેરો–ભગવાનજીના શબ્દો–ભગવાનજીની બોલવાની પદ્ધતિ અને ભગવાનજીનું આબેહુબ ત્રાસદાયક વર્ણન જ એવું હતું કે શાંતિને થરેરાટ છૂટયો અને કારમી ચીસ પડાઇ ગઈ. એ ચીસ સાંભળતાં જ, ચોર આવ્યો કે સાપે ખાધી ' એમ માની ઘરનાં તમામ માણસો દોડતાં આવ્યાં અને ત્યાં રૂંવે રૂંવે ક્રોધ વ્યાપ્યો છે એવો જીવનલાલ–રાક્ષસરૂપ લાગતો ભગવાનજી અને ત્રાસ પામેલી

શાંતિને જોતાં જ બધાં હબકી ગયાં. 'શું છે? જીવનલાલ ક્યાંથી! આનો અર્થ શો!" એ પૂછવાની કોઇની હિંમત ચાલી નહિ. 'જીવનલાલ કેમ બોલતા નથી! શું શાપ લાગ્યો! શી રીતે! ભગવાનજી કોઇ દિવસ નહિ ને આજે તેની ભાભીને શું કહે છે! એવું તે શાંતિએ શું કર્યું હશે!"

જીવનલાલે કોઇની દરકાર રાખી નહિ. બધાંના આવવાથી તેનો ક્રોધ શમ્યો નહિ, તેની દઢતા ચળી નહિ, અને તેને જરાએ ભય લાગ્યો નહિ. ભગવાનજીએ ખીસામાંથી છરો કાઢ્યો. છરા ઉપરનું ચામડાનું મ્યાન કાઢતાં જ ચકચકાટ મારતો છરો બધાંની આંખને આંજવા લાગ્યો. છરો જોતાં જ ટોળામાંથી ભયને લીધે—ત્રાસને લીધે—પરિણામ નજરે તરતું હોય તેમ ચીસ—ધીમી પણ અર્થસૂચક ચીસ નીકળી અને શાંતિએ ઉંચું જોયું—ઉંચું જોતાં જ છરાનું તેજ આંખે અથડાયું અને તેનો ઝણઝણાટ જ માત્ર શરીરને ધ્રુજાવવા બસ હતો. મ્હોત માથા ઉપર ભમતું, નજરે તરતું લાગ્યું. શાંતિ ત્રાસથી—ભયથી ઢીલીઢબ થઇ ગઈ. એનાથી બોલાયું જ નહિ, જીભ જ ઉપડી નહિ.

ભગવાનજીએ તે છરો જીવનલાલને આપ્યો ને બોલ્યો: "ભાઈ! પતિને બેવફા થનારને શો બદલો મળે છે તે બધાંને બતાવો. હવે તમારૂં ઇંગ્રેજી જ્ઞાન રહેવા દેજો? સ્ત્રીહત્યાનો આર્ય વિચાર આવવા ન દેશો! એ રાક્ષસણીને બચાવવામાં પુણ્ય નથી. એવીને તો સ્વધામ પહોંચાડવામાં જ પુણ્ય છે. એને એકદમ મારતા ના. આખા શરીરે કાપ મૂકો, નાક—કાન—આંખ—જીભ—હાથ—પગ એમ એક એક અવયવ કાપો, એને દુઃખ થવા દો, એને બુમો પાડવા દો, રીબાઇ રીબાઇને મરવા દો. પતિની સામાં થવામાં, પતિનું કહ્યું ન માનવામાં શો લાભ છે તે એને અને જગતને જોવા દો."

જાદુગરના હાથમાં પુતળાં નાચે તેમ જીવનલાલે હાથ લાંબો

કરી છરો લીધો અને યજ્ઞમાં પશુવધ કરનાર બ્રાહ્મણ–કસાઇખાનામાં બકરાં–ગાય–બળદને સંખ્યાબંધ રેંસતા કસાઇ કરતાં પણ વધારે નિર્દય થઇ–છરો લઇ–પગ આગળ પડેલી શાંતિ–પત્ની તરફ ધસ્યો.

આ જ પળે માજી, જીવનલાલ આવ્યો છે એ ખબર પડતાં પાડોશીને ત્યાં સાસુ વહુની લડાઈ પતાવવા ગયાં હતાં, ત્યાંથી દોડતાં આવ્યાં. "ભાઇ ક્યાં છે?" કરતાં ઓરડે–ઓરડે શોધતાં આવ્યાં. અને આવીને જુએ છે તો મનુષ્યવધ થતો જોઇ હેબતાઇ જ ગયાં. ટોળામાંથી એકાદ જણે માજીના કાનમાં કાંઇ કહ્યું ને તે ત્રાસ પામ્યાં.

તે બોલ્યાં: "શું, શાપ! મહાત્માનો શાપ આખરે ખરો પડ્યો! હોય નહિ! ભાઇ! આ શું કરે છે? તું બોલ? એક શબ્દ બોલી અમને શાંત કર!"

માજીએ જીવનલાલ તરફથી ભગવાનજી તરફ જોયું ને ભગવાનજીએ નિડરતાથી ઉત્તર આપ્યો: "માજી! હા શાપ! આ તમારો પુત્ર તમારા–તમારાં શાણાં વહુના પાપે જન્મભરનો દુઃખી થયો. એ કારસ્તાન પેલા ચંડાળ મહાત્માનાં–અને આ હગારીનાં!"

આ સાથે ભગવાનજીએ, જેટલી એને ખબર હતી–જેટલે દરજ્જે શાંતિનો વાંક એને લાગતો હતો અને જીવનલાલને વ્હેમ હતો તેટલે દરજ્જે–તે પ્રમાણમાં કહી સંભળાવ્યો. પોતે બીજવારાના સ્ટેશનથી ગાડીમાં બેસી ગયો હતો, રસ્તામાંથી શાંતિએ તેને પાછો વાળ્યો હતો, સ્ટેશન ઉપર વાટ જોવામાં કાઢેલો વખત, ધીરજ ન હોવાથી ભૈરવનાથના દેવળમાં જઇ ત્યાં એક ઓરડીમાં બેશુદ્ધ હાલતમાં જીવનલાલને જોયો હતો–તે વગેરે હકીકત કહી. આખા કુટુંબે ભયંકર સ્વપ્નની માફક તે સર્વ વાત સાંભળી. ટોળામાં ધીરે ધીરે પાડાપાડોશી દાખલ થયાં હતાં અને તેમને ભગવાનજીની વાત સાંભળતાં કંપારી છૂટતી હતી. મહાત્મા આવા હશે! મહાત્માની સાથે શાંતિ મળી ગઈ હશે! એવું કોઇએ ધાર્યું નહોતું. આખા

ટોળામાં જીવનલાલ માટે, જીવનલાલના ભવિષ્યને માટે માજીને જેવું લાગ્યું હતું, તેવું કોઇને લાગ્યું નહોતું.

વાત સાંભળતાં જ પોતાના એકના એક, જેના ઉપર મોટી ઉમેદો બાંધી હતી એવા ડાહ્યા દીકરાની આ સ્થિતિ લાવનાર તેની વહુજ છે એમ જાણતાં જ કાળા નાગથી ત્રાસે તેમ શાંતિને જોતાંજ, માજી ત્રાસ્યાં ! એકદમ જીવનલાલ તરફ દોડયાં અને બોલ્યાં: " ભાઇ ! આ દુઃખી મા તરફ જો ! એક શબ્દ બોલ ! શાપ નથી લાગ્યો ને બોલવાની શક્તિ છે એ સાબીત કરી આપ ! દીકરા ! તારે માટે અનેક વ્રતો કર્યાં હતાં, તારે માટે સાધુ સંતોને જમાડયા છે, તારે માટે પત્થર એટલા દેવ કરી પૂજ્યા હતા, તે શું એટલા માટે ! દીકરા ! જરા બોલ અને મરવા સુતી માને શાંત કર ! "

પરંતુ જીવનલાલે માત્ર અવાજ કર્યો ને મ્હોં મ્હોળું કર્યું. અંદરની સ્થિતિ જોતાંજ માજી 'હાય' કરતાં નીચે પડયાં અને સવળાં જોનારાં ભયત્રસ્ત થઇ ચીચીયારી પાડી સ્તબ્ધ થઇ ગયાં.

ભગવાનજી: " માજી ! આ તમારા વ્હાલા દીકરાને તમારા પરમેશ્વર તુલ્ય મહાત્મા અને વહુએ શું કર્યું છે તેની હવે સમજ પડીને ? હવે તમારો દીકરો આસિસ્ટંટ કલેક્ટર થઇ રહ્યો ! હવે તમારે ત્યાં કલેક્ટર સાહેબ કે સાહેબ લોક આવશે કે ? તમારા મામાના દીકરાને તલાટીની જગા મળશે કે ? દીકરો કલેક્ટર થાય ને માજીને મહાલવું હતું. મહાલજો હવે ! સારી રીતે ! સરકાર એને હવે ઘડીભર ઉભો નહિ રાખે—જીભ વગરનાને કોણ રાખે ? આ તમે—તમારાં વહુજીએ તમારા મહાત્માથી ભોળવાઇ 'આવ કુહાડા પગ ઉપર ' એમ કર્યું છે. સમજ્યાં ? આવી સ્ત્રીઓને શું કરવું ? બોલો ! ધગધગતા સળીઆ ચાંપવા કે જીવતી ચામડી ઉતારવી ? બોલો ! કેમ બોલતાં નથી ? "

જીવનલાલ સઘળું સાંભળતો હતો અને ભગવાનજીના જુસ્સાથી—શબ્દથી વૈરાગ્નિમાં ઘી હોમાણું. છરો લઈ શાંતિ પાસે ગયો, હાથ પકડી તેને ફગોટી. પાછળ ગયો, ડોક પકડી એક ધોલ લગાવી. પાછી,

પકડી, શાંતિએ આત્મરક્ષણાર્થે છૂટવાને ફાંફાં માર્યાં . બાથંબાથામાં જીવનલાલને હાથે ન્હોર વાગ્યા. જીવનલાલે છરો ઉગામ્યો, પરંતુ એનું હૃદય–એનું જ્ઞાન એને રોકતું હતું. શાંતિએ બચવાને હાથ વચમાં ધર્યો ને છરાનું પાનું કોમળ આંગળીઓ સાથે ઘસાતાં લાલ-ચુમ લોહી વહેવા લાગ્યું. એક તાર તૂટતાં તંબુરાના સૂરમાં ફેર પડી જાય છે, તેમ લોહીના વહેવાની સાથેજ–લોહીના દર્શનથીજ આસિસ્ટંટ કલેકટરની આંખ આગળનો પડદો ખસી ગયો. તેની નજર આગળ ઇંગ્લાંડમાં એક દિવસ જમતાં જમતાં મેજ ઉપર ભૂલથી છરી વડે લીલીનો હાથ છોલાયો હતો, અને ટેબલ ઉપર–લુગડાં ઉપર લોહીના ડાઘા પડયા હતા તે દેખાવ તરી આવ્યો. તે વખતે તો એને એમજ લાગ્યું હતું કે લીલીનું તેણે ખૂન કર્યું અને હવે લોહી વહી જવાથી લીલી મરી જવાની. તેજ પળે જીવનલાલના હોશકોશ ઉડી ગયા. તે ટેબલ ઉપરથી એમને એમ ઉઠી ગયો અને પોતાના ઓરડામાં જઇ એક ખૂની હોય તેમ પ્રભુની માફી ચહાતો–પસ્તાતો–રોતો હતો, ત્યાં લીલીના પિતાએ જઇ, શાંત કરી, લીલી મરી નહિ જાય તેની ખાત્રી કરી આપી; એટલી ખાત્રી થતાં જ જીવનલાલ લીલી પાસે ગયો, ત્યાં જઇ એના હાથને પંપાળતો–માફી માગતો વીલો વીલો ફર્યો હતો. લીલીએ વ્હાલથી માફી આપતાં ભવિષ્યમાં અકસ્માત કે જાણીજોઇને કોઇનું લોહી વહેડાવતાં સંભાળ રાખવા કહ્યું હતું–તે શબ્દો યાદ આવ્યા એક બાજુ પાપીણી શાંતિ અને બીજી બાજુ પોતાની વૈર–ક્રોધથી ભરેલી આંખો વચ્ચે પવિત્ર નિર્દોષ–સ્નેહમય લીલીની મૂર્તિ ખડી થઈ, અને જીવનલાલને અંતઃકરણપૂર્વક પાપ કરતાં–સ્ત્રીહત્યા કરતાં–લોહી વહેવડાવતાં અટકવાનો સદ્બોધ આપવા લાગી. આ દેવીનું સુક્ષ્મ શરીર અત્રે ન આવ્યું હોત તો જીવનલાલનો છરો શાંતિના શરીરમાં કયારનોએ પેઠો હત. પરંતુ લીલીને લીધે જ તે એક હાથમાં છરો ને બીજા હાથમાં શાંતિ એમ ક્ષણભર ઉભો રહ્યો.

પુત્રી અથવા એકની સાથે એનાં મૃત્યુ થતાં અટકાવવા માજી વચમાં પડી જીવનલાલનો હાથ ઝાલી બોલ્યાં: " દીકરા! બસ કર! એ રાંડ શિક્ષાને યોગ્ય છે, પણ હમણાં નહિ, એકની સાથે એનાં ખૂન થશે. તારી બાયડી મ્હોતને લાયક છે પણ તારો ભવિષ્યનો પુત્ર નહિ."

' પુત્ર ' શબ્દ કાને પડતાં જ જીવનલાલ ચમક્યો !

માજી: " હા; પુત્ર ! ઈશ્વર પુત્ર જ આપશે. એ પુત્ર તારો છે. રજા લીધા પહેલાં બે મહિના થયા હતા, પણ એણે કહ્યું નહોતું. ૭ મહિના થઈ ગયા છે. એના ઉપર અણવિશ્વાસ લાવીશ નહિ. મને ખબર હત–એ રાંડે કહ્યું હત તો યાત્રાએ જવાનું હું ઉભું કરત જ નહિ. એણે છાનું રાખ્યું. મને લાગતું હતું, પણ મારા મનમાં કે રોગ હશે. ભાઈ! બચાવ ! આ તારી માની એટલી વાત કબુલ કર."

એક વખત પોતાની ગણતો તે શાંતિ—એના હાથમાંથી વહેતા લોહીથી બેશુદ્ધ પડેલી શાંતિ–લીલીના શબ્દો ને ચ્હેરો જોવાથી–એની માતાના કાલાવાલાથી જીવનલાલ શાંત થયો: એને એની માતાના કાલાવાલા કરતાં લીલીના સહૃદય, કોમળ, નિ:સ્વાર્થ શબ્દો વધારે અસરકારક નિવડ્યા. લીલી–અંધ લીલીનો સ્નેહસૂચક કોમળ હાથ એને કપાળે–આંખે ફરતો હોય એમ લાગ્યું અને એમ લાગતાં જ આંખનો વૈરાગ્નિ શમવા માંડ્યો. હાથની નસો નરમ પડી અને શાંતિની ડોક છૂટતાં જ હાથમાંથી છરો નીચે પડ્યો ને જીવનલાલ બારણા તરફ દોડ્યો.

માજીએ એક જણને શાંતિની સારવાર કરવા આંખનો ઇસારો કર્યો, ને બીજી જ પળે નાસી જતા પુત્ર તરફ દોડતાં બોલ્યાં: "દીકરા આ ઘરડી માને મૂકીને ક્યાં જાય છે ? ચાલ મારી સાથે મારા ઓરડામાં ને જરા શાંત થા." ખરેખર માતાનું હૃદય પુત્રના દુ:ખથી દાઝતું હતું, અને અત્યારે પુત્ર સિવાય એ બીજું કાંઇ જોઇ શકતી નહોતી.

નહિ. માતાના શબ્દે જીવનલાલ આગળ પગ મૂકતાં ખંચકાયો, પણ તેના મ્હોં ઉપરની નિરાશા ને દઢતા જરાયે ઓછાં થયાં નહોતાં. આંખ આગળથી લીલીની પવિત્ર મૂર્તિ હજી ખસી નહોતી. લીલીના શાંત-સ્નેહાળ શબ્દો હજી સંભળાતા હતા. જીવનલાલના હૃદયમાંથી વેર, ખુનસ, ક્રોધ લુપ્ત થયાં હતાં. ઉલટાં તે તેના હૃદયમાં કેવળ સ્નેહ, દયા, શાંતિ ફેલાવી રહ્યાં હતાં. લીલી તેને બોલાવતી હોય એમ લાગ્યું અને એ પરમ સ્નેહની મૂર્તિને ના કેમ પડાય એમ માની ત્યાં જવા ઉત્સુક થયો હતો. માજીએ તેને ફરી બોલાવ્યો પણ, જીવનલાલે ડોકું હલાવ્યું.

ભગવાનજી સમજ્યા ને બોલ્યો: "માજી! હવે તમે એમની-અમારી આશા રાખશો નહિ. એમના મનમાં શું થાય છે તે હું સમજું છું. અમે જઇએ છીએ. ભલે એ ભાઇના પુત્રની મા થાય પણ એને ભાઈ પત્ની તરીકે તો નહિ.જ સ્વીકારે!"

માજી: "ભાઈ! ભાઇ! તું આમ ન કર. તું રહે! સુવાવડ પછી એને તું કહીશ તેવી શિક્ષા કરીશું."

જીવનલાલ દૃઢ જ હતો.

ભગવાનજી: "માજી! તમે ચાહો તે શિક્ષા કરજો, પણ એ તો ચાલ્યા જશે. એમને હવે અહીં રહેવામાં મઝાહ નથી. જ્યાં એમણે અમલદારી ભોગવી છે ત્યાં પરાધીન સ્થિતિમાં કેમ રહે? એતો કોઈ અજાણ્યા પ્રદેશમાં જીવન વ્યતીત કરશે. એમનું હવે સ્નાન કરજો. અહીં રહે તો કોઇ એમ કહેને કે બાયડીને કબજામાં રાખી ન શકે તેનું આવું પરિણામ. ના, ના, એ તો બને જ નહિ."

જીવનલાલ ને ભગવાનજી એકદમ બહાર નીકળ્યા. કોઇનું માને એમ નથી ને ગિરધરલાલ તો છે નહિ એમ માની, માજી છેડો વાળી મ્હોં વાળવા બેઠાં અને મ્હોં વાળતાં વહુને લાખ્ખો ગાળો દીધી.

જીવનલાલ ઘરમાંથી બહાર વંડામાં આવ્યો. બાલ્યાવસ્થામાં

આજ વંડામાં એ ચાલતાં શિખ્યો હતો—ડોસીની સાથે ખાટલા ઉપર આ લીમડાના ઝાડ નીચે નાચતાં—કુદતાં ચાંદામામાને લેવા ફાંફાં માર્યાં હતાં. આજ વંડામાં ગિલ્લીદંડા—લખોટીઓ રમ્યો હતો. આજ વંડામાં ઝાડ ઉપર—છાપરા ઉપર ચઢી પતંગો ઉડાડ્યા હતા. આજ વંડામાં નિશાળના છોકરાઓ સાથે–ગામના વૃદ્ધ પુરૂષો સાથે વાતો કરી હતી. આ ઘેર આવવા માટે અભ્યાસ દરમિયાન તે નાસી આવતો. નિશાળમાં રજા પડતાંની સાથે આજ ઘરમાં આવતો. આ ઘરમાં આવતાં 'મારૂં વતન' થતું, તેજ ઘર–તેજ વંડો આજ એને ખાવા ધાતાં હતાં. પત્ની શાંતિને ત્યજી હૃદયની શાંતિ ખોળવા ફાંફાં મારતો હતો અને એજ લાલચે ત્યાંથી નાઠો. ગામ બહાર જઇ રાણપુર જતાં ટપ્પામાં બંને બેઠા. ગામમાં જીવનલાલના અચાનક આવવાની—એકદમ ચાલી જવાની—ઓળખાય છે કે નહિ તેની–અનેક ગપો ચાલી અને કુટુંબે સોના જેવા દીકરાના આમ નાસી જવા છતાં પોલીસની બીકથી ચુપકી જ પકડી.

---

## પ્રકરણ ૨૮ મું

---

### પ્રેમમૂર્તિનાં દર્શન

નિર્દોષ–કેળવાયેલી–ઉન્નત આચારવિચારની એકની એક પુત્રીનો હૃદયભંગ કરવો. તે કરતાં તો જ્ઞાતિ બહાર રહેવું એ હજાર દરજ્જે સારૂં એમ છોટાલાલ ધારતો હતો. કમળા ફરીને એકવાર નિડરતાથી પોતાના સિદ્ધાંત ન તૂટે એમ—મદ્યમાંસનો ત્યાગ કરી–પોતાના યુરોપી મિત્રો સાથે ચા કેક ખાવા લાગી–તેમની સાથે ફરવા લાગી. કમળાને અંગ્રેજી કેળવણી ન મળી હોત, લીલીના સંસ્કારો ન પડયા હોત, જીવનલાલની છાયા ન પડી હોત અને છોટાલાલનો પક્ષ ન હોત, તો તો કમળા આજે કુવે પડી હોત અગર તો અનેક કુટુંબોમાં માત્ર સંસાર નભાવવા લગ્નાદિ ક્રિયા કરી અનેક વ્યકિતઓ-માંની એક વ્યક્તિ થઇ ગઇ હોત; પરંતુ છોટાલાલ પુત્રીને ચાહતો. પુત્રી તરફ સ્નેહ હતો, પુત્રીના વિચારો ઉન્નત છે એમ સમજતો; એટલે એને કંઈક સ્વતંત્રતા આપી હતી. તે સ્વતંત્રતાનો લાભ લઇ કમળા અહીં આવી હતી અને લીલી વગેરેના સહવાસમાં ઘરની અને સંસારની ચિંતા વીસરી ગઇ હતી.

કમળાના ઘરમાં વિચિત્ર સ્થિતિ હતી. જ્યાં સુધી કમળાનો પત્તો નહોતો ત્યાં સુધી ઘરમાં શોક છવાયો હતો, પરંતુ કમળા

એના ઇંગ્રેજ દોસ્તોને ત્યાં છે એવી ખબર મળતાં જ શોકને બદલે ક્રોધ વ્યાપ્યો. માના મનમાં તો આ ખબર થતાં જ કારી ઘા લાગ્યો. આ ખબર આવી તે કરતાં મોતની ખબર આવી હત તો આટલું દુઃખ ન થાત. 'આ સાંભળવા હું જીવી તે કરતાં મને મોત આવ્યું હત અગર એ રાં...કુવે પડી મરી ગઇ હત તો આબરૂ તો ન જાત. આ તો હવે ન્યાતજાતમાં મ્હોં શું દેખાડાય! બસ! કમળાને પાછી સોંપી દેવા ફરિયાદ માંડવી.' એ ફરિયાદ મંડાઇ હોત તો કદાચ કમળાને પાછું આવવું પડત, પરંતુ ફરિયાદ મંડાય તે પહેલાં કમળાના પત્રના ઉત્તરમાં છોટાલાલનો તાર આવ્યો અને કમળાએ જે પગલું ભર્યું છે તે વ્યાજબી જ છે એમ એણે ચોખ્ખે ચોખ્ખું દર્શાવ્યું. આ તાર મીસ લીલી ઉપર હતો અને એજ તારમાં કમળાનું સંરક્ષણ કરવા–તેને કોઈ પણ તરેહની આંચ ન આવે તેમ વાલીપણું કરવા આગ્રહ હતો. કમળાના પત્રમાં ઠપકાનો એકે શબ્દ નહોતો. ઉલટું આવું પગલું ભરવું પડ્યું તે ખાતે તેણે દિલગીરી દર્શાવી હતી. છોટાલાલ પોતાની પત્નીનો સ્વભાવ જાણતો હતો એટલે કમળાને શું શું ખમવું પડ્યું હશે તે, તે સંપૂર્ણ સમજતો હતો.

છોટાલાલ ઇજિપ્ત, મધ્ય આફ્રિકા, પૂર્વ આફ્રિકા, યુગેન્ડા વગેરેમાં ફરતો ફરતો દક્ષિણ આફ્રિકામાં આવ્યો. તેણે સ્થળે સ્થળે એજંટો નિમ્યા; પરંતુ દક્ષિણ આફ્રિકામાં આખા આફ્રિકા માટે એક એજંટ નિમવા માગતો હતો. ટ્રાન્સવાલમાં દેશીઓની સમાન હકની લડાઇમાં 'સત્યાગ્રહી' તરીકે તે ભાગ લેતો હતો અને તેની નિડરતા, સત્ય આચરણ અને સભ્યતાથી યુરોપીય પ્રજામાં પણ તે માનીતો થયો હતો. તે ત્યાં હૉટેલમાં રહેતો હતો અને હિન્દુઓને ખાવા યોગ્ય ખોરાક ખાતો હતો. આમ છતાં હબસીથી તૈયાર કરવામાં આવેલી કૉફીનો પ્યાલો પીતાં છોટાલાલને એના પત્નીએ જોયો હત તો તેણે તો તેના નામનાં છાજીયાં લીધાં હોત. છોટાલાલને પણ

પોતાની પત્નીનો, ત્યાંની ન્યાતનો, વિલાયત ગમન કરનારની મુછો મુડાવવાનો. બારમું ન કર્યો બદલ ન્યાત મેળવવાનો-વિગેરે પ્રશ્નોનો વિચાર થતાં હસવું આવતું. કમળાની વિરૂદ્ધમાં તો લાંબો પત્ર લખાયો હતો, પણ છોટાલાલે એના ઉત્તરમાં એટલું જ લખ્યું કે: "હું આવું ત્યાં સુધી કાંઇ કરવું નહિ." આ ઉત્તરથી કાંઈ શાંતિ વળી નહિ, અને સાસુને મનાવતી નવી વહુ અનેકવાર નણંદને ગાળો દેતી, ત્યારે સાસુને ટાઢક વળતી.

કમળાની માના મનમાં એમ જ હતું કે કમળાને નસાડવામાં કલેક્ટરના બટલરનો હાથ છે; એટલુંજ નહિ પણ બંગલામાં જ સંતાડેલી છે. કમળા નાશી ગઈ એટલે પોતે મ્હોં તો બતાવી શક્તી નહોતી, છતાં કલેક્ટરના બટલરને શામ-દામ-ભેદથી ફોડવાની ઇચ્છાથી ગાડીમાં બેસીને તે બંગલે ગઈ. સાથે ફોઇજીને લેતી ગઇ હતી. બંગલે જઇ માજીએ બટલરની ઉલટપાલટ તપાસ કરી, પરંતુ બટલર એકનો બે થયો નહિ. 'મેં એ 'મીસી' ને નાસવામાં કાંઇજ મદદ કરી નથી. મેમ સાહેબના હુકમ પ્રમાણે મેં તો ટ્રંકની કુંચી આપી હતી. તમે કહ્યું હતું કે ઉપર જઈને મીસીને બોલાવી આવો ત્યાં સુધી હું ઉપર પણ ગયો નહોતો.' પોતાના ઉપર મેમ સાહેબનો રજીસ્ટર્ડ કાગળ આવ્યો હતો અને તેમાં કાંઇ સૂચનાઓ લખી હતી, તેમજ નોટો હતી જે કમળાના આવ્યા પહેલાં ટ્રંકમાં મૂકી હતી, તે સંબંધી બટલરે જરાએ અણસારો પણ કર્યો નહિ; તેમજ આયાનો ડ્રેસ લાવી બંડલ કરી ગાડીમાં બેઠક નીચે ગોઠવી દીધું હતું. તે સંબંધી જરાએ કહ્યું નહિ. ફોઇ પાર્સલ ઑફિસમાં ગયાં કે તરતજ કમળાએ એક બાજુનું બારણું બંધ કરી તરત જ લુગડાં બદલી નાંખ્યાં હતાં. લુગડાં બદલી બીજું બારણું ધીરે રહી ઉઘાડી લોકોના ટોળા ભેગી થઈ ગઇ, અને આગળ જતાં સંગ્રામ' કરી સ્ટેશનનો રસ્તો લીધો. તે સંબંધી બટલરને જરા પણ ખબર નહોતી. થોડા-

વાળો અને પટાવાળો તો વાતોમાં હતા એટલે ગાડીમાં શું થાય છે તેની તેમને ખબર નહોતી.

પરંતુ સ્ત્રીઓની—અજ્ઞાન લઢકણી સ્ત્રીઓની—જીભનો વેગ એરોપ્લેન કે સ્ટીમ એંજીનથી પણ વિશેષ હોય છે, તેમ માજીએ કલેકટરને—કલેકટરના બટલરને અને લીલીને ત્યાંને ત્યાંજ સંભળાવી. બટલર જરા પણ બોલ્યો નહિ. માજી જરા અટક્યાં એટલે બટલર નીચે ઉતર્યો, ગાડીનું બારણું ઉઘાડ્યું, માજીને ઇશારત કરી બેસાર્યાં ને નીચા પડી સલામ કરી. તેણે ગાડીનું બારણું બંધ કર્યું અને ગાડીવાનને બંગલા તરફ ગાડી હાંકવા હુકમ કર્યો. ઘેર જતાં ચુનીલાલની વહુ બે ચાર પાડોશણો સાથે 'સાસુ મુંબઇ મોકલતાં નથી, હવે લગન તો છે નહિ, પછી મને ત્યાં મોકલે ત્યાં શું ? એ હેરાન થાય છે, અહીંની પીડામાંથી તો 'પતું.' એ શબ્દો ગાડીમાંથી ઉતરતાં સાંભળ્યા અને વહુને મુંબઇ મોકલવા વિચાર કર્યો. પરંતુ મુંબઈનું કામ—વહુ નાની બાળક—છોકરાને બહાર રખડવાનું; માટે કોઈ આધેડ માણસની સાથે જરૂર છે એમ માની, પોતે જ થોડા દહાડા મુંબાઇ જઈ આવવાનો વિચાર કર્યો.

લાનોલીમાં કમળા આનંદમાં હતી, અને અમદાવાદ તદ્દન વીસરી ગઇ હતી. તે મીસ લીલી, મીસ ડેવીસ, મીસીસ મીલન અને ઈંગ્રેજી મંડળમાં હરતી ફરતી અને બાકીનો વખત વાંચવામાં ગાળતી. ઘર આગળ તે મીસ લીલીને ન્યુસપેપર વાંચી સંભળાવતી અને જંગલમાં લીલીની સાથે ફરતી. લીલીને ઝાડોની ઘટાનો બહુ શોખ હતો, એટલે ઘણીવાર રાઇના જંગલમાં જ્યાં મોટાં ઘટાદાર વૃક્ષો સૂર્યના કિરણોને પ્રવેશ થવા દેતાં નહોતાં અને જેમાંથી દૂર ખીણો—ડુંગરો સારી રીતે દેખાતાં હતાં, તે જંગલમાં ભેખડ ઉપર જઇ બેસતી. જંગલમાં પગથી હતી, છતાં સૂકાં પાંદડાં—ઘાસ વગેરે પડેલાં હોવાથી પગથી દેખાતી નહોતી. લીલી અંધ હતી, છતાં સૂર્યનો પ્રકાશ અને

વૃક્ષોની ઘટાને લીધે પડતો છાંયો સમજી શકતી. વનપુષ્પની સુગંધી સાથે પાસેના બંગલાઓમાં ઉગેલા સુગંધીમય પુષ્પોની સુગંધી સરખાવતી, ઝાડની અંદર છાંયડામાં બેસતાં સંભળાતો અનેક પક્ષીઓનો કલરવ મધુર લાગતો અને તેથી તેના આનંદનો પાર રહેતો નહિ

લીલી: "કમળા! વૃક્ષો મારી સાથે અનેક ભાષામાં વાત કરી શકતાં હોય એમ મને લાગે છે, પણ પર્વતો તો મુગા છે."

કમળા: "લીલી! અમારા પર્વતો–વૃક્ષો અને ઇંગ્લાંડના પર્વતો–વૃક્ષોમાં કાંઈ ફેરફાર લાગે છે?"

લીલી: "હા, અમારા ઇંગ્લાંડમાં વૃક્ષો આટલાં ઉંચાં હોતાં નથી. આ વૃક્ષો બહુ ઉંચાં હોય એમ હું ધારું છું, કારણ કે અવાજ બહુ દૂરથી આવે છે."

કમળા: "બરાબર, આ ઝાડ ઉંચાં છે. લીલી આઘાં ખસો! પણે બે ઘોડેસ્વારો આવે છે. વાગી બેસશે." કમળાએ લીલીને આઘી ખસેડી.

લીલી: "કોણ છે?"

કમળા: "એક તો કર્નલ સ્કૉટ છે ને બીજાને હું ઓળખતી નથી. અરે! એ તો કેપ્ટન હંટર!"

બંને ઘોડેસ્વારો ઉભા રહ્યા. કર્નલ સ્કૉટે સભ્યતા અને લાગણીથી મીસ લીલી સાથે વાતો કરવા માંડી. કેપ્ટન હંટરે કમળાને ઓળખી, ઘોડો તેની પાસે લઇ ગયો ને નીચો વળી હસતે ચહેરે વાત કરવા લાગ્યો: "કેમ છે? લાનોલીમાં ફાવે છે કે? તમારા પિતા શું કરે છે? અરે હા! તેઓ તો આફ્રિકા ગયા છે. હિંદુસ્તાનમાં એવા જ માણસોની જરૂર છે, નકામા બરાડા પાડવાને બદલે એવા જ કરી બતાવનારા સુધારકો જોઇએ. પણ મીસ કમળા! મેં સાંભળ્યું હતું કે તમે તો અમારી સોસાયટી છોડી તમારા કુટુંબમાં રહ્યાં

હતાં અને ત્યાંથી આવવા દેતાં નહોતાં; તો પછી અહીં ક્યાંથી?"

કમળા: "મારૂં લગ્ન બંધ રહ્યું."

લીલીએ કેપ્ટન હંટરનો પ્રશ્ન સાંભળ્યો, અને એ વિષે વાત ન થાય એ ઉદ્દેશથી કમળાને કહ્યું: "કમળા! ઘેર ચાલો, નહિ તો તાપ લાગશે."

કેપ્ટન હંટર: "મીસ લીલી! તમને હરકત ન હોય તો મળવા આવું. મીસ કમળા! તમને પણ મળવાની ઇચ્છા છે."

આજ પળે બે અંગ્રેજ કન્યાઓ નાજુક છત્રીઓ સાથે સામેની ઝાડીમાંથી આવતી દેખાઇ. તેઓ કેપ્ટન હંટરને કમળા સાથે વાત કરતો જોઇ ખંચકાઇ. કેપ્ટન હંટર મીસ કમળાની સાથે જાણે ગાઢ પરિચયમાં હોય તેમ, ઘોડા ઉપર નીચો વળી હસતા ચહેરે વાત કરતો હતો. એક કન્યાએ સામેથી આવી, કેપ્ટન હંટરના સામું જોયું. એને જોતાં જ કેપ્ટન હંટરે ટોપી ઉતારી: "હો-લો! લીઝી! તું ક્યાંથી?" એમ કહ્યું.

લીઝી: "જંગલમાંથી જ, હું ને મીસ જુલીએટ ચીતરતાં હતાં."

આટલું બોલી તેણે કેપ્ટન હંટરને માથું નમાવ્યું, લીલી સાથે શેકહેન્ડ કરી અને કમળાને તાકી તાકીને જોવા લાગી.

કેપ્ટન હંટર: "ઠીક! ત્યારે હું જાઉં છું. મારે કામ છે."

કર્નલ સ્કૉટ: "પણ તમે તો મારી સાથે આપણે ત્યાં આવો છો ને?"

કેપ્ટન હંટર: "ખરેખર હું દિલગીર છું. વખત થઇ ગયો છે ને મારે એક ઠેકાણે જવું છે."

એકી વખતે બધાંને સલામ કરી કેપ્ટન હંટરે ઘોડો દોડાવી મૂક્યો.

કર્નલ સ્કૉટ: "મને ખબર નહિ કે તમે કેપ્ટન હંટરને ઓળખતાં હશો!"

લીલીઃ "મેડનહેડમાં અમે મળ્યાં હતાં. વળી એકવાર અમદાવાદમાં પણ મળ્યાં હતાં."

કર્નલઃ "તેઓ છેલ્લા ચાર પાંચ મહીનાથી અમારી સાથે છે. અરે! આ તો તાપ પડવા લાગ્યો માટે ઘેર જવું જોઇએ. લીઝી! તું પણ ઘેર આવી પહોંચ."

મંડળ છૂટું પડયું અને એક પછી એક સૌ સૌના બંગલા તરફ વળ્યાં.

કમળાઃ "લીલી! મીસ સ્કૉટ (લીઝી) બહુ દેખાવડી અને સારી છોકરી લાગે છે; પણ આજે કેમ દિલગીર લાગી?"

લીલીઃ "કદાચ થાકી ગઇ હશે, અગર તો ચિત્ર સારું નહિ આવ્યું હોય."

કમળાઃ "કાંઇક ચીડાઈ હોય એમ મને લાગ્યું."

લીલીઃ "ચીડાઈ હતી! કોણે ચીડવી હોય?"

કમળાઃ "કેપ્ટન હંટરે! બીજુ કોણ ચીડવે! બંને એક બીજા તરફ બેદરકાર લાગતાં હતાં, છતા બંને એક બીજાંને જોતાં હતાં. કેપ્ટન હંટર નીચા વળી મારી સાથે વાત કરતા હતા, તે એને ગમ્યું હોય એમ હું ધારતી નથી. એનો અર્થ શો?"

નિર્દોષ કમળા કે બીનઅનુભવી લીલી ઇર્ષા—અદેખાઈ કયાંથી સમજે! યુરોપ જાઓ કે અમેરીકા જાઓ, આફ્રિકાના રણમાં તેમજ ગંગાના ફળદ્રુપ પ્રદેશમાં, જનસ્વભાવ એનો એ જ. પુરૂષ અને સ્ત્રીને હૃદય ખુલ્લાં કરી હસતાં, વાત કરતાં જોઇને પ્રથમ દ્રષ્ટિએ કોને વહેમ શંકા નહિ થતાં હોય! તો પછી નવવધૂ કે નવવરને તો થાય જ. પોતાની સાથે લગનથી જોડાનાર, અન્ય સ્ત્રી કે પુરૂષ સાથે વાત કરે, એટલું જ નહિ પણ અન્ય સ્ત્રી કે પુરૂષ મળતાં પોતાની સન્મુખ હસી–રમી બોલે ને પોતાની તરફ દુર્લક્ષ રાખે એ કેમ જોવાય? એ સ્થિતિ તો પ્રાપ્ત કરેલી હોય તે જ સમજી શકે. કમળાને ખબર

નહોતી, પણ જીવનલાલને બીજી સ્ત્રી સાથે વાત કરતો જોતાં એના હૃદયમાં પણ કાંઇક પીડા થતી ખરી. એ પીડા શી હશે, શાથી થતી હશે અને શાથી મટતી હશે તે તે સમજતી નહોતી.

લીલી: “ કમળા ! તે હું સમજી શકતી નથી. આવા પ્રસંગોમાં હું બીજાની આંખે દેખી શકતી નથી, એમાં તો મારે મારી જ આંખો જોઇએ.”

કમળા: “ લીલી ! તમને ખોટું લાગ્યું ? ”

લીલી: “ ના રે ના! એમાં ખોટું શું લાગવાનું છે ! કદાચ લીઝી અને કેપ્ટન હંટર લઢ્યાં હોય !”

કમળા: “ કર્નલ, લીઝીને તેની મરજી વિરૂદ્ધ હંટર સાથે પરણાવવા ધારે છે? ”

લીલીને હસવું આવ્યું ને તે બોલી: “કન્યાની મરજી વિરૂદ્ધ લગ્ન અમારામાં હોય જ નહિ, એ તું ઇંગ્લાંડમાં આટલા દિવસ રહી અને આટલી ઇંગ્રેજી ચોપડીઓ વાંચી; છતાં પૂછે એ કેવું વિચિત્ર ! એ બે વચ્ચે કાંઇ ગેરસમજુતી થઈ લાગે છે અને એ દૂર કરનાર કોઈ અંગત માણસ નથી. લીઝીની મા હત તો આમ ન થાત, તે એકલવાઈ છે એટલે આ ગોટાળો થાય છે.

કમળા: “ પોતે પોતાની મેળે લગ્ન-વિવાહ કેવી રીતે કરતાં હશે તેની મને સમજ પડતી નથી. એમાં મદદ તો જોઇએ. એકલાં તો ગભરાઇ જવાય ! ”

લીલી: “ મદદની કોણે ના કહી. એ મદદ મળે જ, પણ એક બીજાંને ચાહ્ય છે એટલું નક્કી થયા પછી જ એ મદદ. આટલું થયા પછી માબાપ એ સંબંધ પસંદ કરે તો જ તેમને મદદ મળે ને તો જ લગ્ન થાય; નહિ તો નહિ. તમારામાં માબાપની પસંદગી પહેલી અને અમારામાં પછી. પણ કોઇ પણ ઠેકાણે એ પસંદગી વગર તો ચાલે જ નહિ.”

કમળા: " કર્નલ આ લગ્નની વિરૂદ્ધ હોય એમ લાગતું નથી. કેપ્ટનને આમંત્રણ તો આપ્યું હતું !"

લીલી: " હા પણ કેપ્ટને એ આમંત્રણ સ્વીકાર્યું નહિ."

કમળા: " લીલી ! એક વિચિત્ર સવાલ પૂછું કે ? તમારામાં લગ્નનું માગું કોણ કરે ? પુરૂષ કે સ્ત્રી ?"

લીલી: " કન્યાઓ માગું ન કરે–સાધારણ રીતે પુરૂષો જ માગું કરે."

કમળા: " પણ કોઇ કારણથી પુરૂષ બોલી ન શકતો હોય તો ?"

લીલી: " તો તેનું પરિણામ તે ભોગવે."

કમળા મુગી થઈ ને વિચારમાં પડી—'પશ્ચિમમાં લગ્ન-વિવાહના રીતરિવાજો કેવા છે ? તે રીતરિવાજો હિંદુસ્તાનમાં દાખલ થાય તો લાભ છે કે કેમ ? એમાં કેટલા ને કેવા ફેરફારોની જરૂર છે ?' વિચાર કરતાં લાગ્યું કે 'માબાપો વિવાહ કરે એટલે માબાપો વરની પસંદગી કરે એ સ્થિતિ તો ખોટી નથી. માત્ર કન્યાના અભિલાષ, કન્યાની વૃત્તિ અને કન્યાના આશયો જાણે અને તેને કેળવણી આપ્યા પછી–તેનામાં ઉચ્ચ સંસ્કારો નાખ્યા પછી, તેના મનની વૃત્તિ જાણવાની તો ખાસ જરૂર જ છે. આ કેળવણી ન આપી હોય, ઉચ્ચ સંસ્કાર ન પાડયા હોય, નો તો ગમે તેમ થાય ચુની-ભાઈનાં વહુ સુખી જ છે ને ! ચુનીભાઇ કે ભાભી એમાંથી એકેયને લગ્ન સુખી નિવડશે કે કેમ એનો વિચારજ નહોતો. એ વિચાર જ શેનો આવે ! મારે શું કરવું ? મને પસંદ કરી લેવાની સમજણ પડતી નથી. હું જ્ઞાતિમાં કોઇને જોતી નથી અને મારી મા એવી અજ્ઞાન છે–એવા વિચારની છે કે એની પસંદગી મને અનુકૂળ નથી, તો શું કરવું ? ઇંગ્રેજોમાં જ્ઞાતિ નથી એટલે ક્ષેત્ર વિશાળ છે, એ સ્થિતિ અમારી નથી. શું ! અવિવાહિત સ્થિતિ જળવાય ? શું લગ્ન કરવું જ જોઇએ ? એમ શા માટે ?"

ત્રણ વાગ્યા અને આસોપાલવના છાયા નીચે ખુરશીઓ ગોઠવાઈ, રાઉંડ ટેબલ આવ્યું, ચાહ આવ્યો અને સાંજનું કામ પત્યું. આજ લીલી અને કમળા ડુંગર ઉપર જવાનાં હતાં. કમળાને ડુંગર ઉપર જઈ, ટોચ ઉપર ઉભા રહી, ચોગરદમ જોવાની, દૂર દેખાતાં ગામડા તરફ કલાકો ને કલાકો નજર કરવાની ટેવ હતી. ટોચ ઉપર જતાં જ અમદાવાદ સાંભરતું. અમદાવાદમાં પોતાનું ઘર–મા–ભાઇ સાંભરતાં નહોતાં; પરંતુ ત્યાં એક વ્યક્તિ હતી, જે તેના હૃદયમાં વસી હતી, છતાં તે વિષે જરાક પણ ઉચ્ચાર કરી શકતી નહિ, તે વ્યક્તિ સાંભરતી–“ જીવનલાલ અમદાવાદ હશે કે ધંધુકે ! ” જીવનલાલ આ ડુંગર ઉપરથી દેખાતો નહોતો. પરંતુ તેની સૂક્ષ્મ મૂર્તિ જોઇ શકતી–તેનો મધુર અવાજ સાંભળી શકતી હોય એમ લાગતું. “ જીવનલાલની સાથે એક મીનીટ વાત થાય તો ! એમનો કોમળ સ્વર સંભળાય તો ! એમના મૃદુ હાથનો સ્પર્શ થાય તો ! કેવી મઝાહ ! કેટલો આનંદ ! કેટલું સુખ ! જીવનલાલનો કેમ પત્ર નથી! મારા ઉપર તો ન હોય, પણ લીલી ઉપર ન હોય એ કેમ બને ! શું તે માંદા હશે ? પથારીવશ હશે ? કલેકટરના પત્રથી જણાયું હતું કે જીવનલાલે ફર્લો રજા લીધી છે, તો હજી સારા નહિ થયા હોય ! એવી ગંભીર માંદગી હશે ? ” આ બધા વિચાર કમળાને ડુંગરની ટોચ ઉપર આવતાં, પોતે નિરાશ થઇ ‘ ઇશ્વિર એમને સુખી રાખે ’ એટલું ઇચ્છી સંતોપ પામતી.

લીલી અને કમળા ડુંગરની તળેટી તરફ ગયાં. ત્યાં પત્થર ઉપર બેઠાં, થોડો આરામ લઈ ડુંગર ઉપર ગયાં. ત્યાં શેકસપીઅરનો એક અંક વાંચી સંધ્યાકાળ થતાં નીચે ઉતર્યાં. અંધારૂં થવા આવ્યાથી ઝડપથી ચાલ્યાં. રસ્તામાં વુડલેન્ડ કલબમાંથી આવતા જતા અંગ્રેજ પુરૂષો, છૂટાછવાયા મજૂરો ને ગાડાવાળા મળતા. ઝાડમાંથી આગીઆ કીડાનાં ટોળાં ઉડતાં એક અદ્‌ભૂત દેખાવ થતો હતો. અને,

સખીઓ ધીરે ધીરે આવતી હતી, ત્યાં સામેથી એક ઘોડેસ્વાર આવતો કમળાએ જોયો. ઘોડો થાકેલો હતો એટલુંજ નહિ, પણ એના ઉપર બેઠેલો સવાર પણ થાકી ગયા જેવો લાગતો હતો. રખેને ઘોડાની હડફટમાં આવે, એ બીકે કમળાએ લીલીને બગલમાંથી ઝાલી આઘી ખસેડી. કમળા અને લીલી પૂર્વ તરફ જતાં હતાં, ત્યારે ઘોડેસ્વાર પશ્ચિમ તરફ જતો હતો. અસ્ત થતા સૂર્યનાં ઝાંખા કિરણો ઘોડેસ્વારના મ્હોં ઉપર પડતાં હતાં. ચહેરો ફીક્કો અને ઉતરી ગયેલો હતો, આંખો ઉંડી ઉતરી ગઇ હતી અને તેમાં શોકની છાયા છવાઇ હતી. આ ચહેરો કોઇ દિવસ કમળાએ જોયો હોય એમ લાગ્યું. સંધ્યાકાળના અવનવા રંગના સંસ્કાર મનમાં રહે છે તેમ. આ પરિચિત ચહેરાના સંસ્કાર મગજમાંથી ખસતા નહોતા. કમળા આ ચહેરાના સામું જોઇ જ રહી. એ ચહેરો ક્યાં–ક્યારે જોયો હતો તેનો વિચાર કરવા લાગી. ઘોડેસ્વાર એમને એમ ચાલ્યો ગયો. એણે આ બંનેને ઓળખ્યાં હોય એમ લાગ્યું નહિ–એણે કોઇને સલામ કરી નહિ ને એ તો ચાલ્યો જ ગયા, એટલુંજ નહિ પણ પાછું ફરી જેવાની તસ્દી પણ લીધી નહિ.

ઘોડેસ્વાર ગયો–દૃષ્ટિમર્યાદા બહાર ગયો અને કમળાની સ્મૃતિ જાગી–'બસ એ તો એજ–' ચહેરો ઓળખતાં જ–ઓળખાણની વૃત્તિ જાગતાંજ કમળાએ ચીસ પાડી. હાથ ધ્રુજવા લાગ્યા અને તે બેબાકળી થઈ ગઇ.

લીલી: " કમળા ! શું થયું ? કાંટો વાગ્યો ?"

કમળા: " ના કાંઈ જ નહિ. "

લીલી: " ના શું ! તું ગભરાઈ લાગે છે. શું સાપ દીઠો ?"

કમળાએ કાંઇ જ નહોતું એમ ઠસાવવાનો પ્રયત્ન કર્યો, પણ લીલી એમ સમજે એવી નહોતી. ઘોડેસ્વારને જોતાં જ કાંઇ થયું.

એમ લાગવાથી લીલીએ પૂછયું: "કમળા! તું હજી ધ્રૂજે છે, તારા હાથમાં પરસેવો થયો છે. જરૂર તું બીધી છે. ઘોડા ઉપર કોણ ગયું?"

કમળા: "કોઇ દેશી આદમી હતો."

લીલી: "તે તારો ઓળખીતો હતો? એમાં આટલી ગભરાય છે કેમ! હું છું ત્યાં સુધી તને કોઇ અહીંથી લઇ જનાર નથી. તારી માએ કોઇને મોકલ્યો હશે, પણ એમાં ગભરાવા જેવું નથી. મને તારા બાપની મદદ છે– હું તારી વાલી છું. ચુનીલાલ પોતે આવે તો પણ એનામાં સત્તા નથી કે તારો વાળ વાંકો કરે।

બંને ઘર તરફ ચાલ્યાં અને કમળાને શાંતિ થઇ કે લીલી ખરી વાત સમજી નથી. વળી ક્ષણવાર એ પણ ગયું કે લીલી દેખી શકતી નથી તે સારૂં જ છે. કમળાએ ચીસ પાડી હતી તે બીકથી નહિ, પણ એના હૃદયમાં એ ચહેરો જોતાં ત્રાસ છૂટયો હતો. એક વખતનો સુંદર–મોહક–આકર્ષક ચહેરો, તે આજે આવો કેમ? એજ વિચારે તે ગભરાઇ હતી. 'શું જીવનલાલ! એ અહીં કયાંથી? જીવનલાલ હોય જ નહિ. એ તો જીવનલાલનું ભૂત જ. એ મંદવા-ડમાંથી ઉઠયા નહિ હોય! મૃત્યુ પામ્યા હશે અને અમારી પાછળ ભૂત થઈ આવ્યા હશે! એ સિવાય આવો ભયંકર ચહેરો હોય જ નહિ. કદાચ તેઓ મંદવાડને લીધે આવા થઇ ગયા હોય ને હવાફેર માટે લાનોલી આવ્યા હોય! એમ હોય તો લીલીને ન મળે એ કેમ બને!'

કમળાનો આનંદ–કમળાનો ઉમંગ નષ્ટ થયો. લીલીએ ઘણીએ શાંત કરી; પરંતુ કમળાના હૃદયનો ભાર ઓછો થયો નહિ. રાત્રે પથારીમાં સુતાં કમળા નિદ્રામાં પડી, પણ તેમાંએ સ્વપ્ને ભંગ

કર્યો. કેપ્ટન હંટર ઘોડા ઉપર વાંકો વળી વાત કરતો હતો તેમ જીવનલાલ વાત કરતો લાગ્યો. જીવનલાલે મ્હોં નીચું કર્યું—કમળાના કપાળને મ્હોં અડક્યું હોય એમ લાગ્યું. જીવનલાલનો એક હાથ તેના શરીરને—ખભાને— ગળાની આસપાસ ફરી વળ્યો હોય એમ લાગ્યું અને એ થતાંજ કમળા ચીસ પાડી જાગી ઉઠી. સફાળી ઉઠીને જૂએ છે તો કોઈ નહિ; માત્ર પ્રભાતનાં કિરણો બારીમાંથી આવતાં હતાં.

## પ્રકરણ ૨૯ મું

---

### શોકજનક મિલાપ

જૂન માસ બેસી ગયો હતો અને લાનોલીની સીઝન પૂરી થવા આવી હતી. વાદળાં થતાં હતાં. ડુંગર ઉપર સવારના પહોરમાં વાદળોના જુથે દોડાદોડ કરી મૂકી હતી, અને દૂરથી ડુંગર અને વાદળ ઓળખાતાં પણ નહોતાં. ગઇ રાત્રે એક ઝાપટું પડયું હતું, પરંતુ સવારમાં ઉઘાડ થતાં, હવા રોજના કરતાં વધારે ખુશનુમા લાગતી હતી. પત્થરની જમીન એટલે પાણી ઢળી જતું અને કાદવ કચરાનું નામ નહોતું. ડુંગર ઉપર કરમદાં–આંબા–જાંબુના ઝાડનાં પાંદડાં ઉપરનાં પાણીનાં ટીપાં દૂરથી મોતીના દાણા જેવાં લાગતાં હતાં. ઇન્દ્રાણીમાં પાણી વહેતું હતું અને પાણીના જોર દરમિયાન તે ઓળંગવાની કોઇની હિંમત ચાલતી નહોતી. ડુંગર ઉપરથી પાણીનાં ઝરણાં ટપકતાં આંખને આનંદ આપતાં હતાં.

લીલી દરરોજ સવારના ફરવા જતી. સાંજે જવાય કે નહિ પણ સવારમાં તો ફરવા જવાનો તેનો નિયમ હતો. કદાપિ કોઇ મળવા આવતું ને ઘેર રહેવું પડતું તો કમળા લીલીની સાથે જ રહેતી. મીસ ડેવીસ–મીસીસ મીલન કાં તો કલબમાં જતાં અગર તો ટેનીસ રમવા પડોશના બંગલામાં જતાં. લીલીને ઘણાં નિમંત્રણ આવતાં,

અને તેની જવાની ઇચ્છા પણ થતી, પણ કમળાને જુદું આમંત્રણ ન હોવાથી, તેમ કમળાને એકલી રાખી જવાનું ઠીક ન લાગતાં તે આમંત્રણ દેનારને ઉપકારપૂર્વક ના પાડી. બાગમાં આસોપાલવના ઝાડ નીચે બંને બેસતા, બાગનાં પુષ્પની સુગંધ લેતાં, ભિન્ન ભિન્ન તરેહની વાતો કરતાં; અથવા કમળા વાંચતી ને તે સાંભળતી. કમળા જુદાં જુદાં ઝાડ, ડુંગરની શોભા, આકાશ સંબંધી અનેક પ્રશ્નો પૂછતી.

આજ સાંજે કેપ્ટન હંટર આપેલા વચન પ્રમાણે મળવા આવ્યો. કમળા કાંઈક કામ માટે ઝાંપા પાસે ગઈ હતી, ત્યાં કેપ્ટન હંટર સામો મળ્યો.

કમળા: " મીસીસ મીલન અને મીસ ડેવીસ કલબમાં છે મીસ લીલી અને હું બાગમાં બેઠાં છીએ. કેપ્ટન ! સંભાળીને આવજો હો. આ પુષ્પો ચગદાય નહિ !"

સાથે વાત કરવામાં કાંઇ હરકત નથી અને પોતે હિંદુસ્તાનમાં નહિ, પણ યુરોપના વાતાવરણમાં છે, એમ માની કમળા વાતોમાં તલ્લીન થઇ.

લીલીની સાથે સમુળગી વાત ન કરવી, એ અસભ્ય લાગવાની બીક કેપ્ટન હંટરે કહ્યુંઃ "મીસ. લીલી! આવી રીતે મારા ઉપર આટલો ભાવ રાખો છો તે માટે મારે તમારો ઉપકાર માનવો જોઈએ. હું આવવાનો હતો તો બપોરે, પરંતુ સાંજના ફરવામાં આનંદ પડતો હોવાથી અત્યારે આવ્યો. તમારા બંગલાની પાછળના બંગલામાં મારા એક મિત્રને મળવા જવું છે, તો હું હવે રજા લઇશ."

કમળાઃ "બહારથી જશો તો રસ્તો લાંબો પડશે અને અમારા બંગલામાં પાછળ છીંડું છે ત્યાંથી નજદીક પડશે. તો એમજ જાઓને!"

કેપ્ટનઃ "એમ કોઇના બંગલામાંથી કેમ જવાય! વળી રસ્તામાં બીજા બંગલા આવતા હશે. હું તો લાંબે જ રસ્તે જઇશ."

લીલીઃ "કમળા! તું રસ્તો બતાવ એટલે એમને સમજણ પડશે અને પછી વાંધો નહિ કાઢે."

કેપ્ટન હંટરે લીલીને શેકહેંડ કરી અને કમળા સાથે છીંડા તરફ ગયો.

કમળાઃ "કેપ્ટન! તે દિવસે તમે મારા લગ્નનું પૂછતા હતા?"

કેપ્ટનઃ "હા કાંઈ નવાજૂની છે?"

કમળાઃ "ના; પણ હું તમારા લગ્ન વિષે પૂછું તો?"

કેપ્ટનઃ "મારાં લગ્ન!" કેપ્ટન ગભરાયો.

કમળાઃ "હા, તમારાં. તમે પૂછો અને હું તમને ન પૂછી શકું કે?"

—કેપ્ટન શો જવાબ આપે? આ પ્રશ્ન જ વિચિત્ર હતો, પરંતુ પૂછનાર કમળા અને તેમાં પણ તેની પ્રશ્ન પૂછવાની ઢબ જ એવી હતી કે કેપ્ટન અયોગ્ય ગણી શકે એમ હતું જ નહિ, એકાંત છે—,

કે કેમ ? એમ હું પૂછતો હતો, પણ મારો પ્રશ્ન પૂરો થાય તે પહેલાં તે તો એકદમ ચાલી ગઇ ! ”

કમળા: “ તેમાં જ ખુબી છે ! તે તેણે યોગ્ય જ કર્યું.”

કેપ્ટન: “ એમાં ખુબી શી ! હું તો ઉદ્ધતાઈ જ સમજું છું.

કમળા: “ અમારામાં નાની કન્યાઓને પરણવાનું પૂછે ત્યારે તેઓ રૂવે છે ને નહિ પરણું એમ કહે છે. વિવાહ કરી વર ઘેર આવે ને ઘરનાં કહે કે ‘ અલી, જો ! તારો વર ! ’ ત્યારે તે નાસી જાય. પરણતાં તો ગલગલી થાય, પણ પરણીને સાસરે જતાં આંખમાંથી આંસુ કાઢે છે. આવે વખતે તમારા જેવા હોય તે ‘ વહુ મને ચહાતી નથી અને મારા કરતાં તેનાં માબાપને બહુ ચાહે છે ’ એમ માની ગુસ્સે થાય. તો તો વહુના ભોગ જ લાગે. કન્યા રૂએ ખરી; પણ જો વર સારો હોય, મન ગમતો હોય, તો તો એમ જ થાય કે હવે જલદી એકલા પડાય ને વરની સાથે રહેવાનું મળે તો સારૂં. લીઝીને મા નથી કે હૃદયની સખી નથી એટલે શું કરે! શરમાય નહિ કે ! ”

કેપ્ટન: “ પણ તમે તો કહો છો ને કે તે તો ગુસ્સે થઇ હતી. ”

કમળા: “ તે ખરૂં છે, કારણ કે પછી તમે તેને બોલાવી જ નથી. વળી બીજી વાર મળ્યા ત્યારે તમે બીજી સ્ત્રી સાથે વાત કરતા હતા. લીઝીએ તે વખતે મારી સામે જોયું હતું તે મને બરાબર સાંભરે છે. ”

કેપ્ટન: “ તમે કહો છો તેમ તે મને ચ્હાતી હોય, તો તો બીજાની સાથે સારો સંબંધ રાખતી ન હોય ! ”

કમળા: “ બીજાની સાથે એટલે બીજા પુરૂષો સાથે ?”

કેપ્ટન: “ હાસ્તો ? ”

કમળા: " હં–ત્યારે તમને પણ અદેખાઈ આવે છે. તમે કેળવાયેલા પણ શંકાશીલ રહો છો, એમ ને ? જો બીજા પુરૂષો સાથે વાત કરતી હોય એમ લાગતું હોય, તો મૂળ વાતનો નિવેડો લાવવો જોઇએ. વિવાહની વાત કરો–ચ્હાતી હશે તો હા પાડશે, અને પછી બીજા સાથે વાતો નહિ કરે ને તમને અદેખાઇ પણ નહિ આવે ! તમે તો બીજી સ્ત્રીની સાથે વાત કરી શકો કેમ ? એ વાત કરે ત્યારે એમ જ માનવું કે એ તેને પરણવા માગતી હશે. ને તમે તો સાદી જ વાત કરતા હશો એમ એણે માનવું જોઇએ કેમ ? "

કેપ્ટન: " પણ તે સાંભળે નહિ ને મારૂં બોલવું ગણકારે નહિ તો ? "

કમળા: " એમ બને જ નહિ. તમે લશ્કરી માણસો તો એવા જ ! સમજો જ નહિ. તમે કોઇ વાતો વાંચી જ નથી લાગતી ! એકાદ વખત એકાંતે મળી, મુલાકાત આપી, વાત કરી લ્યો. "

કેપ્ટન: " પછી ? "

કમળા: " પછી શું ! બધું એ હું સમજાવું ત્યારે જ તમે સમજો કે ! અમને–હિંદુઓને તમારી રીત ન આવડે. એ વચન સ્નેહનાં કહ્યાં કે તરત જ ગુસ્સો જતો રહ્યો. "

કેપ્ટન: " પછી, બીજું કાંઇ ? "

કમળા: " લગ્ન કરવા ખુશી છે કે કેમ તે પૂછવું. "

કેપ્ટન: " પછી તે સવાલ નકામો છે. "

કમળા: " એમ હોય તો ન પૂછવું. તે ઇર્ષાથી ગુસ્સે હતી કે કોઇએ તમારે માટે ખરૂં ખોટું ભરવ્યું હતું તેથી ગુસ્સે હતી એ જાણી લેવું. અમારામાં તો એવું ઘણું થાય છે. એક બીજાને મળતાં ન હોવાથી મોટી ઉંમરમાં–લગ્ન થયાં પહેલાં એક બીજા માટે

સારા ખોટા અભિપ્રાય લોકો બંધાવે છે ને ઘણી વાર સુખી થઇ શકે એવાં જોડાં આમ ગેરસમજુતીને લીધે દુઃખી થાય છે. ”

કેપ્ટનઃ “ હવે મને લાગે છે કે જનસ્વભાવ તો એક જ જાતનો હોય છેઃ પછી ચામડી ભલે કાળી હોય કે ગોરી હોય ! ”

કમળાઃ “ શું તમને એમ લાગતું હતું કે હિંદુ સ્ત્રીઓ સ્નેહ સમજતી જ નહિ હોય ? એમને તમારી સ્ત્રીઓ માફક સ્નેહ–ઇર્ષા–તિરસ્કાર–સુખ દુઃખની લાગણી જ નહિ હોય ? અમારામાં તમારી પેઠે સ્નેહલગ્ન થતાં નથી, માટે બધાં દુઃખી જ હોઇ, સંસારનો આનંદ ભોગવતાં જ નહિ હોય ! હિંદુસ્તાનમાં વસ્યા અને ઉપર ટપકેથી જોયું, એથી અમારાં આન્તરરહસ્યો સમજ્યા કહેવાઓ કે ? ”

કેપ્ટનઃ “ તમને તમારા પવિત્ર સ્નેહનું યોગ્ય પાત્ર મળો એમ હું ઇચ્છું છું. ”

કમળાઃ “ પ્રભુની મરજી હશે તેમ થશે. જૂઓ ! આ રસ્તો, જરાક આગળ જશો કે ડાબા હાથ ભણી ઝાંપો આવશે–એ જ બંગલો. ”

કમળા કેપ્ટન હંટર સાથે ગઇ એટલે લીલી એકલી પડતાં આરામ ખુરશી ઉપર અઢેલી બેઠી અને સુગંધીમય હવા લેતી અંધ–નિસ્તેજ આંખો આકાશ તરફ રાખી સુગી પડી રહી. વખતો વખત આવતો પવનનો સુસવાટો, આસોપાલવની ઘટામાંથી નિકળતો પક્ષીનો અવાજ અને શરીર ઉપર ખરી પડતાં પાંદડાનો સરસરાટ અનુભવતી લીલી, ક્ષણવાર કમળાને વીસરી ગઈ. એકલી પડતાં એને ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તાનનાં સ્નેહીઓ સાંભર્યાં. જીવનલાલ તેના વિના ઘડી ન રહે, જે જીવનલાલનો પત્ર દર મેલમાં હોય અને પત્ર ન આવતાં તાર જાય; તે જ જીવનલાલના કાંઈ ખબર ખબર ન મળે એ કેવું વિચિત્ર ! “ શું, જીવનલાલને ખોટું

લાગ્યું હશે ? શું એને કાંઇ થયું તો નહિ હોય ? બસ, એ જ! એને મળ્યા વિના ઇંગ્લાંડ જવું નથી. અહીંથી બારોબાર અમદાવાદ, અમદાવાદ ન હોય તો ધંધુકે, પણ જીવનલાલને નજરે જોઇશ ત્યારે જ નિવૃત્તિ થશે. ”

લીલી આમ સ્નેહના વિચારમાં હતી–નિરાશ–ચિંતાતુર હતી, ત્યાં કોઇકના પગલાં સંભળાયાં. બાગની બહાર કાંકરી ઉપર બુટનો અવાજ સ્પષ્ટ આવતો હતો અને મોટે ઝાંપેથી ઘંટડીનો અવાજ આવ્યો. ‘કોણ હશે ? સ્ત્રી કે પુરૂષ? મીસીસ મીલનનું કામ હશે કે મારૂં ?’ નોકરે જવાબ આપ્યો કે મીસીસ મીલન ઘરમાં નથી, તે લીલીએ સાંભળ્યું. પછી શું થયું તે સમજી નહિ, પણ પગરવ પાસે આવી કોઇ છેક પાસે ઉભું હોય એમ લીલીને લાગ્યું.

લીલી: “ કોણ હશે ? ”

ઉત્તર ન મળ્યો, એટલે લીલી ટટાર થઇ અને જરાક હિંમત અને મીજાજમાં ફરીને પ્રશ્ન પૂછ્યો. અજાણ્યો પુરૂષ ઉભો જ રહ્યો. લીલીની અંધ પણ મોહક આંખો જોતાં જ તેના હૃદયમાં ચરેરાટ થયો અને પોતાના હૃદયના ઉભરાઓ કાઢવામાં–ઘણા દિવસની ગોઠડી કરવામાં શું વિઘ્ન છે તેનું ભાન થતાં જીવનલાલ શિયાવિયા થઇ ગયો. જગતમાં જીવનલાલને પ્રેમથી વાંસે હાથ ફેરવે એવું કોઇ હોય તો તે લીલી જ. જીવનલાલના બળતા હૃદયને શાંત કરનાર કોઇ હોય તો તે લીલી જ. લીલીના મનમાં જીવનલાલ આસિસ્ટંટ કલેકટર–શાંતિનો પતિ–મીલનનો મિત્ર નહોતોઃ પણ એને મન તો તે ઇંગ્લાંડમાં પિતાને ત્યાં અનેક આનંદ કરતો બાળમિત્ર–બાળસ્નેહી–હૃદયનો સાથી હતો. જીવનલાલ લીલીના ચહેરા સામું જોઇજ રહ્યો; “ લીલી ! આ લીલી ! મારી શી શી ઉમેદો હતી ! તે દિવસે કલેકટરને ત્યાં કમળાની હાજરીને લીધે મારાથી કાંઇ કહેવાયું નહિ–મારા મનની મનમાં જ રહી–આજ સુધી, મેં

મને પત્ર પણ લખ્યો નથી. પત્ર લખવાથી લાભ શો ! એ વાંચી શકે નહિ એટલે મારા મનના ઉભરા અમારા બે સિવાય ત્રીજું જાણે, એ કેમ બને ? ”

લીલીને કયાં ખબર છે કે જેને માટે એ સખ્ત ચિંતા કરે છે–જેને માટે ઇંગ્લાંડથી આટલે દૂર આવી છે–જેનું ઘર–જેની સ્ત્રી–જેનું જીવન નિહાળવા–જોઇ સંતોષ પામવા આતુર હતી, તે જ જીવનલાલ તેની પાછળ ઉભો ઉભો પોતાના જેવા–સ્નેહના જ વિચાર કરે છે ! તે વધારે વાર ધીરજ રાખી શક્યો નહિ, એકદમ ધુંટણીએ. પડી હાથ લાંબો કરી લીલીને અડકયો.

સંધ્યાકાળના સમયે–આવા એકાંત સ્થળે–આમ એકદમ સ્પર્શ કરનાર કોણ હશે એમ લીલીને થતાં ચમકી–બીની. બીજી જ પળે બે હાથ ઓળખ્યા અને તે બોલી: “ બોલો ! કોણ હશે ! શું જીવનલાલ ! આખરે સાંભરી ખરી ? ”

લીલીને મન તો જીવનલાલ બાળક હતો, સમયવસ્યક હતો, સુપરિચિત હતો—એટલે સ્નેહ–આતુરતા–ચિંતા જીજ્ઞાસાથી તેના શરીરે–માથે મ્હોંએ હાથ ફેરવ્યો અને ફેરવતાં જીવનલાલ છે એ ખાત્રી થઇ, તે સાથે જ હર્ષની ચીસ પડાઈ ગઇ.

લીલી: “ જીવનલાલ ! આખરે આવ્યા ! આટલા દિવસ કયાં હતા ? ધંધુકે ! એક પણ કાગળ નહિ ! આમ કેમ ? શું ઇંગ્લાંડનો સ્નેહ ઇંગ્લાંડમાં મૂકયો ? હું તમારે માટે મ્હોંમાં જીભ ઘાલતી નથી ને તમારો તો પત્તો જ ન મળે ! ”

આમ છતાં કાંઈ જ ઉત્તર ન મળ્યો. જીવનલાલને લીલીનો દરેક શબ્દ સાલતો હતો, ઉત્તર આપવા ઇચ્છા હતી, ઉત્સુક્તા હતી; પણ લાચાર. લીલીનો સુંદર–સ્નેહાળ ચહેરો એનાથી વધુ વખત જોવાઇ શકયો નહિ, અને ધીરે ધીરે નીચે વાળતાં માથું લીલીના [illegible] નાખ્યું. લીલીએ હાથથી માથું ઉંચું કર્યું અને જીવનલાલના

કપાળે એક સ્નેહભર ચુંબન કર્યું ને ગદ્દગદ અવાજે બોલી: " જીવનલાલ ! તમે માંદા હતા ! લેવાઇ ગયા છો, હાડકાં નીકળ્યાં છે, ડાચાં બેસી ગયાં છે. આમ થવાનું કારણ શું ? બોલોને ! મને નહિ કહો ? "

ઉત્તરમાં માત્ર નિઃશ્વાસ !

લીલી: " મને કાંઇ સમજ પડતી નથી. જીવનલાલ ! મારાથી કેમ ગભરાઓ છો ? મને તમારા અંતરની વાત કહેતાં ગભરાતા નહોતા, તે જ આજે આમ મુગા કેમ ? શું તમારાથી કાંઈ ન કહેવાય એવું કામ થયું છે ? એમ હોય નહિ ને હોય તોએ મારા ઉપર વિશ્વાસ નથી ? તમને જરાએ આંચ આવવા નહિ દઉં, વિશ્વાસ રાખો. હું તમારી છું. તમારે માટે ઇંગ્લાંડમાં રાતદિવસ તલ્પ્યા કરતી, તમારૂં માથું દુખતું તો હું રાતદિવસ ઉજાગરો કરી તમારી પથારી પાસે બેસી રહેતી. તમારો નિઃશ્વાસ મને તરવારથી વધારે ઘા કરે છે. તમારો સ્નેહનો એક શબ્દ મારા જીવનનો સૂર્ય હતો અને છે. હું તમારી છું પછી મને નહિ કહો ? જીવનલાલ ! તમે આવા કદી નહોતા ! સારાં...શાંતિ...એ શિખવી મોકલ્યા છે કે શું ? જીવનલાલ, હું તમને દેખતી નથી. પરંતુ મારૂં મન તમારા પરિચિત-મીઠા એક શબ્દ માટે તલસે છે. બોલો ! બોલો ! આમ આવા નિષ્ઠુર શું થાઓ છો ! મારી-આ દેશમાં તમારે માટે આવેલીની-ટીકાપાત્ર થતી આંધળીની-પણ દયા નથી આવતી ? "

લીલીનો એકેએક શબ્દ જીવનલાલના તંતુઓ ઢીલા કરવા બસ હતો. જીવનલાલનું ચિત્ત હાથ ન રહ્યું. તે ડુસકે ડુસકે રોવા લાગ્યો. લીલી ગભરાઇ ગઇ. કાંઈ ભારે અકસ્માત થયો હોય અથવા અવનવો ત્રાસદાયક બનાવ બન્યો હોય એમ લાગતાં જ, બંને હાથ ખભે મૂક્યા ને બોલી: " જીવનલાલ ! શું છે ? કહો તો ખરા. "

જીવનલાલે લીલીનો હાથ પકડ્યો. ધીરેધીરે તે હાથ મ્હોં આગળ લીધો પણ જીવનલાલની હિંમત જતી રહી. ક્ષણેવાર અટક્યો.

બંનેના હાથ ધ્રૂજતા હતા, જીવનલાલે મ્હોં ફાડ્યું અને લીલીનો કોમળ ધ્રૂજતો હાથ અંદર મૂક્યો. લીલી—અંધ લીલી પ્રથમ તો સમજી નહિ કે હાથ મ્હોંમાં કેમ મૂકે છે! પણ પછી સમજી. સમજતાં આંગળીઓ વડે દાંત જોયા, તાળવું જોયું, જીભ જોવા જાય ત્યાં જીભ ન મળે. જીભ આડી અવળી ભરાઇ હશે માની સ્નેહવત્સલ લીલીએ—અંધ લીલીએ બખોલમાં ખોળાખોળ કરી પણ હોય તો ને! જીભ ન મળતાં મુગા રહેવાનું કારણ સમજી. જીવનલાલ પોતાના એકના એક—જીવનના આધાર—જીવનલાલની સ્થિતિનું ભાન થયું અને "ભાઇ! આ શું?" કરી મૂર્છાગત થઇ. જીવનલાલને અંધ લીલીને માટે—પોતાની તરફના, તેના નિઃસ્વાર્થ સ્નેહને માટે—લાગણી થતાં 'બ્હેન' એ શબ્દ બોલવાની ઇચ્છા થતાં માત્ર નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મૂકતો, કેવળ રોવાનો અવાજ કાઢતો, બંને હાથે લીલીને ઉપાડી લઇ—ખોળામાં માથું મૂકી રોતો બેસી રહ્યો.

## પ્રકરણ ૩૦ મુ

---

### સ્નેહલગ્ન—છેવટ

છોટાલાલ સાઉથ આફ્રિકા–ઇસ્ટ આફ્રિકા વગેરે જગાએ સીગારની એજંસીઓ નક્કી કરી ઇજીપ્ત આવ્યા, અને ત્યાં પણ સીગારના વહેપારનું મુખ્ય મથક નક્કી કરી, સપ્ટેંબર મહિનામાં મુંબાઇ આવ્યા. પોતાની જ જ્ઞાતિનો કે સ્નેહી જો કોઇ ઇજીપ્ત જઇ રહે અને ત્યાં જ ઘર લઇ રહેવા ધારે તો તેવાને સમસ્ત આફ્રિકાનો એજંટ નિમવાનો તેમનો વિચાર હતો. ત્યાં જનારને સારા પગાર ઉપરાંત કમીશન આપવાનું નક્કી કર્યું હતું. ઇજીપ્તમાં યુરોપીઅન ફર્મોએ એજંસી લેવાની મરજી દેખાડી હતી, પણ એમનો વિચાર બને તો કોઇ દેશીને જ મોકલવાનો હતો. યુરોપીઅનો–પારસીઓ–મેમણો દુનિયાના છેડામાં જઇ ગમે તે વેપાર કરે છે. એ જ દેશને પોતાનો દેશ માને છે–અને એ દ્વારા એ લાખ્ખો રૂપિયા કમાય છે, તો પછી આપણા દેશીઓ દેશ તરફનું ખાલી મમત્વ છોડી ઉદ્યોગાર્થ–દ્રવ્ય ઉપાર્જન કરવા, ઇંગ્લાંડ–અમેરીકા–ઑસ્ટ્રેલિયા–રૂશિયા કે સ્વીડનમાં જઇ દુકાનો–આડતો શા માટે ન ઉઘાડે ? આપણા દેશમાં થતી અનેક ચીજો પોતે જ જઈ શા માટે વેચે નહિ ? યુરોપીઅનો અત્ર આવી હાટેલો ઉઘાડે છે, તો આપણે

આપણા દેશની સિફાઇઓની દુકાન ત્યાં કેમ ન ઉઘાડવી ? આપણા દેશની કારીગરી આપણે જાતે જ જઇ ત્યાં રહી શા માટે વેચવી નહિ ? બીજા કમીશન ખાય તો તે આપણે શા માટે ખાવું નહિ ? દૂર દેશના સો કરતાં ગામના પાંચ સારા ! એ વિચાર હવે ક્યાં સુધી રાખવો ? ' આવા આવા વિચાર છોટાલાલને થતા. ચુનીલાલને કાંઇક અનુભવ મેળવવાના ઉદ્દેશથી જ વિલાયત મોકલ્યો હતો, પણ તેમાં તો કાંઇ વળ્યું નહોતું.

છોટાલાલ મુંબાઇ આવ્યા તે વખતે ચુનીલાલ હિંદુસ્તાનના મોટા શહેરોમાં એજંટો નિમી આવ્યો હતો. એ પ્રમાણે વ્યાપાર વધતો જોઇ છોટાલાલ સંતુષ્ટ થયા.

ચુનીલાલે વાલકેશ્વર નેપીઅનસી રોડ ઉપર–દરિયા કાંઠે એક ભવ્ય મકાન રાખ્યું હતું અને પિતાપુત્ર આજ ઘણે વખતે મળ્યા હતા.

છોટાલાલ: " ચુનીલાલ ! તને મુંબાઈ રહેવાને તો વાંધો નથી ને ? "

ચુનીલાલ: " ના, ના. અમદાવાદ કરતાં મુંબાઇ હજાર દરજ્જે ચઢે. અમદાવાદીભાઇ ! માત્ર પૈસા કમાઇ જાણે. મોજમજાહ અને અનેક વિષયની ચર્ચાનું સ્થાન તો મુંબાઇ જ. મુંબાઇમાં જીવન ગાળવાથી મહત્વ વધે છે ને ચંચળ થવાય છે. "

છોટાલાલ: " ચુની ! કમળાના લગ્ન માટે તારી માએ મૂર્ખાઈજ કરી. મારા આવવાની તો વાટ જોવી હતી. "

ચુનીલાલ: " કમળાને કંઇ હેરાન કરી નથી. મારી બાના મનમાં તો એટલું જ કે લગ્ન પતે તો પોતે છૂટે ને મારી સાથે મુંબાઇ આવે. "

છોટાલાલ: " હું બધું સમજું છું. છોકરીને કાંઇ મારી તો નહિ જ હોય, પણ તેને પજવવામાં બાકી નહિ રાખી હોય, નહિ તો એ આમ કરે એવી નથી. જો એના ઈંગ્રેજ મિત્રોએ મદદ ન કરી હોત તો તેને કુવો–હવાડો જ કરવો પડયો હોત. "

ચુનીલાલ: " વારૂ ! પણ હવે તમારો વિચાર શો છે ? "

છોટાલાલ: " હાલ તો તમારા જેવો જ. હજી ઉંડો વિચાર કર્યો નથી. "

ચુનીલાલ મશ્કરી સમજ્યો જ નહિ ને બોલ્યો: " કમળ હવે નાની નથી. એનું લગ્ન તો થવું જ જોઇએ ને તે પણ જ્યાં નક્કી કર્યું છે ત્યાં જ. મેં અને મારી બાએ કાંઈ કરવામાં બાકી રાખી નથી. "

છોટાલાલ: " હું પણ તેજ કહું છું, તમે કાંઇ બાકી રાખ્યું નથી. તે જોયું. હવે મને કરવા દો. "

ચુનીલાલ: " તો તમે જાણો. હવે તે ઉંમરલાયક થઈ છે. વિલંબ કરવામાં સાર નથી. આ બંગલો જોયો કે ? આ ફર્નીચર નવું જ લીધું. "

છોટાલાલ: " બહુજ મજાનું ! આ ફર્નીચર દેશી લાગતું નથી. તું તો સ્વદેશીનો વાવટો લઇ ફરનારો અને પરદેશી માલ ક્યાંથી પસંદ કર્યો ? "

ચુનીલાલ: " પણ હું સ્વદેશી નથી એમ કોણ કહે છે ? મુંબઇની દુકાને દુકાને ભમ્યો હતો અને દેશી માલ મનગમતો ન મળ્યો, ત્યારે જ પરદેશી લીધો. આપણા કારીગર જ ગધેડા જેવા છે. માલ સારો કરતા જ નથી. આળસુ–દરિદ્રિ: બીજું શું ? માલ કરે તે એવો કે જોવો એ ન ગમે. પછી શું કરીએ ? હમણાં જ દેશી વ્યાપારી મંડળમાં મેં ભાષણ આપ્યું હતું, ને મેં ચોખ્ખું કહ્યું હતું કે દેશી માલ બનાવો–સારો બનાવો. સારો માલ નથી મળતો એટલે જ અમે પરદેશી માલ લઈએ છીએ. "

છોટાલાલ: " એમણે શું કહ્યું ? "

ચુનીલાલઃ "મારૂં બોલવું ખરૂં હતું એટલે શું બોલે! પણ સારો માલ ન બનવાનાં કારણો કહ્યાંઃ એક તો કાચો માલ ખરાબ, બીજું કારીગર હોંશીયાર, પણ કેળવાયેલા નહિ. મારો વિચાર હવે એમ જ થાય છે કે આપણું રૂ–આપણે અહીંનાં ચામડાંઓ અને આપણા દાણા પરદેશ ન મોકલવા."

છોટાલાલઃ "ઠીક થયું કે એ યાદીમાં તમાકુ નથી; નહિ તો ભોગ મળત. આપણી સુધરેલી તમાકુ જેટલી પરદેશ જાય છે, તેટલી ન જતી હોત તો હિંદુસ્તાનમાંથી તો પૂરા પૈસા પણ ન મળત."

ચુનીલાલ, છોટાલાલના બોલવાથી જરાક ગભરાયો અને એને પણ લાગ્યું કે યાદીમાં તમાકુ ગણાવી હત ને એમ થયું હત તો આ ર્નીચરવાળો બંગલો લઈ શકાત નહિ."

ચુનીલાલઃ "બરાબર છે. તપસીલમાં ઉતરવામાં સાર નથી."

છોટાલાલને પણ એ જ જોઈતું હતું. છોટાલાલ બે દિવસ રહ્યા, તેમાં જણાયું કે ચુનીલાલના બંગલામાં ઓઢવાનાં–રંગ–પહેરવાનાં કપડાં–લખવાનો સામાન–ચાહનાં વાસણ–બુટ વગેરે સઘળું વિદેશી અને અપ–ટુ–ડેટ હતાં! ત્રીજે દિવસે તે લાનોલી ગયા.

કેપ્ટન હંટરને બંગલાનો તેમ જ લગ્નનો રસ્તો બતાવી કાંઈક આનંદમાં કમળા બાગમાં દાખલ થઈ, તો અદ્‌ભુત દેખાવ! અર્ધ–મૂર્ચ્છિત લીલીને બે હાથે જીવનલાલ ઝાલીને બેઠા છે. આમ અકસ્માત્ જીવનલાલને જોતાં જ કમળા પણ ગભરાઈ. તે દિવસે ઘોડા ઉપરથી જોયા હતા તે જ જીવનલાલ આમ આવશે એવું તેને સ્વપ્ન પણ નહોતું. એક બાજુ જીવનલાલ માટેનો સ્નેહ ને બીજી બાજુ પોતાની જીવનદાતા લીલીને આવી સ્થિતિમાં પડેલી જોઈ કમળાની શાંતિ–આનંદ નષ્ટ થયાં. તે દોડી. લીલીને બાઝતાં જીવનલાલનો સ્પર્શ થયો અને એ સ્પર્શે હૃદયના ...ો લીલીને શું થયું છે તે જાણવા

જીવનલાલને પૂછ્યા, પણ જીવનલાલે એકેનો, ઉત્તર ન આપ્યો. 'મને હલકી લેખે છે, મારે માટે સારો અભિપ્રાય નથી, નહિ તો બોલ્યા વગર રહે જ નહિ.'–એમ થતાં–જીવનની આશા નિષ્ફળ લાગતાં–કમળા રોઇ પડી. જીવનલાલે તો એમ જ ધાર્યું કે લીલીની મૂર્છાગત સ્થિતિ જોઇને જ તે ગભરાઇ હતી.

થોડીવારે લીલીને ભાન આવ્યું અને બેઠી થઇ હાથ લંબાવ્યો. રોજના અભ્યાસ પ્રમાણે કમળાએ હાથ પકડ્યો, પણ એણે તે હાથ આઘો ખસેડ્યો. જીવનલાલ એકદમ ઉઠ્યા ને હાથ પકડ્યો. લીલી શાંત થશે–સમજશે એટલે 'આમ કેમ?' એ સવાલ કરશે એ પ્રશ્નનો ઉત્તર કેમ આપવો? લીલીને સર્વ હકીકત કેવી રીતે કહેવી? લીલી અંધ ન હોત તો તો જોઇએ છે શું! લખીને આપત, પણ એમ કરતાં હાલમાં તો ત્રીજાને કાને વાત જાય–એમ કરવું ઇષ્ટ નથી. લીલીને કહેવાનો કાંઈ જ વાંધો નથી–નહોતો. જીવનલાલે પોતાના સુખદુઃખની અનેક વાતો લીલીને કહી હતી, તેની તરફથી આશ્વાસન–સલાહ મળ્યાં હતાં. મીસ ડેવીસ દ્વારા હકીકત જણાવાય, પણ કમળા દ્વારા જણાવવી કે કેમ? ને હિંદુ કન્યા! સંસારના ભેદો સમજી જાય તે ઠીક નહિ, એમ જીવનલાલને ગડભાંગ થયા કરતી હતી.

લીલી: "જીવનલાલ! આ ત્રાસદાયક આફત તમારા ઉપર મારા વ્હાલાં જીવનલાલ ઉપર! તમારો એવો કયો દુશ્મન હતો? મને કાંઈ સમજ પડતી નથી. કોઇ રીતે મને જણાવી શકતા હો તો જણાવો. તમારા દુઃખથી હું ત્રાસી ગઈ છું. તમારા મનમાં શું શું થતું હશે તે હું સમજી શકું છું. મનના ઉભરાઓ હૃદયને બાળતા હશે. મૂને આંખ નથી, પણ હું દેખી શકું છું–સમજી શકું છું."

જીવનલાલ ઉભો થયો. બારી પાસે જઇ ગજવામાંથી નોટબુક કાઢી-પાનું ફાડી-કાંઇ લખ્યું અને કમળાને આપ્યું. કમળા, પોતાને હલકી માનતી કમળા-અણમાનની કમળા-જીવનલાલે કલ્લા કર્યા વિના હાથમાં કાગળ મૂક્યો, તે જોઈ ગાંડી ઘેલી થઇ ગઈ. જરૂર મારે માટે ચીઠ્ઠી! લીલી અંધ છે તે સારૂં જ છે, એમ ક્ષણવાર લાગ્યું. ચીઠ્ઠી લેતાં અનેક ભાવો, અનેક વૃત્તિઓ જાગી, પણ બીજી જ પળે ચીઠ્ઠી વાંચતાં આભી જ બની ગઇ. જીવનલાલે નિશાની કરી તે ચીઠ્ઠી લીલીને વાંચી સંભળાવવા કહ્યું ને કમળાએ ચીઠ્ઠી વાંચીઃ

"વ્હાલી લીલી! હું બહુ માંદો હતો અને મારાથી બોલાતું નથી.'

"વ્હાલી લીલી! શું લીલી વ્હાલી? ને હું........એ આશા જ શા માટે? અમારે રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર ક્યાં છે! વળી શાંતિ છે. બે સ્ત્રીઓના એ હિમાયતી નથી. વળી શું એ મુગા છે? હમેશને માટે મુગા રહેશે?" કમળાના મનમાં વિચાર સ્ફુર્યા.

લીલીએ જીવનલાલે લખેલું સાંભળ્યું ને દ્રઢતાથી બોલીઃ "તમે જીભ શાથી ને કેવી રીતે ખોઈ?"

જીવનલાલ વળી બારીએ ગયો-પેન્સીલ હાથમાં રાખી અસ્ત પામતા સૂર્ય સામું જોઇ રહ્યો ને છેવટે નોટમાં લખ્યું, ને કમળાએ વાંચ્યું-'વૈદના વાઢકાપથી.' કમળા ચોંકી-'જીભ કપાઈ છે, એટલે હમેશને માટે બોલવાના નહિ-આવા મુગાને ચાહી શકાય ખરૂં? એમની તરફનો સ્નેહ એવોને એવો હવે રહેશે'-એમ હૃદયને પૂછતી હોય એમ મુગી ઉભી રહી.

'અપંગ ને ખોડખાંપણવાળાં તરફ બીજાં સ્નેહ રાખી શકતાં હશે?' એ પ્રશ્ન જીવનલાલને થયો, ત્યાં અંધ બાળા લીલીએ પ્રેમથી બુમ પાડીઃ "ભાઇ! અહીં આવો. મારી પાસે બેસો."

તેમનું માથું ખોળામાં મૂકી ધીરેથી કાંઇક કહ્યું. અંધબાલા—પ્રભુપરાયણ બાલા—પવિત્ર બાલા પ્રેમને ખરો અર્થ સમજતી હતી, પ્રભુભક્તિનો માર્ગ સમજતી હતી અને દુઃખીને આશ્વાસન આપવા, દુઃખીને સંતોષ આપવા, તેમને સુખી કરવામાંજ પ્રભુ પ્રીતિ મેળવાય છે, એમ જાણતી હતી. તેથી જીવનલાલને પોતાનાં ન્યાત—જાત—કે ધર્મથી ભિન્ન જીવનલાલને પ્રેમપૂર્વક આશ્વાસન આપ્યું.

લીલીના એકેએક શબ્દ કમળાએ સાંભળ્યા અને આ બંનેનો અગાધ પ્રેમ—નિઃસ્વાર્થ પ્રેમ જોઇ—અનુભવી શાંત થઇ, અને ' ભાઇ' શબ્દ સાંભળતાં જ ' વ્હાલી લીલી ' વાંચી જે ઇર્ષા ઉત્પન્ન થઈ હતી તે નષ્ટ થઇ. તેમ જ એવો વિચાર લાવી આ પવિત્ર ભાઇબ્હેન માટે અયોગ્ય શંકા કરી તે માટે પશ્ચાતાપ કરવા લાગી.

અંધકન્યાના શબ્દે જીવનલાલ શાંત થયા, ઉભા થયા, લીલીના બંને હાથ આંખે અડકાડયા અને ગયા. લીલી જીવનલાલનો પગરવ સંભળાતો બંધ થયો એટલે એકદમ રોઇ પડી ને બોલી : “ ભાઈ ! તારે માથે આવું દુઃખ ! હું તો આંધળી હતી પણ તેમાં વળી તું એ મુગો થયો ! હે ઇશ્વર ! તને ગમ્યું તે ખરૂં. બસ થઇ રહ્યું ! હવે જીવનલાલની મીઠી વાણી આ જન્મમાં તો નહિ જ સાંભળવાની ને ! ”

દિવસો જતા ગયા તેમ તેમ લીલીને હિંમત આવી અને જીવનલાલ ધીરજ ધરતાં શીખ્યો. જીવનલાલના મ્હોં ઉપર તેજ આવવા લાગ્યું અને ચહેરા ઉપર ક્રોધ—વૈરની લાગણીને બદલે શાંતિ—આનંદ ફેલાયાં. ગઈ વાત કોઈ સંભારતું જ નહિ અને લાનોલીમાં બે મહિના આનંદમાં—હરવાફરવામાં—બીઝીક—ટેનીસ રમવામાં ગાળ્યા.

ત્રીજા માણસની મદદ સિવાય લીલીને વાત કહી શકાતી હોત, તો તો જીવનલાલે પોતાની આત્મકથા ક્યારનીય કહી હોત, પણ દુર્ભાગ્યે તેમ બને તેમ નહોતું. સવાર કે સાંજે બાગમાં એકલા પડતાં, જાઇને બધી વાત લીલીને કહી દઉં એમ થતું—કહેવા ઉઠતો ને કહેવા જતો,

પણ જ્યારે ન બોલાતું. ત્યારે જ પોતે બોલી શકતો નથી એવું કેટલીકવાર ભાન આવતું. વળી કેટલીક વાર એમ થતું કે, નથી કહેવાતું તે લીલી નથી જાણતી તેમાં આનંદ છે, નહિ તો શાંતિના–મહાત્માના પ્રપંચ, ભૈરવની યાત્રા, ત્યાંનો જુલમ વગેરે સાંભળી લીલીના મનમાં કેવા વિચારો આવત તે પ્રભુ જાણે!

લીલી સાથે મીસ ડેવીસ, મીસીસ મીલન અથવા કમળા દ્વારા જ વાત થઇ શકે એમ હતું અને આ ત્રણેમાં પણ કમળા ઝડપથી સમજી શકતી એટલે એની મારફત જ વાતો ચાલતી. પ્રથમ તો તમામ વાત કાગળ પેન્સીલથી થતી, પરંતુ દિવસો જતાં જીવનલાલના અમુક અવાજનો અમુક અર્થ એમ સમજાતાં એક જુદી જ ભાષા બની.

આ ભાષા બનાવતાં સમજતાં ઘણા દિવસો ગયા અને એ ભાષાથી લીલી–જીવનલાલ એક બીજાને સાધારણ સમજી શકતાં ખરાં. પણ પહેલાંની મઝાહ, પહેલાંનો આનંદ તો હમેશને માટે ગયો જ હતો. જીવનલાલનું ગાયન લીલી હવે સાંભળવાની નહોતી. ટેનીસન, બ્રાઉનીંગ કે કાલીદાસ તે વાંચતો ને લીલી સાંભળતી–પ્રશ્ન પૂછતી, તે તો હવે નહિજ. બંને વચ્ચે એક કુદરતી પડદો પડયો હતો અને એ પડદો ખસેડવાની કોઇની શક્તિ નહોતી.

લીલી કલાકોને કલાકો જીવનલાલ સાથે વાતમાં ગાળતી. કમળા સાંભળતી અને કોઇવાર જીવનલાલને જોતાં અમદાવાદ, મુંબાઇમાં રખડતાં લુલાં–લંગડાં–મુગાંને જોતાં ઇશ્વરપ્રેમ ન સમજનારને જે તિરસ્કાર આવે છે તેવો તિરસ્કાર આવતો ને ઉઠી ચાલી જતી. પણ થોડીવારે લીલી સાંભરતી, તેનાં ઉત્તમ વચનો સાંભરતા એટલે તિરસ્કારની વૃત્તિ ઉત્પન્ન થવા માટે પ્રભુની ક્ષમા જાચતી, બહાર આવી જીવનલાલના સામું જોઇ રહેતી અને તેને અબોલ આંખે ન્હાતી

હોય–તેનો મનથી પણ તિરસ્કાર કરવા માટે ક્ષમા યાચતી હોય એમ બેસી રહેતી. આમ ધીરે ધીરે કમળા જીવનલાલને પહેલાંની માફક જ ચહાવા લાગી.

જીવનલાલ એક નાનો બંગલો લઈ રહ્યો હતો અને ભગવાનજી તેની પાસે ને પાસે રહેતો. દરરોજ સવાર સાંજ આ સ્નેહાળ મંડળ જુદે જુદે ઠેકાણે મળતું અને લાનોલીમાં વસતા યુરોપીઅનો, દેશીઓ સાથે આટલો ગાઢ પરિચય રાખનાર ઇંગ્રેજ કુટુંબની તરેહવાર વાતો કરતા, પરંતુ તેમની સભ્યતા–વિચાર–સ્નેહ એટલો ઉંચો હતો કે એમાંથી કોઇ કલબમાં જતું ત્યારે તેમનો સારો [illegible] થયા વિના રહેતો જ નહિ.

સપ્ટેંબર થતાં મીસીસ મીલને અમદાવાદ જવાની તૈયારી કરી. પણ લીલીનો વિચાર તો ત્યાં જ રહેવાનો હતો. તેણે બે ત્રણ માસ લાનોલીમાં જ ગાળવાનું નક્કી કર્યું હતું.

આવા વિચાર ચાલે છે, ત્યાં છોટાલાલ લાનોલી આવ્યા. તેમણે કોઇને કાગળ પત્ર લખેલો ન હોવાથી એ આવશે એમ કોઇએ ધાર્યું પણ નહોતું. હંમેશના નિયમ મુજબ ચારે સ્ત્રીઓ બહાર બાગમાં બેઠી હતી. સીપાઇએ મીસીસ મીલનના હાથમાં કાર્ડ મૂક્યું. કાર્ડ ઉપરનું નામ વાંચતાં જ કમળા કુદી. છોટાલાલ અંદર દાખલ થયા. કમળાને સોડમાં લીધી અને બીજાને યોગ્ય શેકહેન્ડ કરી. કમળાને જરાયે ફ્લેશ ન મળ્યો એટલે લીલી નિશ્ચિંત થઇ. છોટાલાલે પોતાની મુસાફરીનો ટૂંક હેવાલ આપ્યો. જીવનલાલની ઓળખાણ કરાવવાની જરૂર નહોતી, છતાં સભ્યતા ખાતર મીસીસ મીલને ઓળખાણ કરાવી. છોટાલાલે શેકહેન્ડ કરી અને તેની ઢબ જ એવી હતી કે જીવનલાલ સંબંધી એ જાણતા હોવા જોઇએ, એમ બધાંને લાગ્યું,

છોટાલાલ લગભગ એક કલાક બેઠા, તે દરમિયાન લીલીની સાથે વાત થતાં લીલીના ઉત્તમ સ્વભાવ, નિઃસ્વાર્થપ્રેમ અને પરગજુપણા માટે માન અને સ્નેહની લાગણી થઈ. જતાં કમળાને લઈ જવાની દરખાસ્ત કરી. કમળા જશે–એ વિચાર જ લીલીને મુંઝવવા બસ હતો, પણ છોટાલાલે ધીરેથી કહ્યું: "હું આજ જતો નથી. કાલે જ જઈશ. વળી અમદાવાદમાં એની મા નથી. એની મા સુનીલાલની વહુ સાથે મુંબાઇ છે. એને હવે જરા પણ હેરાન નહિ થવા દઉં. એને માટે નિશ્ચિંત રહેજો."

કમળા ... બોલી બંનેને શાંતિ થઈ અને દસ મીનીટ પછી છોટાલાલ અને જીવનલાલ સાથે જ બહાર ગયા. કમળા બંગલામાં પોતાનો સામાન એકઠો કરવા ગઇ અને એ પ્રમાણે તેમની તે વેળાની આનંદમય ગોષ્ટીનો અંત આવ્યો.

લીલી સુવાની તૈયારીમાં હતી, ત્યાં જીવનલાલ આવ્યો. જીવનલાલને ગમે તે વખતે આવવાની છૂટ હતી. ઘરમાં લીલી અને કમળા બે જ હતાં; કારણ કે મીસીસ મીલન અને મી. ડેવીસ રેલ્વે કૉન્સર્ટમાં ગયાં હતાં. જીવનલાલે આવી એકદમ જ રોજની પદ્ધતિ પ્રમાણે પોતાની ભાષામાં વાત શરૂ કરી: "લીલી! છોટાલાલ મને એક કામ સોંપવા માગે છે. આફ્રિકાની તમાકુની એજંસી મને આપે છે તેથી મારે 'ડેરા' જવાનું થાય છે. મારે માત્ર વ્યવહાર જ ચલાવવાનો છે, એટલે ભીખની જરૂર નથી અને મારા હાથ નીચે કારકુનો–પટાવાળા વગેરે રહેશે."

લીલી ખુશી થઇને બોલી: "ને તમે પણ જવાનું જ ધારો છો ને?"

જીવનલાલ: "જો કે કેટલાક વાંધા છે, પણ તેની હવે મને દરકાર નથી!"

લીલી : "બોલી શકાતું નથી એજને!"

જીવનલાલ: "ના, ના; પણ અમારૂં જ્ઞાતિબંધન, ઘર–બાર, વગેરે."

જીવનલાલે આ ફેરી મોટા કાગળમાં કેટલુંક લખી કમળાને આપ્યું, જે કમળાએ નીચે પ્રમાણે વાંચ્યું:

'ફીજીમાં જવામાં જ્ઞાતિબંધન નડશે. ઈંગ્લાંડથી આવી પ્રાયશ્ચિત કર્યું હતું: પણ તે વખતે હું આસિસ્ટંટ કલેકટર હતો. મારા પોતાના વતન–જ્ઞાતિવાળા ભાગમાં મારી સત્તા હતી, મારી પાસે પૈસો હતો. હવે હું અશક્ત છું, મારો પોતાનો પૈસો નથી, મા–બાપ–બૈરી અહીં છે; એવી કાળજી કરે પાલવે તેમ નથી. મને મારા દેશમાં સુખ ન મળ્યું, ને અહીં રહેવામાં ભવિષ્યમાં પણ સુખ મળે એમ લાગતું નથી, તો પછી નકામો મોહ શા કામનો! હવે હું દેશ છોડી હમેશને માટે ફીજીમાં રહીશ, પછી મારે નાત–જાત–સગાંવ્હાલાં શું કરવાં છે! જીવીશ ત્યાં સુધી ત્યાં રહીશ ને એમ કરતાં મરી ગયો તો–લીલી તમારા સિવાય મારે માટે કોઇ આંસુ પાડે એમ નથી.'

કમળાએ વાંચ્યું, પણ છેલ્લી લીટી વાંચતાં તેના હૃદયમાં નિરાશા ઉત્પન્ન થઇ–'શું જીવનલાલ માટે મને લાગણી નથી!' એ મરી જાય! એ વિચાર જ ત્રાસજનક લાગ્યો. જીવનલાલે કમળાના ચહેરા ઉપર શોક–નિરાશાના વિકાર જોયા, એટલામાં અંધ કન્યા બોલી ઉઠી: "જીવનલાલ! એમ ના બોલો! આપણે સાથે રહીશું. હું તમારી સાથે જ આવીશ. મારે તમારા સિવાય કોઈ નથી. તમે મારા ભાઇ! તમે મારા પાલક!"

જીવનલાલે ફીજીમાં ક્યારે અને શું કામ જવાનું હતું, તેની તપસીલ કહી લીલીની રજા લીધી. જતાં જતાં શેકહેંડ કરવા કમળા તરફ હાથ લંબાવ્યો. કમળાએ યંત્રની માફક હાથ આપ્યો–અને હાથ

જોડાયા, એમાંથી એકકેના મ્હોંમાંથી શબ્દ નીકળ્યો નહિ; માત્ર વીજળીના બે તાર ભેગા થતાં ઝણઝણાટ શરૂ થાય તેમ ઝણઝણાટ થતો હોય એમ બંનેની આંખ ઉપરથી લાગતું હતું. લીલી જોઇ શકતી હત તો આ બંનેના હૃદયમાં શું શું થતું હતું તે તરત સમજી શકી હોત; પરંતુ લીલી જોઈ શકતી નહોતી એટલું સારૂં હતું. બંને પવિત્ર હતાં, હૃદયમાં શું થતું હતું તે સમજી શકતાં નહોતાં અને જીવનલાલ કઠીન હૃદય કરી હૃદયમાં થતા ભાવો ઉપર અંકુશ મૂકી એકદમ ચાલ્યો ગયો. કમળા દિગ્મૂઢની પેઠે જીવનલાલની પાછળ જોતી ઉભી જ રહી.

* * * *

નવું વર્ષ બેઠું. નવા વર્ષના પ્રાતઃકાળે આખું વર્ષ આનંદમાં જાય તે માટે વહેલા ઉઠી પ્રભુપૂજા–ધર્મદાન કર્યાં; પરંતુ ગીરધરલાલના હૃદયમાં આનંદ ઉદ્‌ભવ્યો જ નહિ ગઇ સાલ સવારના પહોરમાં જીવનલાલ આસિસ્ટંટ કલેક્ટર પિતાને પગે લાગ્યો હતો, પિતાએ એકના એક–સત્તાધારી–લોકપ્રિય પુત્રને આશિર્વાદ આપ્યો હતો. સવારના પહોરમાં મામલતદારો, તલાટીઓ. અવલકારકુનો, કલેક્ટરોના સીપાઇઓ અને કારકુનોનાં ટોળાં ઉપર ટોળાં આવ્યાં હતાં. કલેક્ટરને ત્યાંથી મેવો તેમ બીજાનાં નવા વર્ષનાં કાર્ડો આવ્યાં હતાં. આજ એજ ઘરમાં શોક હતો, એક ચકલું ફરક્યું નહોતું. છોકરાને કલેક્ટર થયેલો જોઇ કલેક્ટરની માતા તરીકે અભિમાન રાખવાનો, ન્યાત જાતમાં રૂઆબ બેસાડવાનો, અને સગાંવ્હાલાંને ઠેકાણે પાડવા વગેરેનો માજીનો ઉમંગ નષ્ટ થયો હતો.

જીવનલાલના ગયા પછી શાંતિના ઉપરનો ભાવ જતો રહ્યો હતો. ઘરમાં એને કોઇ બોલાવતું નહિ. એની જરૂરીઆતો ઉપર કોઇ લક્ષ આપતું નહિ. 'શાંતિને લીધે સોના જેવો છોકરો ગયો,' એ

પુત્રવત્સલ માતાપિતાને હાડોહાડ લાગ્યું હતું, પરંતુ શાંતિને દહાડા હતા. પરમેશ્વર કરે ને એને છોકરો આપે તો જીવનલાલનું નામ રહે, એ જ આશાથી શાંતિને ઘરમાં રાખી હતી–શાંતિની જરા પણ સગવડ સચવાતી હતી. શાંતિ સર્વ સમજતી હતી, એને પોતાનું જીવન ભારરૂપ લાગતું હતું; પણ શું કરે ! શાંતિને પૂરે દિવસે છોકરો આવ્યો; પરંતુ કુટુંબના દુર્ભાગ્યે તે મુએલો આવ્યો; એટલે તો કુટુંબના કલેશમાં મણા રહી નહિ. માજી ને કોઈ પોકેપોક મૂકી રોયાં, છાતી માથાં કુટી નાંખ્યાં અને સાત ઘેર તાળાં વસાયાં હોય એમ રડાકુટ ચાલી રહી. તેજ દિવસથી શાંતિના દુઃખનાં પગરણ બેઠાં. 'ધણીને અપંગ કર્યો, દેશપાર કર્યો ને મુએલો છોકરો જણ્યો, એટલે કુટુંબનું સત્યાનાશ કાઢનાર શાંતિ જ છે' એમ સર્વને થઈ ગયું. તે દિવસથી વાત વાતમાં–પગલે પગલે શાંતિના ઉપર પીટ પડતી. સુવાવડમાં જ એનું શરીર કથળ્યું હતું. છોકરો જીવ્યો હત તો તે છોકરા ખાતર શાંતિની બધી સારવાર થાત, પરંતુ તેને અભાવે 'એ રાક્ષસણીની સારવાર શી ! મુઇ મરતી હોય તો !' એમ થયું. શાંતિ વિધવા હોય તેમ તેને ઘરમાંથી બહાર જવાની મનાઇ થઇ. ખાવામાં રોટલો ને મરચું જ. ઘરનું બધું કામ એને જ કરવાનું. માંદી હતી, અશકત હતી, નિરાશ થઈ હતી; છતાં એને ઘડીભર કોઇ જંપવા દેતું નહિ. અધુરામાં પુરૂં થોડા દિવસ થયાં નહિ ને જીવનલાલને જે કન્યા પરણાવવાની હતી, તે જ કન્યા શાંતિની બીજી સાસુ થઇ આવી.

શરૂઆતમાં બંને શોકયો બહેન તરીકે રહેવા લાગી, પરંતુ દિવસ જતાં બંને વચ્ચે સાઠમારી વધી અને જે કન્યાને માજી હોંશે ઘરમાં લાવ્યાં હતાં, તે જ ઘરની માલીક થઇ પડી. હવે તો જીવનલાલનાં માજીને આપ્યો, રોટલો ખાવાનો વખત આવ્યો. નવી વહુનાં માન વધ્યાં અને વરસ પછી છોકરો આવતાં જીવનલાલ ભૂલાઈ ગયો. આ પુત્રનો

જન્મ સાંભળતાં જ શાંતિના હોંશ ઉડી ગયા, અને ઘરમાં ગમવા ન માંડ્યું. છોકરો જોઇ–છોકરાને રમાડતા જોઇ, પોતાની સ્થિતિનું ભાન થયું. જીવનલાલ જેવા પતિ તરફની વર્તણુંક માટે પસ્તાવો કરવા લાગી—'હાય! હાય! 'એમને' મેં બહુ હેરાન કર્યા! 'એમના' જેવા પતિ કોઈને નહિ હોય! મારે સત્તા હતી, બા–બા કહી સૌ બોલાવતા, પટાવાળા–માણસો હાજર ને હાજર રહેતા, પૈસો ટકો મળતો, બહાર માન હતું, મને કોઇ દિવસ ઉંચે અક્ષરે બોલાવી નથી. હવે હું કયે ભવ છૂટીશ! એ કયાં હશે! એમનો પત્તો મળે તો એમની દાસી થઇ ચાકરી કરી મારાં પાપ ધોઉં!' સીપાઇઓ–માણસો મારફત તપાસ કરાવી પણ નિરર્થક.

એક દિવસ શાંતિ છોકરા માટે દૂધ લઇ જતી હતી, તેમાં કાંઇ પડ્યું હશે તેની તેને ખબર નહિ. છોકરાને દૂધ પાયું ને તરત ઉલટી થઇ. છોકરાની માને એમ જ થયું કે શાંતિએ કાંઇક નાખ્યું. એ વહેમથી બધાંએ ભેગાં મળી શાંતિને ઉધડી લીધી, ગીરધરલાલે ફટકાવી પણ ખરી, બપોરના બધાં જંપ્યાં, એટલે શાંતિ બહાર ગઇ. સાંજના શાંતિની ખોળંખોળા થઇ. માણસો પાડાપાડોશીને ત્યાં ગયા, એટલામાં પોળમાંથી બુમ આવી કે કોઇક કુવામાં પડ્યું છે. બધાં કુવા તરફ ગયાં. તપાસ કરતાં શાંતિનું મડદું હાથ આવ્યું. બધાં રોયાં–કકળ્યાં–શાંતિને ભસ્મિભૂત કરી દીધી. ઘરમાં શાંતિ પ્રસરી. છોકરાની માને નિરાંત થઈ.

× × × ×

ઇજીપ્તના કેરો શહેરમાં સાંજના વખતે દરિયા તરફ એક ઘોડાગાડી દરરોજ જાય છે. આ ડોગકાર્ટમાં બેસી એક હિંદુ હમેશાં દરિયા તરફ ફરવા જાય છે, કેરોમાં તે "મુંગો હિંદુ" એ નામે ઓળખાય છે. કોઇએ તેને બોલતો સાંભળ્યો નથી. બજારમાં ઘણીવાર તેને હસતાં લોક જોયો છે, પણ એક શબ્દ મ્હોંમાંથી નીકળ્યો